

માદ્રી–પાંડુ

ચિત્રકાર : કનુ દેસાઈ

# સાહિત્યપલ્લવ

## ભાગ ત્રીજો

ઝીણાભાઈ દેસાઈ
ઉમાશંકર જોષી



વોરા ઍન્ડ કું. પબ્લીશર્સ લિમિટેડ
રાઉંડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨

મનહરલાલ કે. વોરા
વોરા ઍન્ડ કું. પબ્લીશર્સ લિમિટેડ
રાઉંડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨
મુદ્રક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, અમદાવાદ











સવા રૂપિયો

પ્રથમ આવૃત્તિ : ઍપ્રિલ, ૧૯૪૧

# નિવેદન

'સાહિત્યપલ્લવ'ના પહેલા અને બીજા ભાગમાં એના હેતુ અને વિષય પરત્વે અમારે જે કંઈ કહેવાનું છે તે કહી દીધું છે. તેથી તેની પુનરુક્તિ કરવા અહીં રોકાતા નથી. આ ત્રણે ભાગ દ્વારા આપણી સાહિત્યશ્રીનો જે યત્કિંચિત્ અણસારો આપી શકાયો છે તે અમને વિશ્વાસ છે કે આપણા સાહિત્ય માટે આપણા વિદ્યાર્થીઓમાં પ્રેમ અને ભક્તિ ઉત્પન્ન કરશે. તેમના અભ્યાસમાં ઇતર ભાષાઓની ઉત્તમ કૃતિઓનો પણ જ્યારે તેમને પરિચય થાય ત્યારે તેની સરખામણીમાં આપણો સાહિત્યવૈભવ પણ ઉવેખવા જેવો નથી એવી પ્રતીતિ તેમને અવશ્ય થશે એવી અમને શ્રદ્ધા છે.

આ ભાગમાં આપણા સાહિત્યના વિકાસનું અમે વિહંગાવલોકન આપ્યું છે તે, અમને આશા છે કે, વિદ્યાર્થીઓને એના વિકાસનો ઠીક ઠીક ખ્યાલ આપશે. એ વિહંગાવલોકન મુખ્ય પ્રવાહોનું છે, અને એથી વ્યક્તિઓને અનુલક્ષીને એ નથી લખાયું. વ્યક્તિઓનો, એમ છતાં, ક્યાંક ક્યાંક નિર્દેશ થયેલો છે તે તેમની વ્યક્તિગત કક્ષામાં નહિ, પણ કોઈ એક પ્રવાહના પ્રતિનિધિ તરીકે. પહેલા ભાગના નિવેદનમાં અમે ત્રીજા ભાગમાં વ્યક્તિઓના પરિચય આપવા સંબંધી પણ જણાવ્યું હતું; પણ લેખકોના જીવનની તારીખ, કે જન્મસ્થળ જેવી સ્થૂળ માહિતીથી કોઈ ખાસ વિશેષાર્થ નથી સરતો, પણ પ્રવાહનો વિદ્યાર્થીઓને ખ્યાલ આવી શકે તો તેમની દૃષ્ટિ વધુ ઝીણવટભરી અને રસપારખુ થઈ શકશે એમ લાગતાં અમે પ્રવાહોનો જ પરિચય દઈ લેખ્યો છે. એમ છતાં લેખકોના પરિચય માટે વિદ્યાર્થીઓ અને શિક્ષકોને અમે નીચેના ગ્રંથોની ભલામણ કરીએ છીએ. એ પુસ્તકો દરેક શાળામાં હોવાં જોઈએ. ૧. ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો (શ્રી. કૃ. મો. ઝવેરીકૃત) ૨. ગ્રંથ અને ગ્રંથકાર-બધા ભાગ. (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પ્રકાશિત.)

ઉપરાંત પ્રસંગોપાત્ત અમે નચિકેતા, એકલવ્ય, વગેરેની પૌરાણિક કથાઓ આપી છે. છતાં 'પૌરાણિક કથાકોશ'—

(ગુ. વ. સો. પ્રકાશિત)નો પણ ઉપયોગ શિક્ષકો કરશે એવી આશા રાખીએ છીએ. 'સાર્થ જોડણી કોશ' તો વપરાતો હશે જ એમ માની લઈએ છીએ.

કલાદર્શનના પાઠોને સાહિત્યના પુસ્તકમાં કેટલું સ્થાન ? આવો પ્રશ્ન સંભવ છે કે આ પાઠ્યશ્રેણીમાંના કલાદર્શનના પાઠો જોતાં કોઈ પૂછે. એનો તો એક જ ઉત્તર હોઈ શકે — અને તે એ કે સાહિત્ય પણ એક કલા છે — અને બધી કલાઓનું આદિ સ્વરૂપ, અને આદિ પ્રેરણા તો એક જ છે, એ દૃષ્ટિએ અભ્યાસકાળ દરમ્યાન શક્ય તેટલી જુદી જુદી કળાઓ વચ્ચે સમન્વય સાધવાની દૃષ્ટિ વિદ્યાર્થી સમક્ષ રજૂ કરાય તો સારું એવું અમે માનીએ છીએ. એટલે અમે આપેલા પાઠો માત્ર અંગુલિનિર્દેશ પૂરતા જ છે. વધુ તો એ માટે યોગ્ય વાતાવરણ જમાવવું એ છે. એ માટે જો આ પાઠો નિમિત્તે પ્રેરણા મળી શકશે તો એનો હેતુ સફળ થયેલો લેખાશે.

અન્તમાં, આ સંગ્રહમાં પોતાની કૃતિઓનો સમાવેશ કરવાની રજા આપનાર લેખકોનો, શ્રી. રોરિકનાં ચિત્રો માટે રજા મેળવી આપવા બદલ શ્રી. રવિશંકર રાવળનો, અને જે જે ચિત્રકારોનાં ચિત્રો અમે અહીં આપી શક્યા છીએ તે ચિત્રકારોનો, અનેક અગવડો વેઠીને પણ આ સંગ્રહોનાં પ્રકાશનને અંગે અમને બધી અનુકૂળતા કરી આપવા બદલ આ સંગ્રહોના પ્રકાશક શ્રી. મનહરલાલ વોરાનો, અને અસાધારણ ત્વરાથી અને કાળજીપૂર્વક એનું સુઘડ અને શુદ્ધ મુદ્રણ કરી આપવા બદલ શ્રી. જીવણજી દેસાઈનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. આ સંગ્રહોને અંગે જો અમને કંઈ સૂચનાઓ મળશે તો તેનો સાભાર સ્વીકાર કરી તેનો પૂરતો લાભ લેવા અમે સદાય તત્પર રહીશું, એ નોંધવાની ભાગ્યે જ જરૂર હોય. આશા છે કે એવી સૂચનાઓ અમને મળશે.

શેઠ ચી. ન. વિદ્યાવિહાર,
આંબાવાડી
અમદાવાદ, ૯–૪–'૪૧

ઝીણાભાઈ દેસાઈ
ઉમાશંકર જોશી

# અનુક્રમણિકા

# ઉદયવંત

[ગુજરાતી ભાષાની એક પ્રાચીન કૃતિ 'ગૌતમ સ્વામીનો રાસ' (ઈ. સ. ૧૩૫૬)માંથી ગૌતમ સ્વામીના ગુણના વર્ણનનો ભાગ નીચે ઉતાર્યો છે. એનું શબ્દમાધુર્ય જ સૌમ્યતાનું વાતાવરણ ઊભું કરવા માટે પૂરતું છે. સાહિત્યપલ્લવના પહેલા ભાગમાં 'વસન્ત ફૂંદું' કરીને અંજની છંદનું કાવ્ય છે, તેને મળતી રીતે આ કાવ્યનો 'ભાષાછંદ' વાંચી શકાશે. એક પછી એક ઉપમા કવિ આપ્યે જાય છે અને આપણા મનને સુંદરતા અને પ્રસન્નતાથી ભરી દે છે. ભાષા જૂની ગુજરાતી હતી તેમાં સહેજસાજ ફેરફાર કર્યો છે; છતાં તેની મધુરતા નાશ ન પામે તે માટે 'જિમ'નું 'જેમ', 'જિણિ'નું 'જેણે', જેવા ફેરફાર કર્યા નથી. વાંચનાર સહેજે એ સમજી શકે એવા છે.

૨. **કુસુમહ-વન**,— પુષ્પના વનમાં. ('હ' પ્રત્યય જૂની ગુજરાતીમાં પષ્ઠીનો છે.) ૮. **કનકંવતંસા**—કનક-અવતંસ, સોનાનું ઘરેણું. ૧૨. તેમ શ્રીગૌતમ ગુણોના કેલિવનમાં (ક્રીડા કરવાના સ્થળમાં) રમે છે. ૧૫. **સહસકરો** — સહસ્રકર, સૂર્ય. ૧૬. **પંચાનનિ** — સિંહ વડે. ૧૮. **મુનિપ્રવરો** — મુનિપ્રવર, મુનિઓમાં શ્રેષ્ઠ. ૨૧. **મહમહે** — મઘમઘે. ૨૪. તેમ શ્રીગૌતમ પોતાની લબ્ધિઓ (મેળવેલી વસ્તુઓ) વડે બહુ બહુ શોભે છે. ૨૭. **દીખિયા** — દીક્ષા દીધી. ૨૯. **જસ** — જેના. ૩૧. શ્રીગૌતમ સૌને કલ્યાણ કરો એટલું જ નહિ, પણ સૌની શાખાનો વડ જેમ વિસ્તાર કરો. અથવા શિષ્યપરંપરા વડે તેઓશ્રીનો પોતાનો વિસ્તાર થાઓ.]

## સૌભાગ્યનિધિ ગૌતમ

જિમ સહકારે કોયલ ટહુકે,
જિમ કુસુમહ-વન પરિમળ બહેકે,
જિમ ચંદન સોગંધનિધિ,
જિમ ગંગાજળ લહેરે લહકે,
જિમ કનકાચળ તેજે ઝળકે,
તિમ ગૌતમ સોભાગનિધિ.

જિમ માનસસર નિવસે હંસા,
જિમ સુરવર શિર કનકંવતંસા,
જિમ મધુકર રાજીવવને,
જિમ રતનાકર રતને વિલસે,
જિમ અંબર તારાગણ વિકસે,
તિમ ગૌતમ ગુણ - કેલિવને.
પુનિમનિશિ જિમ શશિયર સોહે,
સુરતરુ મહિમા જિમ જગ મોહે,
પૂરવદિશિ જિમ સહસકરો,
પંચાનનિ જિમ ગિરિવર રાજે,
નરપતિઘર જિમ મયગલ ગાજે,
તિમ જિનશાસન મુનિપ્રવરો.
જિમ સુરતરુવર સોહે શાખા,
જિમ ઉત્તમ મુખ મધુરી ભાષા,
જિમ વન કેતકી મહમહે એ !
જિમ ભૂમિપતિ ભૂજબળ ચમકે,
જિમ જિનમંદિર ઘંટા રણકે,
ગૌતમ લબ્ધે ગહગહે એ !
ધન માતા જિણિ ઉદરે ધરિયા,
ધન્ય પિતા જિણ કુળ અવતરિયા,
ધન સદ્દગુરુ જિણિ દીખિયા એ !
વિનયવંત વિદ્યાભંડારા,
જસ ગુણ પૃથ્વી ન લભિ પારા,
સિદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો,
વડ જિમ શાખા વિસ્તરો એ !

**સ્વાધ્યાય**

૧. આમાંની ઉપમાઓ જુદી તારવો.
૨. કાવ્ય કંઠે કરો.
૩. તમને કઈ છ લીટી સૌથી વધુ ગમી તે કારણ આપી દર્શાવો.

# નરસિંહ

[શરૂઆતનાં ચાર કાવ્યો કૃષ્ણ અને ગોપગોપી વિષે છે. પહેલું ગીત આપણને શીખવે છે કે સાધારણ માણસ હોવામાં પણ મઝા છે. 'ભરવાડાં' કહી જેને તુચ્છકારવામાં આવે છે તે લોકનો આનંદ તો જુઓ. અને તેઓના વલોણાનું વર્ણન! બીજા ગીતનો વિષય અનેક કવિઓએ પાછળથી ગાયો છે. પણ આમાં 'વા'લા' અને 'શામળિયા વા'લા' ગાવામાં જે ટેકો છે તે તો નરસૈંયાનો જ. ત્રીજા ગીતમાં બધું રાતું જ દેખાય છે. કાળા કૃષ્ણ ને ગોરી ગોપી તે પણ 'રાતાં' છે! ચોથું ગીત અત્યંત પ્રસિદ્ધ છે. પ્રિયજન આવવાથી થતા આનંદનું એમાં વર્ણન છે.

પછીનાં બે ગીત તે નરસિંહ મહેતાના જીવનના પ્રસંગો છે. પોતે સામાજિક બંધનોમાં પુરાઈ રહેવાને બદલે માણસાઈના વિશાળ ધર્મને અનુસરે છે. લોકો નિંદા કરે તો કહે છે, 'હા ભાઈ, અમે એવા! બીજું શું?'

છેલ્લાં ત્રણમાં પહેલું પદ છે ને બાકીનાં બે 'પરભાતિયાં' છે. પદમાં બતાવ્યું છે: જેઓ સાચા ભક્ત છે તે તો મુક્તિ માગતા નથી. મુક્તિ મળ્યા પછી અવતાર ન મળે. ભક્તને તો અવતાર જોઈએ, જેથી વારે વારે ભક્તિ કરવાની તક મળે. આ ભાવના સમજવા જેવી છે. છેલ્લે કહ્યું છે તેમ, એ ભાવના 'વ્રજની ગોપી'ઓ કાંક સમજી હતી. તેથી તો પછીના પરભાતિયામાં કહ્યું છે તેમ જેને અ-બળા કહેવામાં આવે છે તેના જ અવતારમાં સાર તો છે. કેમકે ગોપીઓને સહેજે કૃષ્ણ મળ્યા. એટલું જ નહિ, સામેથી, કોઈ વાર રિસાય ત્યારે, મનામણું પણ કૃષ્ણને કરવું પડતું. છેવટનું પરભાતિયું 'આ જગત તે મિથ્યા માયા છે, બ્રહ્મ જ સત્ય છે,' એ સિદ્ધાંતને અનુસરી કવિએ રચ્યું છે. પણ એનું વર્ણન કેટલું તો કાવ્યમય છે! કોઈને પ્રશ્ન થાય કે, તો પછી આ માયારૂપી જગત રચનારાએ રચ્યું શા માટે, તો કવિ તેનો ઉત્તર તાદૃશ ચિત્ર રજૂ કરીને આપે છે: ભાઈ, એ તો બ્રહ્મ પોતે જ પોતાની આગળ લટકાં કરે છે.

૧. ૨. ગોકુ–ગોષ્ઠ, ભરવાડનો નેસ.

૪. ૪. આલા–ભીનાશવાળા, કૂંણા. (आर्द्र ઉપરથી આલા, જેમ भद्र ઉપરથી ભલા.)

૭. ૨. પુણ્યપ્રતાપે ઇન્દ્રપુરીને પામે છે તે છેવટે તો પુણ્ય પૂરાં થતાં પાછા લખચોરાસીના ફેરામાં પડે છે. સરખાવો : क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति । (ગીતા)

૮. ૧. **બળિભદ્રવીર**—બળિભદ્રના ભાઈ, કૃષ્ણ. ૩–૪. પુરુષ જો સાચા સેવકભાવથી બરોબર ભક્તિ કરે તો મુક્તિ સુધીની તો એને પ્રાપ્તિ થાય. પણ પોતે રસભર્યું રુસણું લેવું ને મનામણું કરનાર કૃષ્ણ હોય, એ પ્રસંગ તો નારીઅવતાર વગર શી રીતે મળે?

૯. ૬. જેમ સોનાનાં વિવિધ પ્રકારનાં ઘરેણાં બનાવવામાં આવે ને તેને જુદાં જુદાં નામ ને રૂપ અપાય, પણ આખરે તો તે સોનું જ છે, તેમ આ વિશ્વમાં પણ છેવટનું તત્ત્વ તો બ્રહ્મ જ છે. આને અદ્વૈતવાદ કહે છે, કેમકે એ અ+દ્વૈત (બે ન હોવાપણું) પ્રતિપાદિત કરે છે.]

## ૧. ભલે રે સર્જ્યાં અમો લોક ભરવાડાં

ભલે રે સર્જ્યાં અમો લોક ભરવાડાં,
        નિત્ય વલોણાં વલોવતાં રે લોલ.
લખ ધેન ગોઠ બાવા નંદ ઘેર દૂઝે,
        મેરુ રવૈયો ઘાલી રે લોલ.        ભલે૦
એકી પા ઘૂમે રાધિકા રે ગોરાં,
        એકી પા કાનજી કાળા રે લોલ.        ભલે૦
હળવા હળવા ઘૂમજો રે કાનજી,
        ગોળી નંદાશે મારી રે લોલ.        ભલે૦
ગોળી નંદાશે ને ચોળી છંટાશે,
        તૂટશે મોતીની માળા રે લોલ.        ભલે૦
કાળીનાગનાં નેતરાં રે કીધાં,
        મેરુ કીધો રવૈયો રે લોલ.        ભલે૦
સાત સાહેરની ગોળી રે કીધી,
        ને ચંદો સૂરજ બે સાખી રે લોલ.        ભલે૦
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી,
        સાત સાહેર વલોવતાં રે લોલ.        ભલે૦

## ૨. કેણી પેરે ભરીએ આછાં નીર?

કેણી પેરે ભરીએ આછાં નીર રે, જમનાને આરે વા'લા?
ધુતારા છે ગોકુળિયાના લોક રે, શામળિયા વા'લા.
સોના રૂપાનો મારો ઘડૂલો રે ઘડૂલો વા'લા,
ઈંઢણીએ છે રતન જડાવ રે, શામળિયા વા'લા.
તાણ મા તાણ મા હાર, રે મારો તૂટે વા'લા,
મોતીડાં વેરાશે ગિરધર લાલ રે જમનાને આરે વા'લા.
માથે મટુકી ગોપી રે, વનડામાં રોકી વા'લા,
જાય છે મારી સહિયરોનો સાથ રે, શામળિયા વા'લા.
નરસૈંયાનો સ્વામી રે મને મળિયો વા'લા,
ઉતાર્યાં છે ભવ પાર રે શામળિયા વા'લા.

## ૩. સહુ રાતાં

કર નખ રાતા કામિનીના રે, રાતા અધર સુદંત;
રાતાં અબીલ ઉડાડે ગોપી, રાતો નવલ વસંત. કર૦
રાતી ચોળી કસણ કસી, ને મુખ ભર્યાં તંબોલ;
રાતા ચરણા પહેરણે, રંગ રાતી કુંકુમ રોળ. કર૦
કૃષ્ણજી રાતા કામિનીએ રે, કામિની કૃષ્ણગુણે રાતી;
સરખાં સરખે બેઉ ગુણ-રાતાં નરસૈંયો સંઘાતી. કર૦

## ૪. આજની ઘડી રળિયામણી

સખી, આજની ઘડી રળિયામણી,
મારો વા'લોજી આવ્યાની વધામણી જી રે.
આ કુંકમ કેસરની ગારે ઘસોઈએ, કેસરનો સાથી પડાઈએ જી રે. સ૦
સખી, આલાલીલા વાંસ વઢાવીએ, મારા વા'લાજીના મંડપ રચાવીએ
જી રે. સ૦
સખી, ગંગા જમુનાનાં નીર મંગાવીએ, મારા વા'લાજીના ચરણ
પખાળીએ જી રે. સ૦

તરીયા તોરણ બારે બંધાવીએ, મોતીડે ચોક પુરાવીએ જી રે. સ૦
સહુ સખીઓ મળીને વધાવીએ, મારા વા'લાજીને મંગલ ગવરાવીએ
જી રે. સ૦
પૂરો પૂરો સોહાગણ સાથીઓ, ઘેરે મલપતો આવે હરિ હાથિયો
જી રે. સ૦
અતિ મોટડા થકી થાય મોટડો, મહેતા નરસૈંયાનો સ્વામી મેં તો
દીઠડો જી રે. સ૦

## ૫. ગિરિતળાટી ને કુંડ દામોદર

ગિરિ તળાટી ને કુંડ દામોદર, ત્યાં મહેતાજી નહાવા જાય;
ઢેડ વરણમાં દૃઢ હરિભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય. ગિરિ૦
કર જોડીને પ્રાર્થના કીધી, વિનતિ તણાં બહુ વદ્યા રે વચન;
મહંત પુરુષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરો રે કીરતન.
ગિરિ૦
પ્રેમ પદારથ અમો પામીએ, વામીએ જન્મ મરણ જંજાળ; ૫
કર જોડતામાં કરુણા ઊપજી, મહેતાજી વૈષ્ણવ પરમ દયાળ. ગિરિ૦
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વ સમાન;
ગૌમૂત્ર તુલસી વૃક્ષ કરી લીંપજો, એવું વૈષ્ણવે આપ્યું વાક્દાન. ગિરિ૦
મહેતાજી નિશાએ આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઓચ્છવ;
ભોર થયા લગી ભજન કીધું, સંતોષ પામ્યા સહુ વૈષ્ણવ. ગિરિ૦ ૧૦
ઘેર પધાર્યા હરિજશ ગાતા, વાતા તાળ ને શંખ મૃદંગ;
હસી હસી નાગર તાળીઓ લે છે, આ શા રે બ્રાહ્મણના ઢંગ! ગિરિ૦
મૌન ગ્રહીને મહેતાજી ચાલ્યા, અધવધરાને શો ઉત્તર દેઉં ?
જાગ્યા લોક, નરનારી પૂછે: મહેતાજી તમે એવા શું ? ગિરિ૦
નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કંઈ વિવેક વિચાર; ૧૫
કર જોડીને કહે નરસૈંયો, વૈષ્ણવ તણો મને છે આધાર. ગિરિ૦

## ૬. એવા રે અમો એવા

એવા રે અમો એવા રે એવા, તમે કહો છો વળી તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો, તો કરશું દામોદરની સેવા રે. એવા૦

જેનું મન જે સાથે બંધાણું, પહેલું હતું ઘર રાતું રે;
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડે છે ગાતું રે. એવા૦
સઘળા સાથમાં હું એક ભૂંડો, ભૂંડાથી વળી ભૂંડો રે;
તમારે મન માને તે કહેજો. સ્નેહ લાગ્યો છે મને ઊંડો રે. એવા૦
કર્મ ધર્મની વાત છે જેટલી તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જે થકી પામે મારા પ્રભુની તોલે નાવે રે. એવા૦
હળવાં કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વહાલા રે;
હરિજનથી જે અંતર ગણશે તેના ફોગટ ફેરા ઠાલા રે. એવા૦

## ૬. માગું જનમોજનમ અવતાર રે

ભૂતળ ભક્તિ પદારથ મોટું બ્રહ્મલોકમાં નાહીં રે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાસી માંહી રે. ભૂતળ૦
હરિના જન તો મુક્તિ ના માગે, માગે જન્મોજન્મ અવતાર રે;
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ નીરખવા નંદકુમાર રે. ભૂતળ૦
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે;
ધન ધન રે એનાં માતપિતાને, સફલ કરી એણે કાયા રે. ભૂતળ૦
ધન વૃંદાવન ધન એ લીલા, ધન એ વ્રજના વાસી રે;
અષ્ટ મહાસિદ્ધિ આંગણિયે રે ઊભી, મુક્તિ છે એમની દાસી રે. ભૂતળ૦
એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગી રે;
કાંઈ એક જાણે વ્રજની રે ગોપી. ભણે નરસૈંયો ભોગી રે. ભૂતળ૦

## ૮. અવતાર અબળાતણો

સારમાં સાર અવતાર અબળા તણો, જે બળે બળિભદ્રવીર રીઝે;
પુરુષ પુરુષાતન શું કરું, હે સખી, જેથી નહિ માહરું કાજ સીજે? સાર૦
મુક્તિ પર્યંત તો પ્રાપ્તિ છે પુરુષને, સત્ય જો સેવકભાવ રાખે;
રસભર્યું રુસણું નાથ નોહરા કરે, તે નહિ નારી અવતાર પામે. સાર૦
ઇન્દ્ર આદિક, અજ, ઈશ ને મહામુનિ ગોપિકા ચરણરજ તેહ વંદે;
ગોપીથી આપનું અધમપણું લેખવે, નરપણું નવ રુચે આપ નંદે. સાર૦
વેદ વેદાંત ઉપનિષદો ખટ મળી જે મથીને રસ પ્રગટ કીધો;
તે રસ ભાગ્યનિધિ ભામની ભોગવે, અહોનિશ અનુભવ સંગ લીધો. સાર૦.

સ્વપ્ન સાચું કરે, ગિરિધર શામળો, પ્રણમું હું પ્રાણપતિ પાણ જોડી;
પંથનું જેમ પશુ, પૂંછળ વળગ્યું ફરે નરસૈંના નાથજી નાથ તોડી. સા૨૦

## ૯. જાગીને જોઉં તો

જાગીને જોઉં તો જગત દીસે નહિ, ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.
પંચમહાભૂત પરિબ્રહ્મ વિષે ઊપન્યાં, અણુ અણુ માંહી રહ્યાં રે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિ રે અળગી. જા૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડળ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડયા પછી નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે જા૦
જીવ ને શિવ તો આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈંયો એ તે જ તું તે જ તું, એને સમર્યાથી કંઈ સંત સીધ્યા. જા૦

### સ્વાધ્યાય

૧. વલોણાનું વર્ણન કરો.

૨. બીજા ગીતને મળતી કૃતિઓ ખ્યાલમાં હોય તો વાંચો. કવિશ્રી નાનાલાલનું 'હળવે હાથે તે નાથ મહીડાં વલોવજો' પહેલાની સાથે, અને 'પાણીડાં કેમ ભરીએ?' બીજાની સાથે સરખાવો.

૩. 'સહુ રાતાં'માં 'રાતા'નો અર્થ રંગસૂચક જ છે કે ક્યાંક એનો લક્ષ્યાર્થ પણ કાંઈ છે? આની જોડે સાહિત્યપલ્લવ ભાગ ૧માંનું બાલણનું 'મીઠું' સરખાવો.

૪. 'આજની ઘડી રળિયામણી' સાથે દયારામનું 'શેરી વળાવી સજ્જ કરું' એ ગરબી સરખાવો.

૫. મહેતાજીએ હરિજનો જોડે શી રીતનો વર્તાવ રાખ્યો? શા માટે?

૬. ભક્તિનો મહિમા કહો. અબળાનો અવતાર શા માટે ધન્ય?

૭. 'પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર'—સમજાવો.

૮. 'જીવ ને શિવ તો આપ ઇચ્છાએ થયા'—સાથે આગળ અખાનું ૫૬ આવે છે તે સરખાવો.

# મીરાંબાઈ

[ પ્રભુપ્રેમના આનંદ અને વેદનાનાં આ ગીતો છે. પહેલા ગીતમાં પ્રભુવિરહની વેદના છે. પોતે કહે છે કે, દુનિયાના કોઈ જણને હંસલો જાણી પોતાનો ગણ્યો પણ એ તો બગલો જ નીકળ્યો, મોંમાં માછલું લઈને જ ઊભો રહ્યો. પોતે છેવટે શામળિયાને જ પ્રીતમ તરીકે સ્વીકારે છે. પણ તે તો પરદેશ છે, પાસે નથી. અને બારે મેઘ અત્યારે વરસી રહ્યા છે, જંગલમાં હું એકલી જ છું, એક આમલીની આંબાની ડાળને આધારે ઊભી છું અને મારી આંખ ફરક્યાં કરે છે! શું થશે?

'અબોલા'માં પણ પ્રેમની વેદના જ ગાઈ છે. સરખાવો:

હરિ! અમૃતના ઓઘ નો'તા જેઠા, ને દેવનાં દાન દીધાં;
પછી ખારેખારે સાગરે ફરોટ્યાં કે પારકાં કેમ કીધાં?

(નાનાલાલ)

વાલે હીરના હીંચોળા બંધાવી હીંચોળેલ અમને રે,
હવે કૂવામાં કતારી વરત વાઢો, ઘટે નહિ તમને રે
વાલે ફૂલના પછેડા ઓઢાડી રમાડેલ અમને રે,
હવે ધોળી ધાબળડી ઓઢાડો, ઘટે નહિ તમને રે.
વાલે દૂધ ને સાકરડી પાઈ ઉછેરેલ અમને રે,
હવે વખડાં ઘોળી ઘોળી પાઓ, ઘટે નહિ તમને રે.

(લોકગીત)

ઠાડે—ઊભા રહ્યા (વ્રજભાષાનો શબ્દ છે. સ્થિત ઉપરથી.]

## ૧. બાઈ, અમે પકડી આંબલિયાની ડાળ રે

બાઈ, અમે પકડી આંબલિયાની ડાળ રે,
જંગલ માંહી એકલી હો જી.
ઓતર દખણથી ચડી એક વાદળી રે વરસ્યા બારે મેઘ રે,
બીજાને મારે આખડી હો જી.
નદી રે કિનારે બેઠો એક બગલો રે, હંસલો જાણી કીધી પ્રીત રે,
મુંઢામાં ઝાલી માછલી હો જી.
ફૂલનો પછેડો ઓઢું પ્રેમઘાટડી રે, બાઈ, મારો શામળિયો ભરથાર રે,
બીજાને મારી ચુંદડી હો જી.

બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, બાઈ, મારો પિયુડો પરદેશ રે,
ફરુકે મારી આંખડી હો જી.

## ૨. અબોલા

અબોલા શીદ લો છો, મારા રાજ?
પ્રાણજીવન પ્રભુ મારા,! અબોલા૦
અમે તો તમારાં, તમે તો અમારા, ટાળી દોષ શીદ દો છો રે?
અમે તો તમારી સેવા કરીએ, સુખ લઈને દખ દો છો રે.
અમૃત પાઈને ઉછેર્યાં વહાલા, વિખડાં ઘોળી ઘોળી શીદ પાઓ છો રે?
ઊંડા કૂવામાં ઉતાર્યાં વહાલા, વરત વાઢી શું જાઓ છો રે?
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરણકમળ ચિત્ત રહો છો રે.

## ૩. નયન બસે રઘુવીર

માઈ, મેરે નયન બસે રઘુવીર.
કર સર ચાપ કુસુમસર લોચન, ઠાડે ભયે મન ધીર.
લલિત લવંગલતા નાગર લીલા, જબ પેખો તબ રણવીર.
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, બરસત કાંચન નીર.

## ૪. બીજાને મારે શું કરવું?

ધ્યાન ધણી કેરું ધરવું રે, બીજું મારે શું કરવું રે.
સુંદર શ્યામ, બીજાને મારે શું કરવું.
નિત્ય ઊઠીને અમે નાહીએ ને ધોઈએ રે,
ધ્યાન ધણી તણું ધરીએ રે. બીજું૦
સંસારસાગર મહાજળ ભરિયો રે વા'લા,
તારે ભરોસે અમે તરીએ. બીજું૦
સાધુજનને ભોજન જમાડીએ વા'લા,
જૂઠું વધે તે અમે જમીએ રે. બીજું૦
વૃંદા તે વનમાં રાસ રચ્યો રે વા'લા,
રાસમંડળમાં તો અમે રમીએ રે. બીજું૦
હીર ને ચીર મને કામ ન આવે, વા'લા,
ભગવાં પહેરીને અમે ભમીએ રે. બીજું૦

બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર.
ચરણકમળમાં ચિત્ત ધરીએ રે. બીજું૦

### સ્વાધ્યાય

૧. પહેલા ગીતમાં મીરાં જે વેદના ગાય છે તેનું વર્ણન કરો. 'આંબલિયાની ડાળ' તે કઈ?

૨. 'અબોલા'ની ભાવના સમજાવો. જાણીતી બીજી કૃતિઓ હોય તે સરખાવો.

૩. ત્રીજા ને ચોથા ગીતમાં જે ચિત્રો પ્રત્યક્ષ થતાં હોય તે સમજાવો.

# ભાલણ

[ 'વૈશંપાયન એણી પેર બોલ્યા' એ વૈશંપાયનની આ વાત નથી. આ તો તે નામના એક પોપટની કહાણી છે. સંસ્કૃતમાં બાણ કવિની 'કાદંબરી' નામે પ્રસિદ્ધ ગદ્ય-કથા છે. તેનું ભાલણે પદ્યમાં ભાષાંતર કર્યું છે. દુનિયાની કોઈ ભાષામાં કાદંબરીનું પદ્યમાં ભાષાંતર થયું નથી અને ગુજરાતીમાં આટલી સફળતાથી થયું છે એ આપણી ભાષા માટે ગૌરવ લેવા જેવી ઘટના છે. બીજું એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે, હજી ગુજરાતી ભાષાનો જન્મ થયાને બહુ સમય થયો ન હતો ને આવું ભગીરથ કાર્ય ભાલણ સિદ્ધ કરી શક્યો. ગુજરાતી ગદ્યની ગઈ સદીમાં શરૂઆત થયા પછી ત્રીસ વરસમાં જ આપણને સરસ્વતીચંદ્ર જેવો મહાન ગ્રંથ ગદ્યમાં મળ્યો હતો, તે સફળતા પણ એ જ પ્રકારની છે. પાઠમાં ભાષા મૂળની જૂની રાખી નથી.

કાદંબરીની કથાની શરૂઆત જ વૈશંપાયન પોપટને પાંજરામાં લઈને એક ચાંડાલિની શૂદ્રકરાજાના દરબારમાં હાજર થાય છે ત્યાંથી થાય છે. રાજા પછી પાછલે પહોરે પોપટને એની જીવનકથા પૂછે છે ત્યારે પોપટ વિગતે પોતાની આપવીતી સંભળાવે છે.

શરૂઆતમાં વૃક્ષનું વર્ણન અત્યંત સુંદર છે. થોડાક શબ્દોના અર્થ સમજી લીધા એટલે એનો રસ પામવામાં કશી મુશ્કેલી નહિ રહે. તે પછીના પ્રસંગો વધારે સરળતાથી વર્ણવાયા છે. વૈશંપાયનની દુઃખિત દશામાં આપણે પણ ભાગીદારી પટાવતા થઈ જઈએ એટલું હૂબહૂ એનું વર્ણન છે. શબ્દોની મુશ્કેલીથી ગભરાયા વગર આ કાવ્યનો રસ પામવા પ્રયત્ન કરવો.

[illegible] પ. ૨૫૬ [illegible]

બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, બાઈ, મારો પિયુડો પરદેશ રે,
ફરુકે મારી આંખડી હો ૭.

## ૨. અબોલા

અબોલા શીદ લો છો, મારા રાજ ?
પ્રાણજીવન પ્રભુ મારા,! અબોલા૦
અમે તો તમારાં, તમે તો અમારા, ટાળી દોષ શીદ દો છો રે?
અમે તો તમારી સેવા કરીએ, સુખ લઈને દખ દો છો રે.
અમૃત પાઈને ઉછેર્યાં વહાલા, વિખડાં ઘોળી ઘોળી શીદ પાઓ છો રે?
ઊંડા કૂવામાં ઉતાર્યાં વહાલા, વરત વાઢી શું જાઓ છો રે?
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરણકમળ ચિત્ત રહો છો રે.

## ૩. નયન બસે રઘુવીર

માઈ, મોરે નયન બસે રઘુવીર.
કર સર ચાપ કુસુમસર લોચન, ઠાડે ભયે મન ધીર.
લલિત લવંગલતા નાગર લીલા, જબ પેખો તબ રણવીર.
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, બરસત કાંચન નીર.

## ૪. બીજાને મારે શું કરવું?

ધ્યાન ધણી કેરું ધરવું રે, બીજું મારે શું કરવું રે.
સુંદર શ્યામ, બીજાને મારે શું કરવું.
નિત્ય ઊઠીને અમે નાહીએ ને ધોઈએ રે,
ધ્યાન ધણી તણું ધરીએ રે. બીજું૦
સંસારસાગર મહાજળ ભરિયો રે વા'લા,
તારે ભરોસે અમે તરીએ. બીજું૦
સાધુજનને ભોજન જમાડીએ વા'લા,
જૂઠું વધે તે અમે જમીએ રે. બીજું૦
વૃંદા તે વનમાં રાસ રચ્યો રે વા'લા,
રાસમંડળમાં તો અમે રમીએ રે. બીજું૦
હીર ને ચીર મને કામ ન આવે, વા'લા,
ભગવાં પહેરીને અમે ભમીએ રે. બીજું૦

બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
ચરણકમળમાં ચિત્ત ધરીએ રે. બીજું૦

## સ્વાધ્યાય

૧. પહેલા ગીતમાં મીરાં જે વેદના ગાય છે તેનું વર્ણન કરો. 'આંબલિયાની ડાળ' તે કઈ?

૨. 'અબોલા'ની ભાવના સમજાવો. જાણીતી બીજી કૃતિઓ જોઈ તે સરખાવો.

૩. ત્રીજા ને ચોથા ગીતમાં જે ચિત્રો પ્રત્યક્ષ થતાં હોય તે સમજાવો.

# ભાલણ

[ 'વૈશંપાયન એણી પેર બોલ્યા' એ વૈશંપાયનની આ વાત નથી. આ તો તે નામના એક પોપટની કહાણી છે. સંસ્કૃતમાં બાણ કવિની 'કાદંબરી' નામે પ્રસિદ્ધ ગદ્ય-કથા છે. તેનું ભાલણે પદ્યમાં ભાષાંતર કર્યું છે. દુનિયાની કોઈ ભાષામાં કાદંબરીનું પદ્યમાં ભાષાંતર થયું નથી અને ગુજરાતીમાં આટલી સફળતાથી થયું છે એ આપણી ભાષા માટે ગૌરવ લેવા જેવી ઘટના છે. બીજું એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે, હજી ગુજરાતી ભાષાનો જન્મ થયાને બહુ સમય થયો ન હતો ને આવું ભગીરથ કાર્ય ભાલણ સિદ્ધ કરી શક્યો. ગુજરાતી ગદ્યની ગઈ સદીમાં શરૂઆત થયા પછી ત્રીસ વરસમાં જ આપણને સરસ્વતીચંદ્ર જેવો મહાન ગ્રંથ ગદ્યમાં મળ્યો હતો, તે સફળતા પણ એ જ પ્રકારની છે. પાઠમાં ભાષા મૂળની જૂની રાખી નથી.

કાદંબરીની કથાની શરૂઆત જ વૈશંપાયન પોપટને પાંજરામાં લઈને એક ચાંડાલિની શૂદ્રકરાજાના દરબારમાં હાજર થાય છે ત્યાંથી થાય છે. રાજા પછી પાછલે પહોરે પોપટને એની જીવનકથા પૂછે છે ત્યારે પોપટ વિગતે પોતાની આપવીતી સંભળાવે છે.

શરૂઆતમાં વૃક્ષનું વર્ણન અત્યંત સુંદર છે. થોડાક શબ્દોના અર્થ સમજી લીધા એટલે એનો રસ પામવામાં કશી મુશ્કેલી નહિ રહે. તે પછીના પ્રસંગો વધારે સરળતાથી વર્ણવાયા છે. વૈશંપાયનની દુઃખિત દશામાં આપણે પણ ભાગીદારી પડાવતા થઈ જઈએ એટલું હૂબહૂ એનું વર્ણન છે. શબ્દોની મુશ્કેલીથી ગભરાયા વગર આ કાવ્યનો રસ પામવા પ્રયત્ન કરવો.

૨. દા. ત. અગસ્ત્યે સમુદ્ર શોષ્યો હતો. ૩–૪. વરાહાવતારે પૃથ્વીને દાઢથી પકડીને પ્રલયમાંથી બચાવી લીધી હતી. દાઢનો જ્યાં ખાડો(ગર્ત) પડેલો ત્યાં પાણી ભરાઈ જવાથી તો આ સરોવર થયું ન હોય ! ૬. **વરટા** — હંસણી. **પતંગ** — પક્ષી. ૭. **શબરાંગના** — શબર એક જંગલી જાત છે તેની સ્ત્રીઓ. ૯. **કરી** — હાથી. ૧૦. મેઘ પાણી પીવા આવ્યા ન હોય એવો દેખાવ થાય છે, એમ उत्प्रेक्षा થી કહે છે. ૧૧. **નિત્ય** — નિત્યકર્મ. ૧૪. **જાજરા** — જર્જરિત, ખખડી ગયેલા. ૧૬. અજગર થડનાં મૂળિયાં પર વીંટાવાથી આલવાલ ( ક્યારો )નો દેખાવ થતો હતો. ૧૭. **નિર્મોક** — સાપની કાંચળી તે ઉત્તરીય–ઉપર ઓઢવાના વસન (વસ્ત્ર) જેવી લાગતી. ૧૮. **માન-ગગન** — આકાશનું માપ. ૨૧. **કરી** — લીધે. (આગળ પંક્તિ ૨૫, ૨૯, ૩૦, ૩૫માં પણ આ જ અર્થ છે.) પ્રલયકાળે હજાર હાથથી, શશિ જેના શેખર (મુગટ) પર વિરાજે છે એવા મહાદેવ લાસ્ય — તાંડવનૃત્ય કરતા ન હોય. ૨૩. **ભે ભણી** — ભયને લીધે. પવનને વળગવા જાણે ન કરતું હોય ! ૨૪. વૃક્ષનો પ્રાણ ઊંચે સ્વર્ગના નંદનવનની શોભા જોવા જાણે ચઢાતો હતો. એ રીતે તેની ઊંચાઈનો ખ્યાલ આપ્યો છે. ૨૫. **તૂલ** — રૂ. શીમળા પર થાય છે તે. ૨૬. સૂર્યને સાત ઘોડા છે એમ કહેવાય છે તેમનાં ફીણ. ૨૭-૮. હાથીનાં લમણાંનો મદ થડ પર લાગ્યો, તે મદ પર કાળા ભમરાની લાર લાગી ગઈ અને એમ લોઢાની સાંકળનો દેખાવ થયો. ૨૯. **કોટર** — બખોલ. તેમાં પંખીઓનો વાસ હોવાથી વૃક્ષ સજી (સજીવ) લાગતું હતું. ૩૦. **શકુનિ** — ૧. પંખી, ૨. દુર્યોધનનો મામો. શકુનિને લીધે આ વૃક્ષ દુર્યોધન હોવાનો ભાસ થતો હતો. શકુનિ શબ્દ ઉપર શ્લેષ છે. તેમ જ ' દુર્યોધન ' ઉપર પણ. વૃક્ષ દુર્–યોધન (દુઃખથી મુશ્કેલીથી જેની સાથે યુદ્ધ થઈ શકે એવું) હતું. ૩૫. ઝાડ પર ક્યાંક પાંદડાં ન હતાં છતાં પોપટોની પાંખ (પાંખડી)ને લીધે હોય એવો દેખાવ થતો. ૩૬. પોપટની ચાંચ તે મૃગના રુધિરથી ખરડાયેલા વાઘ-નખ જેવી ભાસતી. **અતિસંચ** — અતિશય સાચવટ (જાળવણી)થી બચ્ચાંનાં મુખમાં ચણ મૂકે છે. ૪૬. **નેહ** — નેહથી. ૪૭. **ઘન** — ઘણો, ઘન એ પહેલાં અવિકારી વિશેષણ હતું. ૪૮. **જરા** — ઘડપણને લીધે એ ઊડે ત્યારે જાણે તેનું શરીર ઝંપાપાત (કૂદકો) કરતું હોય એમ લાગતું. ૪૯. **કાયે** — શરીરે (=પોતે). ૫૧. **રોહિત-રાગ** — લાલ રંગવાળી

પ્રભાતની સંધ્યા વખતે આથમતો ચંદ્ર જાણે વૃદ્ધતાની અત્યંતતા (૫૨ ભાગ )વાળા એટલે બહુ વૃદ્ધ એવા હંસ જેવો લાગતો હતો. ૫૩. **નગ**—વૃક્ષ. તેની ઉપરની શાખાઓ. ૫૫. ચક્રવાક અને ચક્રવાકી, જેઓને સૂર્યની ગેરહાજરીમાં વિખૂટાં રહેવું પડે છે એમ કહેવાય છે, તેઓ હવે અ-શોક શોક વગરનાં થયાં. ૫૬. ઘુવડ—ઘૂવડને અવિલોક (જોવાની શક્તિ) ન રહી. ૬૦. સસલાં, ભૂંડ, પક્ષી (સાવજ), હાથીનાં બચ્ચાં (કલભ). ૬૬. **ઉકાંટયો** — કાંપવા લાગ્યો, રોમાંચ થયાં. ૬૭. અહીંથી શિકારીઓના શબ્દો શરૂ થાય છે. ૬૭. **મહિષ** — પાડા. ૬૮. **ખડગ** — ગેંડો ૭૫. પંખી પકડવાની લાકડી તૈયાર રાખો. ૭૭. **નિષાદ** — પારધી. દૂરથી તેમનો અવાજ સંભળાય છે. હજી કોઈ દેખાતું નથી. ૭૯. **મૃગરાજ** — સિંહ. ૮૧. કર-સૂંઢ તેનો અવાજ થાય છે. ૮૪. **વિદ્રાવ** — નાગાભાગ. ૮૯-૯૦. **હૈહય** — સહસ્રાર્જુન રાજા. તેણે હજાર હાથ વડે નર્મદાને રોકી હતી. **આલોડયું** — વલોવ્યું, ડખોળ્યું. ૯૧. બધી કાળરાત્રિઓ આવી ન હોય. શબરો કાળા હતા તે કહે છે. ૯૨. **ઘાત કરી** — પૃથ્વી ફાટી દાનવો ધસી આવ્યા શું? ૯૩. અંજનશિલા કાળી અને કઠણ હોય છે તેના જાણે થાંભલા. ૯૪. ખરદૂષણનું જાણે સૈન્ય. ૯૮. **પ્રથમ વય** — યૌવન. ૯૯. **એકલવ્ય** — દ્રોણાચાર્યે જેને વિદ્યા આપવા ના પાડતાં, તેમને નમન કરી, વનમાં જઈ તેમની માટીની મૂર્તિને ગુરુપદે સ્થાપી જેણે અસ્ત્રવિદ્યા સાધી હતી. મૃગયા કરવા નીકળેલા પાંડવકૌરવના કૂતરાનું મુખ તેણે સાત બાણથી, તેને માર્યાં વગર, બંધ કરી દીધેલું તે ઉપરથી દ્રોણે ત્યાં આવીને ગુરુદક્ષિણામાં, અર્જુનને એ ટપી ન જાય માટે, એ બાણાવળીનો અંગૂઠો માગી લીધો હતો. એકલવ્યે ખુશીથી એ આપ્યો હતો. ૧૦૦. **કુંતલ** — કેશ. ૧૦૧. **નિલવટ** — લલાટ, કપાળ. નિલવટનું નિલાટ થઈ લલાટ શબ્દ થયો. 'ન' નો આપણે 'લ' ઘણી વાર કરીએ છીએ. સુરત તરફ 'મારી નાખ્યો'નું 'મારી લાઈખો' વગેરેમાં 'ન'નો 'લ' બોલવાનું વલણ દેખાય છે. **જાનુલંબિત** — ઢીંચણ સુધી લાંબા, **પાણ** — હાથ, કોકને જ હોય છે. અકબરને હતા. એવાઓને 'આજાનબાહુ' કહે છે. ૧૦૫. **પર્ણે** — પાંદડાંમાં. ૦૭. હાથમાં મોરપીંછ હોઈ દિગંબર સાધુ જેવા. ૧૦૮. **કાતી** — છરી. ૧૫. નરમાંસનો ઉપહાર (ભેટ) દેવને માનતામાં ધરે છે. ૧૧૬. **મામિષ** — માંસ. ૧૧૭-૧૨૫. માતંગનું કટાક્ષ-વર્ણન છે. ૧૧૮. **જાળ**—

ટાણું. ૧૧૯. **અરણ્યઅટવી** — અરણ્ય=અટવી=વન. આવા એક જ અર્થનાં જોડકાં (પર્યાયદ્વંદ્વ) આપણે બહુ વાપરીએ છીએ. સર૦ પૈસોટકો, ધન-દોલત, સેવાચાકરી, મોજશોખ, કુશળક્ષેમ, રાજીખુશી, આદરસત્કાર, કાગળપત્ર, છૈયાંછોકરાં, વગેરે. ૧૨૬. **શિલીમુખ** — બાણ. **સહાય** — મદદ-કર્તા. આપણે 'સહાય' (=મદદ) વાપરીએ છીએ તે 'સાહાય્ય'નું તદ્ભવ રૂપ છે. ૧૩૫. અમારા અસુ-પ્રાણ પીતો હોય તેમ. ૧૪૬. **લોલા**-લોચા. ૧૫૬. ભયથી શરીર ગોળો થઈ ગયું. ૧૬૦. **ભણી** — ને લઈને. **મીટે** — દૃષ્ટિએ. ૧૬૫. **સ્વામી** — વડીલ. **ઠામ્ય** — ઠામે (=વખતે) ૧૬૭. **ત્રાઠો** — ત્રસ્ત. ૧૭૬. **છેહ** — છેડો. ૧૮૪. **શું** — જેવું. ૧૯૧. **થકાં** — હોવાથી. સર૦ પંક્તિ ૧૫૯માં થકો. **શ્રાંત** — થાકેલો. ૧૯૫. **પાદપ** — ઝાડ (પાદ-પગ-મૂળથી જે પીએ છે તે). **યુત** — જોડાયેલું, વાળું. નીપવૃક્ષો-વાળું તપોવન. **સનત્કુમાર** — બ્રહ્માના પુત્ર, બ્રહ્મવિદ્યામાં પ્રવીણ. ૨૦૧. **દક્ષિણ** — જમણે. **શ્રવણ**—કાન. ૨૦૨. **સુઘટિત** — સુઘડ. ૨૦૩. **કૃષ્ણાજિન** — કાળા મૃગનું ચામડું. અત્યંત તેજથી વિશ્વ ઝગમગે છે. ૨૦૪. છાતી પર જનોઈ, હાથમાં ભેટ (વિધિસરના સ્નાન માટે). શેની? તો ગોમય — છાણ વગેરેની. ૨૦૫. મૃગબાળ સાથે ચાલે છે તે ચિત્ર કેટલું મનોહર છે! ૨૦૭. **વિત્ત** — ધન. ૨૦૮. **પડતો** — ઉપર પંક્તિ ૧૮૧ અને ૧૯૪માં કહ્યું છે તેમ. ૨૦૯. કાળરૂપ બાજે. ૨૧૦. **મહારાજે** — પ્રભુએ. ૨૧૧. **ધાંખ** — ધખના, ઇચ્છા ૨૧૩. **પ્રકાશ** — ખુલ્લી. ૨૧૭. નીરની પાસે. ૨૧૯. **શું** — વડે. **સંચ** — સાચવટથી. ૨૨૦. **પખોડી** — ખંખેરી.]

## વૈશંપાયનની આપવીતી

**૧. પંપાસર અને શીમળવૃક્ષ**

તે આશ્રમથી અતિ વેગળું નહિ પંપાસર સુવિશાળ;
જાણે સાગર શોષિયો, બીજો રચ્યો તત્કાળ.
ઉદ્ધરી આદિવરાહે ધરા દાઢે જ્યાંહ;
જાણે શું ગર્ત થયો તે ઉદકે-પૂરણ ત્યાંહ.
રક્ત, નીલ ને શ્વેત અંબુજ; કરે ગુંજારવ ભૃંગ;
હંસ વરટા રમે રંગે, બહુ અવર પતંગ.
રમે બહુ શબરાંગના અપ્સરા-ઓપમ અંગ;
દૂર્વાંકુરને લોભે તીરે ચરે કુરંગી કુરંગ.

દેહ પંકે લિપ્ત ત્યાં બહુ કરી ઊભા તીર;
તે જાણે આકાશથી ઘન લેવા આવ્યા નીર.
નિત્ય નિત્યે કરે તપાસ; વેદ કેરા નાદ;
પદ્મસર સોહામણું અવલોકે, કરે આહ્લાદ.
તે સરોવર-તીરે જીરણ તાલ દીસે સાત;
જાજરા કીધા હતા જે રામબાણને ઘાત.
તે તરુખંડની સમીપે શીમળ વૃક્ષ વિશાળ;
મૂળ અજગરે વીંટિયું, જાણે રચ્યો આલવાલ.
શાખાએ નિર્મોક જાણે ઉત્તરીય વસન;
ચહું દિશ વાધી ડાળ જાણે ગ્રહવા માન ગગન.
વેલી વીંટાણી ઘણી તે દીસે એહ પ્રકાર;
જરાજૂરણ દેહ કેરી નીસરી નસ બહાર.
અનેક શાખાએ કરી શશિશેખરનું જે લાસ્ય
સહસ્ર ભુજે કલ્પાંત કાળનું શું દેખાડે હાસ્ય !
જીર્ણ પડવા બે ભણી પવનને વળગ્યું જાણ;
નંદનવનની શોભા જોવા વાધિયો શું પ્રાણ.
તૂલે કરીને ધવલ શાખા દીસે અતિ આકાશ;
ફીણોટા રવિ-અશ્વે જાણે નાખિયા લઈ શ્વાસ.
ગજે કપોલ ઘસ્યા થકી જે વળગી મધુકર-માળ;
જાણે લોહની શૃંખલાએ બાંધ્યું છે વિકરાળ.
કોટરમાં પંખી કરી એ સજી એમ જણાય;
શકુનિને સંગે કરી તે દુર્યોધન સમ થાય.
દંડકારણ્યનો નાયક જાણે વૃક્ષ તેહ અનુપ;
વૈશંપાયન ઊચરે, સાંભળો સાચું, ભૂપ.

### ૨. વૈશંપાયનનાં માતપિતા

ગૂઢ કોટર પત્ર છાયાં; જોઈ વસમો ઠામ,
શુકસમૂહ અનેક આવી કરે ત્યાં વિશ્રામ.

પત્ર વિહોણાં પાંખડી કરી પંખી દીસે પાન;
દિવસ રજની ત્યાં રહે છે જાણી ઉત્તમ સ્થાન.
ભક્ષને ભાવે કરી જ્યારે ઊડે સઘળાં સંગે;
ઇંદ્રધનુષની ઉપમા આકાશ દીસે રંગે.
હરિણરુધિરે રક્ત જાણે વ્યાઘ્રનખ શુક-ચંચ;
ચણ ગ્રહી સાવક સૌ મુખે આરોપે અતિ સંચ.
એક કોટરમાં રહે ત્યાં મારાં માત ને તાત;
વૃદ્ધ વયે એક પુત્ર હું જણિયો: સુણીએ રાયજી વાત.
પ્રસવતાં પીડાથી મારી માતા પામી મરણ;
પિતાએ શોક વિસારિયો પંખિણીનો મુજ શરણ.
જનક મારો જરાજૂરણ, ક્યાંય પડ્યાં ફલ જેહ;
કીર-કરડ્યાં આણી મુજને ખવરાવે અતિ નેહ.
અલ્પ પિચ્છ ને શિથિલ કાયા, અંગે અતિ ઘન કંપ;
જરાએ સંતાપકારિણી દે તન જાણે ઝંપ.
મને ખાતાં ઊગરે તે કાયે કરે ત્યાં આહાર;
પિતા પોષણ મારું કરે એણી પેર તેણે ઠાર.

## ૩. મૃગયા વર્ણન

એક સમે રવિ ઊગતે અતિ સંધ્યા રોહિત-રાગ;
આથમે શશી હંસ જાણે વૃદ્ધતા પરભાગ.
રવિ કિરણથી રક્ત દીસે ઉપરિશાખા નગ;
કરે કલરવ ઊડતાં શુક પિક નાના ખગ.
શ્યામ નભ અગ્નિહોત્ર-ધૂમે, ચકચકી અશોક;
કમળ-કળી વિકાસ થાય, ઉલૂક નહિ અવિલોક.
સુગંધ પરિમલે પુષ્પને મંદ મંદ વાય પવન;
શુક સરવ ઊડી ગયા ને શૂન્ય સરખું વન.
તેણે સમે મૃગયા તણો અતિ કોલાહલ થાય;
શશક સૂકર મૃગ તણાં જે જૂથ દિશિદિશિ જાય.

શબ્દ સાવજ કરે ભયના; કલભના ચિત્કાર;
બીન થયો જે તાત મારો સુણી હાહાકાર.
પેઠો તાતની પંખમાં હું રાખવા નિજ પ્રાણ;
ઠામઠામથી આવતાં નગ-ટોચે દીસે બાણ.
ભયે આકુલ હું થયો, ને નયને ચાલે નીર;
શબ્દ એવા સાંભળીને અતિ ઉકાંટ્યો શરીર:
'ભાઈ, આ તો મારગ ગજનો, મહિષ મોટાં શૃંગ;
ખડ્ગનો તો એહ મારગ, સૂકર, રોઝ, કુરંગ.
તેતર તો અહીં બોલતાં, ચકલ્યાં, લાવાં, મોર;
અહીં મૃગલી વ્યાઈ છે, જેણે રુધિરે ભૂમિ કઠોર.
વૃક્ષ ચડો; ભાઈ, જાળ બાંધો; મેલો ને મહાશ્વાન;
વાટ રૂંધો સૂકરની, કો કરો ધનુષ-સંધાન.
ધરો એ મૃગ, રખે જાય; રહો, મેલો તીર;
એણી દિશે કાંઈ સાંભળો, રે શબ્દવેધી ધીર.
પંખીની જેણિકા સાધો, મેલો શકરા બાજ;
મૌન કરો રે નાસશે; ચણ કાંઈ મેલો સાજ.'
એમ માંહોમાંહે બોલતા મેં સાંભળ્યા નિષાદ;
કાંઈ તાં દીઠું નહિ, તેણે ઊપનો વિષાદ.
ગુફામાંથી, બાણ વાગ્યે, નાદ કરે મૃગરાજ;
જૂથ નાસે ગજ તણાં, ને સૂકર રોઝ સમાન.
કરતળ વાજે, કરી ગાજે; પંખી ઉલ્કાપાત;
બાણ છૂટે, પણછ ત્રૂટે, ધનુષના આઘાત.
ધ્રૂજે ધરણી, નાસે કરિણી, હરિણી ગર્ભનો સ્રાવ;
મહૂરત માત્રે મંદ થયો તે કોલાહલ વિરાવ.

• શબર સૈન્ય

કુતૂહલથી જોવાને મેં કોટ કાઢી બહાર;
એ છે શું. એ દીસે શું? જોવા લાગ્યો તે ઠાર.

ત્યાં સૈન્ય દીઠું શબરનું મેં મહા ભયંકર ઘોર;
જાણે એ જમદૂત ટોળે મળ્યા કરતા શોર.
જાણે હૈહયે બાહુ સહસ્ત્રે આલોડયું અતિ ક્રૂર;
ઊલટયું દોદશે થકી નર્મદા કેરું પૂર.
જાણે ટોળે મળીને આવી બહુ કાલરાત;
પ્રગટયું પાતાળેથી શું દાનવકુલ કરી ઘાત !
જાણે અંજન શિલાના બહુ સ્તંભ ટોળે જાય;
ખરદૂખરનું સૈન્ય શું પરગટયું ભૂમિ જણાય.
જાણે શું ગાજે ઘન, એમ વન દીસે અંધકાર;
પિશાચ પ્રૌઢા અતિઘણા તે કરતા 'માર, માર.'

**૫. સેનાપતિ માતંગક**

સેનાપતિ તવ શબરનો મેં દીઠો સૈન્ય મોઝાર;
પ્રથમ વય; અતિ કર્કશ, માટે લોહ ઘટિત આકાર.
એકલવ્ય જાણે અવતર્યો, એ મોટો ને મૂછાળ;
શ્યામવપુ ને વક્ર કુંતલ, ભયંકર જાણે કાળ.
રક્ત લોચન; પ્રૌઢ નિલવટ; જાનુલંબિત પાણ;
અરુણ અંબર પહેરિયાં ને ધર્યાં, ધનુષ ને બાણ.
શ્વાન સંગે અતિ ઘણા ને નિષાદ છે બહુ સાથે;
કોણે ચમરી વાળ ગ્રહ્યા, ગજદંત ગ્રહ્યા કોણે હાથે.
મધના પૂડા પર્ણે કોકને, કુંભ કોકને મદ્ય.
કો એકે આમિષ ધર્યું જે મારિયા મૃગ સદ્ય.
મયૂર પિચ્છના ભાર કરમાં, દિગંબર જાણે સોય;
કાતી કરમાં કો એકને, જાણે ક્રૂર રાક્ષસ હોય.
કાકપીછાં માથે કોએકને, નીલ તરુનાં પત્ર;
સાહવા કારણે સાવજને કોએ ધર્યું છે છત્ર.
સેવક કહેતાં મેં સાંભળ્યું 'માતંગક' નામ.
ચાલી વેગે તે આવિયો શીતલ તરુને ઠામ.
મેં મને જાણ્યું: એ પાપિયો ! ધિઃક્ ધિઃક્ અવતાર !

જણાય છે જે વને આવ્યો કરવાને સંહાર.
ધરમ કરમ એવાં કરેઃ નરમાંસ ઉપહાર;
નિંદિત જે અતિ સાધુને મદ્ય આમિષ આહાર.
શાસ્ત્ર સાંભળવાં એહને બોલે જે શિયાળ,
ગુરુ ઉપદેશક એહના તે તો ઘૂડનું જાળ.
રાજ્ય અરણ્ય – અટવી તણું, સિંહ શું સહવાસ,
વિચાર વાટ રૂંધ્યા તણો. માળા ગળે તે પાશ.
પશુ રુધિરથી આચરે દેવતાઅરચન,
માંસ નિવેદન દેવને, ચોરી એ જીવન.
શકરાને ખવડાવવું તે જ તાં બલિદાન.
હોમ જે પાવકે શેકવું, પાસે અતિથિ તે શ્વાન.
ભૂષણ મણિ મહા સર્પના, મિત્ર તે મહા–ચાપ.
શિલીમુખ સહાય, તે જાણે છે શું સાપ !
એણી પેર હું ચિંતવી ને કોટરમાં પેઠો.
તે તરુપલ્લવ પાથરીને વૃક્ષ હેઠળ બેઠો.
એટલે એકે આપિયું તેના કરમાં આણી
પડિયે પલાશના પત્રને તેણે પીધું પાણી.
વિસામો કરી ઊઠિયો સેના તે સૌ સંગ.
ઇચ્છાએ આવ્યો સાંચર્યો અતિ દારુણ અંગ.

**વૈશંપાયનના પિતાનો વધ**

એક વૃદ્ધ વ્યાધ બેઠો રહ્યો, જે ખાતો'તો વિસામો;
રહ્યો રહ્યો તે ચિંતવે: 'હું કાંઈ માંસ ન પામ્યો.'
પીતો હોય જેમ અમ અસુ, તેમ દૃષ્ટિને વાળે;
ચડવા કેરે કારણે કોટર, રહ્યો, નિહાળે.
સીંચાણાની પેર ઘણો આમિષનો લાલસ,
વેગે વૃક્ષ ઉપર ચઢ્યો છાંડીને આળસ.
ખૂંખારવ બહુ ખગ કરે દેખી કરમાં ફાંસી.
જેને પાંખ આવી હતી, તે તાં ગયા નાસી.

જીવ ગયા. કેટલા તણા તેહ દેખી પ્રાણી,
કેટલાએક હેઠા પડ્યા તેનો ભય મન આણી.
મારો તાત રુદન કરે: 'હવે શી પેર થાશે?
પાંખ પૂરી આવી નથી; આણે કેમ નસાશે?'
નાનાં નાનાં બાચડાં ચગચગતાં તે માર્યાં.
લોલા જાણે માંસના તેવાં કરમાં ધાર્યાં.
વૃક્ષ થકી વસુધા તળે મારી મારી નાખે.
બીતો મારો બાપજી મુને પાંખમાં રાખે.
ખૂણે અમો બેસી રહ્યા, પાપી પાસે આવ્યો.
ઝાલવા કારણે તાતને વામ પાણિ ચલાવ્યો.
ભુજ ભયંકર અતિ ઘણો, જાણે અજગરબાલ;
શકુનિ ગ્રસવા કારણે આવ્યો જાણે કાળ.
જાણે દંડ શું જમ તણો, કરે ચંચુના ઘાત;
પ્રાણ રહિત તેણે કર્યો તવ તે મારો તાત.
હું પાંખમાં પેસી રહ્યો, અતિ સૂક્ષ્મ તનુ,
દીઠો નહિ તેણે વ્યાધે હું, ભયે પિંડ તન બન્યું:
આયુ શેપ માટે, વળી દૈવે જાણું રાખ્યો.
મૂઓ જાણી મારો તાત તે મહી ઉપર નાખ્યો.
હું પગ વચ્ચે પેઠો થકો સાથેથી તાં પડિયો.
ભૂપ, સુણો. ભાવી ભણી તેની મીટે ન ચડિયો.
પુંજ ત્યાં સૂકાં પત્રનો કીધો હતો સમીરે,
તે ઉપર આવી પડ્યો, વાગ્યું નહીં શરીરે.
વ્યાધ જ્યાં લગી ઊતરે, સંભાળ્યું મેં આપ,
હું ભયે નાઠો ત્યાં થકી. મૂઓ મેલ્યો બાપ!
કઠિણ હૃદય તવ મેં કર્યું; મેલી ચાલ્યો સ્વામી.
સ્નેહધર્મ જાણ્યો નહિ પ્રાણ તજવા દામ્ય.
કાંઈ એક પાંખ જે પરગટી, તેણે ભયથી ત્રાઠો,
તમાલ તરુના મૂળમાં છાનો જઈને નાઠો.

પાપી ફેંકો ભીતર્યો, પંખી પડિયાં લીધાં;
શબરની પૂંઠે સંચર્યો; વેગે પગ તે દીધા.
તેણે હું દીઠો નહિ, કાંઈ આયુનો યોગ.
કેમે ટાળ્યો નવ ટળે ભાગ્ય કેરો ભોગ.
હું અતિ દુઃખે આકળો; કાંઈયે નવ સૂઝે;
મૂળ માંહે પેસી રહ્યો, કાયા અતિ ધ્રાણી ધ્રૂજે.

## ૭. વૈશંપાયનની અનાથ દશા

તાત શોકનો પડતાં પ્રહાર, તરષા લાગી તેણી વાર.
મુખ સૂકે ને ધ્રૂજે દેહ; હા હા! કષ્ટ તણો નહિ છેહ.
વ્યાધ વેગળો ગયો જાણિયો, જલ વિણ રહે નહિ પ્રાણિયો.
કાઢી કોટ નિહાળું બહાર, વ્યાધ ગયો તો પણ, દિશ ચાર.
તરણું હાલે નાં જેટલે, જાણું દુષ્ટ આવ્યો તેટલે.
બીતો બીતો હું નીસર્યો; જલ જોવા કારણે પરવર્યો.
ડગલે ડગલે હું અડવડું; પાંખ વિના મુખ ભણી આખડું;
નયન થકી ચાલે અતિ નીર; ધ્રૂજે ભરાણું સર્વ શરીર;
કાયાને અતિ કષ્ટ તે થાય, તોય જીવવા કરું ઉપાય.
રાય, ઘણું શું કહીએ કથી? પ્રાણશું કાંઈ વહાલું નથી.
તેથી તત્ક્ષણ, મૂઓ તાત, તે સૌ વિસારી મેં વાત.
તેહ વેદના દારુણ સહી. મુજ સમો કો નિષ્ઠુર નહિ.
ભૂખ્યા રહી જેણે દીધું ભક્ષ, પાળ્યો સ્નેહ કરી સમક્ષ,
ને દોહલે ઉછેર્યો અપાર, તે મુજ વીસરિયો ઉપકાર.
જનની જનક ગયાં પરલોક, તે મેં વિસાર્યો સૌ શોક.
દેહ રાખવા કર્યો ઉપાય. કોઈ દુષ્ટ મુજ સરખો, રાય?
શ્રાંત થકાં મેં નવ હીંડાય; વિષમ વાટ; તન ધૂળ ભરાય.
દુઃખાતુર અતિ; થાક્યા ચરણ; ઘણુંય વાંછું નાવે મરણ.
આવે અંધારાં લોચન; ધ્રૂજે હૃદય; ન ચાલે મન;
પીડે પિપાસા; વેગળું વારિ; ઢળીઢળી પડું, રા,' તેણે ઠાર.

### ૮. આશાનું કિરણ

તેણે સમે સર તણી સમીપ તપોવન યુત-પાદપ-નીપ.
ઋષિ રહે તાપસ જાબાલિ, વનનો પતિ, જેમ વાનર વાલી.
તેનો સુત સુંદર હારીત, વેદવિદ્યા-વિનોદે પ્રીત,
વિદ્યાર્થી સરખા સંનિધાન, આવ્યો કરવા કારણ સ્નાન.
પ્રત્યક્ષ જાણે સનત્કુમાર. જાણે પાવકનો અવતાર.
તમ કનક સરખો તન-રંગ; તપને તેજે વિરાજિત અંગ.
દક્ષિણ શ્રવણ સ્ફટિક-મણિમાલ, ભસ્મ ત્રિપુંડ્ર ત્રિરેખા ભાલ.
સ્ફટિક મણિનું સુઘટિત કર્યું વામ કરે કમંડલુ ધર્યું,
કૃષ્ણાજિન ઓઢયું; કરે દંડ; તેજે અતિ ભાસે બ્રહ્માંડ.
ઉરે ઉપવીત; કરમાં ઉપહાર, ગોમય, માટી, તલ, કુશ સાર;
કોમલ વનફલ પહેર્યું અંગ; મૃગનાં બાલક ચાલે સંગ.
વાટે કરતો બ્રહ્મવિચાર, ચાલી આવ્યો તેણે ઠાર,

### ૯. ઋષિપુત્રને હાથે પુનર્જીવન

સહજે સાધુ તણાં જે ચિત્ત, દયારૂપિયું રાખે વિત્ત.
હું પડતો દીઠો જેટલે, બોલ્યો શિષ્ય પ્રતિ તેટલે:
'જાણું વૃક્ષ થકો શુકબાલ ઝાલ્યો છે સીંચાણે કાલ.
છૂટચો છે ચંચાથી; આજે એ જીવતો રાખ્યો મહારાજે.
પૂરી આવી છે નહિ પાંખ; કરે ઊડવાને અતિ ધાંખ;
સમી નથી રહી શકતી કોટ, દે છે વારિ ભણી પણ દોટ;
મીંચ્યાં લોચન, મુખે નિઃશ્વાસ, વળી વળી ચાંચ કરે છે પ્રકાશ.
જાણે એ તરસ્યો છે ઘણું, ધૂળે મુખ ભર્યું એ તણું.
માતપિતાનો પડચો વિજોગ; રહ્યો જીવતો તે દૈવી જોગ.
હીંડી શકે ન; ડગેડગ પડે; એને ના ઊડતાં આવડે.
લઈ મેલીએ પાસે નીર, પાણી પી સુખ પામે શરીર.'
દયાળુ મુનિએ હાથે કર્યો, લેઈ હું જલ પાસે ધર્યો.
સમી કરી હાથે શું ચંચ, ઉદકબિંદુ મુખ મેલ્યા સંચ;
પાંખ પખોડી; છાંટયો દેહ; જાણે જીવતો કીધો તેહ.

કાંઠે કમળ તણા જ્યાં તંતુ, છાયાએ મેલ્યો એકાંત.
વળી વળી મુજ સામું જોય; જાણે જીવતો હર્ષિત હોય.
મેલી દંડ કમંડલુ પાસે, નિત્યકર્મ કર્યું ઉલ્લાસે.
કમંડલુ ભરિયું શુચિ વારિ, સાથે મુનિબાલક પરિવાર.
મને ગ્રહી ત્યાંથી નીસર્યો, તપોવન સન્મુખ સંચર્યો. ૨૨૫

## સ્વાધ્યાય

૧. નીચેનાનું વર્ણન કરો:

(અ) ૧. પંપાસર, ૨. શીમળવૃક્ષ, ૩. માતંગક, ૪. હારીત.

(આ) ૧. શબરસૈન્ય, ૨. વૈશંપાયનના પિતાનું મૃત્યુ, ૩. વૈશંપાયનનું રક્ષણ.

૨. આ કાવ્યમાંથી ઉપમા, ઉત્પ્રેક્ષા, શ્લેષ, વર્ણસગાઈ, યમક, વગેરે અલંકારના નમૂના જુદા તારવો.

૩. તમે જોયેલા કોઈ પણ સરોવર, વૃક્ષ કે જંગલના માણસનું વર્ણન કરો.

૪. આ કાવ્યમાં અદ્ભુતરસ, ભયાનકરસ, કરુણરસ, હાસ્યરસ, અને શાંતરસ જ્યાં આવતો હોય તે પંક્તિઓનો નિર્દેશ કરો. વાત્સલ્યનો રસ કયા ભાગમાં આવે છે?

૫. પર્યાયદ્વંદ્વના વધુ નમૂના આપો.

૬. પંક્તિ ૧૮૪ અથવા ૨૦૭ ઉપર નિબંધ લખો.

૭. પંક્તિ ૩૮માંનું ઇન્દ્રધનુષ્ય કોના કોના રંગોને કારણે થતું હશે?

# ગંગાદાસ

[આ રમૂજી સંવાદ પાર્વતી અને લક્ષ્મી વચ્ચે છે. બંને જણાં એકમેકનાં પ્રિયજનોની નિંદા કરે છે. પહેલાં પાર્વતી લક્ષ્મીના ભાઈ ચંદ્ર (કેમકે બંને ક્ષીરસાગરમાંથી મંથન વખતે મળ્યાં હતાં)ને વગોવે છે. ૧. **પક્ષ**—૧ પાંખ. ૨. પખવાડિયું. ૨. **મીન**—૧. માછલું, ૨. મીનરાશિ. બગને બે પક્ષ છે, ચંદ્રને એક જ પક્ષ (પખવાડિયું) છે. બગ દિવસે મીન ખાય, ચંદ્ર મસવાડે (મહિને જતાં) મીન રાશિનો થાય. **શ્લેષ** અલંકાર. ૫. **પરવશ**—સૂર્યને વશ. ગુરુપત્ની તે તારા, બૃહસ્પતિની પત્ની. ૭. હવે ચંદ્રની પ્રશંસા : સૌ વનસ્પતિ ચંદ્રને આધારે ગણાય છે. ૮. **તારા**—નક્ષત્રો. **ચંદ્ર**—સોમ બ્રાહ્મણોનો રાજા ગણાય છે. ૧૨. **નીલકંઠ**—કાલકૂટ ઝેરથી જેનો કંઠ નીલ છે તે મહાદેવ. **ભણી**—લીધે. ૧૩ થી લક્ષ્મી ગણપતિ વિરુદ્ધ બોલે છે. ૧૬. શરીર કાદવનું બનેલું. ૧૮. નંદી, ભૃંગી, વગેરે શિવના સેવકોના ગણ (ટોળા)નો પતિ નાયક. ૧૯. **સેવંત્રાં**—સોપારી. ૨૯. નિંદાને મિષે-મસે-બહાને. રખે કોઈ માતા દુભાઓ! ૩૧-૩૬. વાચકના ભેદ બતાવે છે. ૩૨ની રીત ચાળણીની, ૩૩ની સૂપડાની. ૩૪. **છિદ્ર**—૧. કાણું (વાચ્યાર્થ), ૨. દોષ (લક્ષ્યાર્થ). ૩૬ મી પંક્તિનું વર્ણન કેટલું સુંદર છે!]

## લક્ષ્મી-ગૌરી સંવાદ

**ગૌરી:** બગ ધોળા, બે પક્ષ; ચંદ્રને એક જ લેખું.
બગ દિન ખાતો મીન, ચંદ્ર મસવાડે પેખું.
વ્યોમ અવની બગ ઊડે, ચંદ્ર આકાશે સોહે.
બગલો છે અકલંક, ચંદ્રને લાંછન હોયે.
પરવશ ખાંડો ક્ષીણ થયો, ગુરુપત્ની સન્મુખ સુણ્યો.
સૂર્યોદયે ઝાંખો લાજતો, લક્ષ્મી, બાંધવ તમ તણો.

**લક્ષ્મી:** તરુવર ભાર અઢાર સાર કૂંપળ તો આવે.
તારા સત્તાવીસ ઈશ, બ્રાહ્મણ પતિ કહાવે.
શુભ સુંદર જે ચાલ, ઓપમા મુખ બોલાયે.
નિશાનાથ કુસુમેશ તાપ સઘળા ઓલાયે.

સોળ કળા ટાઢો સદા અમૃત ઔષધ પાળવા.
નીલકંઠ રાખે ગુણ ભણી હલાહલ વિષ ટાળવા.

*

**લક્ષ્મી:** પાડા જેવડું પેટ ચઢી ઉંદરડે બેસે;
હાથ કુહાડી ધરે, દાંત મુખ એક જ દીસે.
લબલબ હાલે હોઠ, સૂપડા સરખા કાન જ.
ચાર હાથ ને સૂંઢ રૂઢ, કાદવનો વાન જ.
રૂડા પગ પાડી નવ શક્યો, વેદ ધર્યો રાવણ સહી.
સઘળું કુટુંબ સરખું મળ્યું, લજાવે ગણપતિ કહી.
**ગૌરી:** સેવંત્રાં સિંદૂર ભોગ જેહને વિધવિધ આવે,
ગળ્યાં ચોપડ્યાં સારાં ચણા વળી લાડુ ભાવે.
શુદ્ધિ બુદ્ધિનો સ્વામી, લક્ષ જે લાભ જ દીએ,
ગ્રામાંતરે શુભ કામ નામ પહેલું તે લીએ.
નંદી ને ભૃંગી આદિ ગણ વિઘ્નહરણ ગણનાથ એ,
ભાંગ્યા રથ બહુ દેવના જે નવ તેડ્યો પુરુષ તે.

* * * *

**કવિવચન:** લક્ષ્મી ગુણ નહિ પાર સાર સંસારે તેવી.
પાર્વતી મહાસતી એહ પણ મોટી દેવી.
હસતાં ભાંજે હાડ, વાદ એ ન હોય રૂડો.
હરિહર બ્રહ્મા મળી વારિયો ઝઘડો કૂડો.
નિંદા-મિષ મેં સ્તુતિ કરી, રખે માત દુહવણ ધરો.
શાસ્ત્રનો મારગ સાંભળી કવિતા કારણ ખપ કર્યો.
શ્રોતાના બે ભેદ ચાલણી સૂપડ કહાવે.
કણને નાખે બહાર, કોતરાં મધ્ય રહાવે.
સારો કણ રાખંત, રજ સહુ બહાર જ જાયે,
ચાલણી હોય સછિદ્ર; સૂપડે છિદ્ર ન હોયે.
ગુણ ગ્રહી અવગુણ નાખજો, ભાવ ભેદ ડાહ્યા લહે.
માંડ્યો એ ચૌટે રહેંટ મેં, કોઈ ઊંચો કોઈ નીચો કહે.

## સ્વાધ્યાય

૧. ગૌરી અને લક્ષ્મી એકમેકને કેમ ખીજવે છે તે વર્ણવો.
૨. કવિ કેવી રીતે વાત વાળી લે છે ?
૩. 'વાંચનની રીત' ઉપર નિબંધ લખો.
૪. શ્લેષ અને વાચ્યાર્થનાં દૃષ્ટાંત આપો.

# સમયસુંદર — નયસુંદર

[ નળાખ્યાનનો કરુણમાં કરુણ પ્રસંગ કોઈ હોય તો તે વનમાં દમયંતીને એકલી છોડીને નળ રાત્રે ચાલ્યો જાય છે એ છે. તે પ્રસંગનું જૈન કવિઓએ કેવું હૃદયદ્રાવક વર્ણન કર્યું છે તે નીચેની પંક્તિઓ પરથી સમજાશે. નળાખ્યાન એટલું બધું લોકપ્રિય હતું કે જૈનો પણ પોતાના ધર્મના આદર્શો એ વાર્તા દ્વારા પ્રજા આગળ રજૂ કરવા આકર્ષાયા હતા અને તેથી જૈન કવિઓએ તે વાર્તાને અપનાવી હતી. એમના હાથમાં એ કથા ખીલી હતી એમ પણ નીચેના કાવ્યખંડો ઉપરથી દેખાશે.

સમયસુંદરે, દમયંતી-પરિત્યાગને પ્રસંગે નળના બે હાથ વચ્ચે સંવાદ થયો કે કયો હાથ ચીર છેદે એમ કલ્પના કરીને, પ્રસંગની કરુણતા વધારી મૂકી છે. બંને હાથની તકરારમાં હાસ્ય પણ છે. પરંતુ તે હાસ્ય કરુણતાના અંશને વધુ ઘેરો બનાવે છે, જેમ અમાસની કાળી રાતના અંધારાને વીજળીનો ઝબકારો વચ્ચે ઝબકી જઈને વધારે ઘેરું બનાવી દે છે. બંને હાથ અંદર અંદરની તકરાર છોડીને એકમત થઈ નળને વીનવે છે. પણ વ્યર્થ.

નયસુંદરનો સં. નલાયન ઉપરથી રચેલો 'નળદમયંતી રાસ' બહુ પ્રખ્યાત છે. (એમની કૃતિ નીચે પહેલી મૂકી છે.) તે સમયસુંદર કરતાં સહેજ ફેર કરે છે. બે હાથ વચ્ચે નહિ પણ નળ અને હાથ વચ્ચે એ સંવાદ કલ્પે છે. પણ તે પહેલાં તે નળનું આત્મમંથન રજૂ કરે છે. તેમાં એ આપણા બીજા મહાન કવિ પ્રેમાનંદના નળાખ્યાનને પણ એક વાતમાં ટપી જાય છે. પ્રેમાનંદ વર્ણવે છે કે, દમયંતીના હાથ અમૃતસ્રાવિયા હોઈ, તળાવમાંથી ઝાલીને નળે એને આપેલાં માછલાં જીવતાં થઈ જઈ પાછાં પાણીમાં ચાલ્યાં ગયેલાં; તેને વિષે નળે માની લીધું કે, દમયંતી એકલ-પેટી થઈને ખાઈ ગઈ અને તેથી તે રાતને વખતે ચાલ્યો ગયો. નયસુંદર

કહે છે કે, બંનેએ દમયંતીને પિયર જવાનો વિચાર તો કરેલો, પણ નળને તે ઠીક ન લાગ્યું. વળી, રાજ્ય જે ખોયું હતું તે પાછું મળવાનો સંભવ ન હતો. આવી મહાન સ્ત્રી તે પોતાના જેવા વ્યસનીને પડખે શોભે નહિ. બીજું, છોડી ગયા પછી પણ તે પાછો વળી વળીને આવે છે. અને છેવટ વિગતવાર સંદેશો મૂકતો જાય છે. અને પોહ ફાટ્યા સુધી એના પગ આગળ વધી શકતા નથી. પ્રેમાનંદ વાર્તારસમાં ચતુરાઈની ચમક લાવી શક્યો છે, તો નયસુંદરમાં ભારોભાર માણસાઈ આપણને જોવા મળે છે.

૧. ૧. **હેલા** — રમત. ૩. **ધ્વંસ** — નાશ. ૪. **જટ્ટ** — બુદ્ધિહીન, નઠોર (કરાંચી–કચ્છના ગુજરાતીઓમાં વપરાય છે). ૫. **ધ્યાય** — વિચારે. ૭. **ભૈમી** — ભીમ રાજાની પુત્રી, દમયંતી. ૯. **મનશું** — મન સાથે (=મોટેથી નહિ). ૧૨. **આપણો** — પોતાનો. કેવો લાડભર્યો પ્રયોગ છે! ૧૩. પ્રેમથી બે ભાગ કર. ૧૬. **પાળી** — છરી. ૧૭. **જુઆ** — દ્યૂત, જુગાર. ૧૮. ફવામાં. ૧૯. **જૂવટું** — જૂગટું. **હેલાં** — રમતમાં. ૩૧. **વલ્લભ** — પ્રિય. **કાતર** — બીરુ. ૩૨. **ભણી** — લીધે. **કલીવ** — કાયર. ૩૪. **કિંશુક** — ખાખરાનું ઝાડ. (કેસૂડાં પોપટની ચાંચ જેવાં લાલ હોઈ किं शुकः–શું શુક છે? એવો પ્રશ્ન જેને વિષે થાય છે તે ઝાડ. વાનર પણ તેવો શબ્દ છે. वा+नर 'અથવા માણસ,' 'માણસ તો નહિ?', એવો જેને વિષે વિચાર થાય છે તે.) ૩૫. દિયરઘરઃ નયસુંદરે પોતાની કથામાં દિયરને સારો વર્ણવ્યો છે. ૩૮. **આણુવિરાધી** — આજ્ઞા શબ્દ ઓળંગ્યો હોય તે. ૪૦. **નિધાન**–ભંડાર ૪૨. **કુલિશ** — વજ્ર.

૨. ૧. **કૃપાણિકા** — છરી. ૬. **હાથીવાળે** — હસ્તમેળાપ વખતે. ૧૦. જમણો હાથ કાન તરફ પણછ સાથે જાય છે ને ડાબો આગળ જૂઝ (યુદ્ધ) કરે છે. ૧૧. **ઠમારી** — બરોબર-ઠીકઠાક કરતું. **શૂલ** — કાંટા. ૧૨. આ જૈન કવિ છેવટ તો વાણિયા, એટલે નળ જેવો રાજા જેને કદી તાજવાથી તોળવાનો પ્રસંગ ભાગ્યે જ આવ્યો હોય તેના હાથ પાસે આ વસ્તુ કહેવડાવી છે. ૧૪. પુણ્યે પાપ ઠેલાય, અને ૧૮. જેમ સો તેમ પચાસ, કહેવતો છે.]

## ૧. દમયંતી પરિત્યાગ

### ૧. નળનું આત્મમંથન

હેલા માંહ્ય રાજ જે હાર્યું, તે હવે કરે નહિ આવે;
રત્ને કરી જો કાગ ઉડાડે, તે વળતું કેમ પાવે?

સુણ ડાબા, નળ વીનવે રે, જમણો અધિક કહેવાય.
પૂજા સમરણ દાન દે રે, પુણ્યે પાપ ઠેલાય.
ડાબો જમણો બે મળ્યા રે, વીનતી કરે, સુણ રાય,
બીજું કહો તે હું કરું રે, પણ ચાંડાલ કર્મ ન થાય.
નળ કહે, કામ કરો તમે રે, જો કરો મારી આશ.
પાપ સહુ શિર મારે રે, જેમ સો તેમ પચાસ.
એમ સમજાવી હાથને રે, છેદ્યું અર્ધું ચીર,
નળે છેદ્યો જાણે નેહલો રે, પણ નયણે વરસે નીર.

—સમયસુંદર

## સ્વાધ્યાય

૧. નળના મનની સ્થિતિનું વર્ણન કરો.

૨. તમને નળ-કર સંવાદ ગમ્યો કે 'જમણો ડાબાને કહે' તે ગમ્યો ? કારણો આપો.

૩. નળ દમયંતીને છોડી જાય છે તે માટે તેને શાં કારણો છે ?

૪. દમયંતીનો પરિત્યાગ કરતાં નળને શું થયું ?

૫. છરી, ચીર અને છેદ કરનાર હાથ, એ ત્રણ વચ્ચે સંવાદ યોજો.

૬. ધારી લો કે નળ-કરસંવાદ કે 'જમણો ડાબાને કહે'વાળો સંવાદ દમયંતી સૂતી સૂતી સાંભળી શકી હતી. તેના મનમાં તે સાંભળી શા વિચાર આવે તે, એ પોતે આપણને વાત કહેતી હોય એ રીતે મૂકો.

૭. આ કાવ્યખંડોમાંથી ઉપમા અને વર્ણસગાઈના નમૂના બતાવો.

# ભાઉ

[नरो वा कुंजरो वा એ શબ્દો ભાગ્યે જ કોઈને કાને ન પડ્યા હોય. એટલા બધા એ પ્રચલિત છે અને એટલો એની પાછળનો પ્રસંગ જાણીતો છે.

૫. ઋષિ તે વૈશંપાયન, રાજન તે જનમેજય (અર્જુનના પુત્ર અભિમન્યુના પુત્ર પરીક્ષિતનો પુત્ર). ૧૧મી લીટીમાં અરિષ્ટ–બૂરી વસ્તુઓ (જે ઉપર ગણાવી છે તે) કહી તેમાં ૧૦મી લીટીનું 'વર્ણ અઢાર નહિ ભેદાભેદ' એ પણ આવી ગયું. અઢાર વર્ણ એક એક વચ્ચે ભેદ ન રાખે, એની ઋષિ પાસે બૂરી વસ્તુમાં કવિએ ગણના કરાવી છે. પણ વૈશંપાયન ઋષિના વખતમાં વર્ણની સંખ્યા સદ્ભાગ્યે અઢાર સુધી

પહોંચી ન હતી. તે તો આપણા 'ભાઉ'–ભાઈએ પોતાના સમયના ખ્યાલ પ્રમાણે ઋષિના મોંમાં એ શબ્દ મૂકી દીધા. ૧૫. દ્રોણપુત્રના નામે નામ. ૨૪. છળ–ગત – કપટની રીતે. ૨૭. કર્મ લાગ્યું – સ્પર્શ્યું, પરચો બતાવ્યા વગર ન રહ્યું. ૨૯. મહી – પૃથ્વી ઉપર. ૩૩. સુણી વાત – સાંભળેલી વાત. ૩૬. નીગમ્યું – જવા દીધું. ]

## ધર્મનો ધર્મત્યાગ

રાજા યુધિષ્ઠિર બોલ્યા વાણ, 'સાંભળ સાચું, ચતુર સુજાણ.
અસત વાયક મેં કેમ બોલાય ? ન-પાંડવી જો પૃથ્વી થાય,
મૃત્યુ આજ મુજ આવે સહી, તોય અસત હું બોલું નહિ.
પૃથ્વી તણું મારે નહિ કાજ; અંતે નરક પડું મહારાજ.'
ઋષિ કહે: 'સાંભળ તું, રાજન, ધર્મનું નિશ્ચય એહવું મંન.
સતવાદી જે કહાવે રાય, છલવાયક તેણે કેમ કહેવાય ?
જો રવિ પશ્ચિમ પ્રકટે સહી, શેષનાગ ધરણી ધરે નહિ,
સાગર લોપી જલથલે કરે, તોય અસત વાયક ધર્મ ન ઉચરે.
જો પૃથ્વી રસાતલ માંહ્ય જાય, જો હુતાશન શીતલ થાય,
વર્ણ અઢાર નહિ ભેદાભેદ, વચન વાયક ન થાય વેદ.
એવાં અરિષ્ટ જો થાય સહી, તોય ધર્મ સત મૂકે નહિ.'
યુધિષ્ઠિર કહે: 'સાંભળો સ્વામી, રાજ તણું મારે નહિ કામ.'
તવ વચન બોલ્યા ભગવાન, આડી દષ્ટે ભીમને દીધી સાન:
'જા રે વીર, તું ચડેલો થઈ, હણ અશ્વત્થામા હસ્તી સહી.
દ્રોણપુત્ર–નામે હસ્તી જેહ, વેગે હણ છળ કરવા તેહ.'
સુણી વચન ભીમ સંચર્યો; અશ્વત્થામા હસ્તી વધ કર્યો.
કરી કાજ ભીમ આવ્યા ત્યાંહ, ધર્મરાય કૃષ્ણ બેઠા જ્યાંહ.
પાસે જઈને બોલ્યો વાણ; 'સ્વામી, અશ્વત્થામાએ તજ્યા પ્રાણ.'
નારાયણ તવ બોલ્યા એમ, 'અશ્વત્થામા પડિયો તે કેમ ?'
સુણી વચન ભીમ એમજ કહે: 'ગદાપ્રહાર મારો કેમ સહે ?
મેં મારી રીસ આણીને ગદા, પામ્યો મરણ, પડ્યો તે તદા.'
સુણી વચન ધર્મને કહે અવિનાશ, 'ઉઠો, શીઘ્ર જાઓ દ્રોણની પાસ.

એવું વાચક તો કહેજો સહી: અશ્વત્થામા રણ પડિયો મહી.'
નારાયણે કહી છળ-ગત, રાય યુધિષ્ઠિરે તવ માન્યું સત.
શીઘ્ર થઈ ધર્મ આવ્યા ત્યાંહ, દ્રોણ યુદ્ધ કરે છે જ્યાંહ.
ભેટ્યા ભૂપતિ; દીધાં માન: 'કહો, ધર્મ આવ્યા કોણ કામ?'
વચન સાંભળી બોલ્યા ધર્મ: 'અરે દ્રોણ ગુરુ, લાગ્યું કર્મ;
અશ્વત્થામા રણે રહ્યો જેહ, હમણાં ભીમે હણિયો તેહ.'
ધર્મવચન દ્રોણે માન્યું સહી. તત્ક્ષણ શસ્ત્ર તે નાખ્યાં મહી;
તજી બાણ દ્રોણ એમ વદે, પુત્રશોક આણી અતિ હદે:
'અરે રાય, વાચક સાંભળો: અશ્વત્થામા ગજ છે ભલો;
હસ્તી-પુત્ર બેઉનાં નામ સમાન, તે માંહ્ય કોણ હણિયો, રાજન?'
કહે ધર્મ: 'હું તો નવ લહું; સુણી વાત તમ આગળ કહું:
નર અથવા કુંજર કો હણ્યો, વિચાર ન જાણું તેહ જ તણો.'
છળ જાણી ગુરુ દ્રોણ કોપિયો: 'અરે કુંતીસુત, તેં તો ધર્મ લોપિયો;
ધૂર્ત કૃષ્ણ સંગતે કરી મત, સ્વારથ માંહ્ય તે નીગમ્યું સત.'
અનેક વચન દ્રોણે કહ્યાં મર્મ, હદે બાણ થઈ વાગ્યાં ધર્મ:
'લોભ રાજ્યનો લાગ્યો તને, અસત વાચક આવી કહ્યું મને.
જો ધર્મે ધર્મ મૂક્યો જાણ, તો મારે ધરવાં નહિ બાણ.'
નાખ્યાં અસ્ત્ર અવની ક્રોધે ભરી, દ્રોણાચાર્યે નવ લીધાં ફરી.

## સ્વાધ્યાય

૧. ધર્મનો ધર્મત્યાગ કેવી રીતે થયો?

૨. યુધિષ્ઠિરનો બચાવ થઈ શકે એમ છે?

૩. દ્રોણાચાર્યને છળની ગંધ આવી છતાં નાખી દીધેલાં ધનુષબાણ કેમ પાછાં ન લીધાં?

૪. જો યુધિષ્ઠિર જાણતા હતા કે દ્રોણ પુત્રના મૃત્યુના સમાચાર સાંભળ્યા પછી આગળ લડે નહિ, તો પછી 'અશ્વત્થામા મર્યો' એ શબ્દોનો પૂરો મર્મ તપાસવા રોકાયા વગર દ્રોણ આગળ જઈને પોપટની જેમ બોલી આવ્યા તે સારું કહેવાય?

૫. છળથી વાકેફ થયા પછી યુધિષ્ઠિરના મનની સ્થિતિ શી હશે? તે બોલતા હોય એ રીતે કહો.

# વૈકુંઠ

[પાંડવ કૌરવનું મહાભારત યુદ્ધ શરૂ થવાનું છે એ સાંભળી ભીમનો પુત્ર બબ્રિખ માતાની આજ્ઞા અને અનુજ્ઞાથી રણભૂમિ પર આવી ચઢ્યો. પણ ઊલટું તેના આવ્યાથી પાંડવોને નવી વિટંબણા ઊભી થઈ. બબ્રિખ ક્ષત્રિયનો ધર્મ પાળનારો, 'હાર્યાની ગમ' જનારો, હતો. તેથી કહે કે, હમણાં તો હું 'બેસી રહું એક ઠાર.' તો તો છેવટે એ કૌરવોને પક્ષે જઈ પાંડવોનો ઘાણ જ કાઢી નાખે! એનું બળ તો, ત્રણ શરિયાં (બાણ) વધારે પડતાં હોઈ બે રાખી ત્રીજું એણે ભાંગી નાખ્યું અને કૃષ્ણે વિરાટ-રૂપ કરી પગ સાતમે પાતાળ મૂક્યો તો ત્યાં જઈ એનું બાણ નિશાન કરી આવ્યું, તે ઉપરથી દેખાઈ ગયું. એક બાણ નિશાની કરી આવે ને બીજું મૃત્યુ પમાડે એવી એની ભારે આવડત હતી. આ મુશ્કેલીમાંથી છૂટવા માટે બત્રીસ-લક્ષણાના ભોગની વાત ઉપસ્થિત કરી. કૃષ્ણ, અર્જુન અને બબ્રિખ એ ત્રણ બત્રીસલક્ષણા હતા. કૃષ્ણ કહે મને ચડાવો, અર્જુન કહે મને. બધા ના પાડતા જાય. કૃષ્ણ વગર દોરવણી કોણ કરે પછી? અર્જુન વગર લડે કોણ? ત્યાં બબ્રિખ સ્વયંસેવક તરીકે આગળ આવે છે, અને એનો ભોગ આપવામાં આવે છે. આ રીતે તેનો કાંટો કાઢી નાખવામાં આવ્યો. પણ કવિએ બબ્રિખનો રણભૂમિ પર ઉમંગભર્યો પ્રવેશ, પોતાના ગુરુની આજ્ઞાને વળગી રહેવાનો એનો નિરધાર, બત્રીસ-લક્ષણાની વાત નીકળે છે ત્યારે કશી ગણતરી કરવા રોકાયા વગર (રોકાય તો બત્રીસલક્ષણો પણ શેનો?) એનું આગળ આવવું, ભોગ માટે એનો સ્વીકાર થયા પછી લડાઈ જોવાનો મોકો પોતે ખોયો એ વનબાલને છાજે તેવી કૌતુકવૃત્તિનો એણે કરેલો એકરાર, અને અંતે એનાં આંખકાન અને જીભને સજીવતાની પ્રાપ્તિ, એ બધું એવી રીતે આપણી આગળ મૂક્યું છે કે, એ કોડીલા યુવક પ્રત્યે આપણને સહાનુભૂતિ રહે છે અને મોટેરાઓ એનો જે રીતે ધડોલાડવો કરી દે છે એ જોઈ જરી જીવ પણ બળે છે.

૫. **અશ્વમેવ** — અવશ્યમેવનું તદ્ભવ રૂપ. ૮. **વૃકોદર** — ભીમ, વૃક–વરુ જેવું ઉદર છે જેનું. **અવિનાશ** — કૃષ્ણ ૧૮. **પ્રાજે** — પરાજયનું તદ્ભવ. ૨૨. **ઓસરે** — ઘટે, શમે (=હારે). ૩૫. **સંચ** — ઘાટ, તાલ. ૩૯. **પૈયાલ** — પાતાલ. ૪૧. **ધરણ્ય** — ધરણી ઉપર. સર૦ ચરણ્ય. ૭૦. 'અમે ઉલ્લાસવાળા છીએ'નું જૂનું રૂપ. ૮૦. **ત્રૂઠા** — તુષ્ટ, પ્રસન્ન,

ભીમપુત્ર પ્રાક્રમી જાણી બોલ્યા શ્રીયદુવીર :
'જો હમણાં તું હણે મુજને તો તને જાણું ધીર.'
ભીમસુત કહે: 'હણું હમણાં, પણ મુજને લાગે પાપ.'
એમ કહી વધાર્યું મંડલ, પગ ઘાલ્યા પૈયાલ.
'અરે વીર, વેગે ચાલો,' બોલ્યા દીનદયાળ.
ભીમસુત તવ થયો વિસ્મે, એક શરિયો નાખ્યો ધરણ્ય.
અવનીતલ–પડ સાત શોધી લાગ્યો હરિને ચરણ્ય.
વૈરાટરૂપ જ તણે ચરણે હતું પદ્મ જ્યાંહ,
આલેખીને બાણ આવ્યું પદ્મ ત્રીજે ત્યાંહ.
વૈરાટરૂપ જ સંવરી બોલિયા સારંગપાણ :
'અરે વીર, તે મેં માન્યું સાચું, એ વાત નિરવાણ.'
કૃષ્ણ કહે : 'અર્જુન, સુણો, ભીમસુત બળવંત,
દુર્યોધનને સાહ્ય થઈને આણશે સહુનો અંત.
તે માટે આપણે એમ કરો, તે પ્રથમ મારો એહ;
તો તમે જે પામશો, નહિતર તજશો દેહ.'
વૈરાટ દ્રુપદ એમ ઓચરે : 'જો એ પામે મરણ,
શત્રુ કૌરવદળ જીતીને ભોગવશો તમે ધરણ.'
વિચાર એવો કરી મનમાં ભીમસુત તેડચો તે વાર,
'વાણી સહુ કો સાંભળો, કરવો છે વિચાર.
અનેક દળ મળ્યું છે અહીં, નાના વિધની રીત.
જો બત્રીસો સુખે હોય તો તેહ પુરુષની જીત.
લક્ષણ બત્રીસ શ્રીકૃષ્ણને, કાંઈ વળી અર્જુન વીર;
ત્રીજો ત્યાં બબ્રિખ બળિયો શૂર સમરથ ધીર.'
કૃષ્ણ કહે : 'તમે સુણો, પાંડવ, સિદ્ધ હોય તમ કાજ.
હું ભક્તને અર્થે અવતર્યો, મારે નથી તેની લાજ.'
અર્જુન કહે : 'હરિ, સાંભળો, એ શું બોલ્યા વાણ?
આધાર સહુને એટલો, કેમ જીવીએ ભગવાન?'
અર્જુન કહે : 'હરિ સાંભળો, ધર્મનાં કરજો કાજ;

વેગે અમને વેધીએ, કારજ કરો, મહારાજ.'
સુણી વાણી કૃષ્ણ બોલ્યા: 'તુજ વિના નવ સરે કામ:
કોણ કૌરવ જીતશે, સન્મુખ કરી સંગ્રામ?'
સર્વ રાજા બોલિયા: 'અર્જુન, એ કેમ હોય?
વળી સર્વે ઘેર જાશે, રણસ્થંભે રહે નહિ કોઈ.'
બબ્રિખ બોલ્યો: 'સુણો શ્રીપતિ, કરો મારો નાશ;
જીત હોય જો તમ તણી તો અમે છું ઉલ્લાસ.
દેહી, કાકા, છે તમારી, જે કીજે મન ભાવે;
સ્થિર નથી રહેવું નર કોણે, મને દોષ નવ આવે.'
ફરી વચન નવ હરિ બોલ્યા: 'ધન્ય ભીમકુમાર;
પાંડવ-અર્થે અંગ દેશે, ઉતિયો સંસાર.
પિતા-અર્થે અંગ આપે, તાતની કરે સેવ;
રઘુનાથ સરખે પાળિયું તાત-વચન અશ્વમેવ.
હરિચંદ-સુત એક સતવાદી પાળતો તાત-વચંન;
પિતા-અર્થે દેહ જ વેચ્યો, વિપ્રઘેર તે નંન.
ધ્રુવે તાત-વચન પાળ્યું, વન ગયો'તો વીર;
તેના પુણ્યપ્રતાપથી ત્રૂઠા શ્યામશરીર.
આરુણિનો સુત ઋષિ મોટો ઉદ્દાલક જેનું નામ;
તેનો તે સુત નાચિકેતા, તેણે સર્વ દીઠાં કામ.
પિતા-વચને ગયો હતો યમપુરી, તે જાણ;
નીરખી સ્વદેહે તે આવ્યો પછી પ્રસન્ન હુવા સારંગપાણ.'
સુણી વાણી વદે દ્રુપદ: 'સુણો, શ્રીભગવાન;
એ કથા સર્વે સાંભળી, સુણો સર્વ રાજાન.
વિચારીને વદે વિષ્ણુ, સાંભળે સર્વ રાય;
બબ્રિખે ઊઠી સભામાંહ્ય તવ શિર મૂક્યું પાય.
'વચન જો પાછું કરું તો મને લાગે ખોડ;
કૌરવ-પાંડવ-વધ જોવાને હુતો મનમાં કોડ.
અઢાર ક્ષોણી દળ મળ્યું કૌરવ-પાંડવ જોડ;

કોણ શીખે જશ આવશે જોવાનું મન તેહ.'
વચન સુણી અર્જુન પ્રત્યે વદે શ્રી જગદીશ;
'યુદ્ધ જોવા વાંછતા તો અમૃત કીજે શીષ.'
શ્રવણ ચક્ષુ ને મુખ જીભ અમર કરે અવિનાશ;
અવર અંગનો ભંગ, ન હોય યુદ્ધ-અભ્યાસ.
વિચાર એવો કરી કૃષ્ણે અમૃત ખેવ મગાવ્યું;
યુધિષ્ઠિર આદિ દઈ પાંડવ સર્વેને મન ભાવ્યું.
અમૃત તે બબ્રિખને મુખ મેલ્યું આપી;
કંઠ લગી તે પરવર્યું તત્ક્ષણ નાખ્યું કાપી.
ધડ પડ્યું પૃથ્વીતલ-મધ્યે, મસ્તક રહ્યું સાવધાન;
મુખ બોલે ને ચક્ષુ દેખે, શ્રવણે કરે પાન.
એવી યુક્તિ તણું મસ્તક શમી વૃક્ષે લઈ થાપ્યું;
'જા પૃથ્વીતલે પૂજા કરશે, એવું અભેપદ આપ્યું.'
મસ્તક સજીવન થઈ બેઠું જોવાને સગ્રામ;
બબ્રિખ એવો શબ્દ ટળીને શ્રીખંડ પરઠ્યું નામ.

## સ્વાધ્યાય

૧. બબ્રિખની કથા બબ્રિખને મોઢે કહેવડાવો. એના જેવા લડવૈયાને વિના હાથપગે (લડયા વગર જ) યુદ્ધ જોયાં કરવું પડે એ સ્થિતિ એને કેવી લાગી હશે?

૨. ત્રીજું બાણ બબ્રિખે ભાંગી નાખ્યું તેને મળતી ગુજરાતના ઇતિહાસની કોઈ વાત તમારા ખ્યાલમાં છે?

૩. પિતાની આજ્ઞા અનુસરનાર પૌરાણિક પાત્રોની ઓળખ આપો.

૪. બબ્રિખ વિષે તમને કેવો ભાવ થયો?

# અખો

[ અખાના છપ્પા સાહિત્યપલ્લવ ભાગ ૧ માં આપણે વાંચ્યા હતા. તેમાં વિશેષે કરીને સમાજના ઢોંગ ધતિંગ ઉપરના કટક પ્રહાર આપણે જોયા હતા. નીચેની પંક્તિઓમાં એની સચોટ દૃષ્ટાંતથી સમજાવવાની રીત જોવા મળશે, દૃઢપણે પોતે અભિપ્રાય કેવી રીતે રજૂ કરી દે છે તે દેખાશે, અને ખાસ તો પોતે આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરેલો છે તેનો આનંદ એ કેવો ગાય છે એ સાંભળવા મળશે.

૧. 'હરિનો પિંડ અખા કોણ શૂદ્ર ?' એ એનો પ્રશ્ન કેવો ચોટદાર છે ? ૨. પવન વાતો હોય તે દિશામાં અગ્નિ વધે છે, આ દિશા ટાળી છે એમ કરી અટકતો નથી. ૫-૬. બધી ભાતભાતની વરણ ચલાવવા માટે અભિમાની મૂર્ખાઓએ ગોઠવ્યું કે બ્રાહ્મણ તે પુરુષોત્તમસ્વરૂપ પરમાત્માના મસ્તક( મુખ )માંથી, ક્ષત્રિય હસ્તમાંથી, વૈશ્ય કટિમાંથી અને શૂદ્રો ચરણમાંથી ઉત્પન્ન થયા. (આ વિચાર યજુર્વેદના પુરુષસૂક્તથી શરૂ થયો.) પણ એ બધું શાસ્ત્ર તે સ્વપ્નમાં કરેલા બકવાદ જેવું છે (પંક્તિ ૯), પછી ભણેલા ને અભણના ભેદની વાત અણઘડ અને ઘાટઘડેલી બે શિલાઓનો દાખલો લઈ હસી કાઢી છે. ૧૨. **દ્વૈત**—બે-નો ભાવ. ફલાણો અભણ છે, અણઘડ શિલા જેવો છે. હું પંડિત છું, ઘડેલી શિલા જેવો છું. એવું રૂપક ક્યાં સુધી નભે ? જ્યાં સુધી પ્રભુથી પોતાનું દ્વૈત (બીજા હોવાપણું) ગણે છે ત્યાં સુધી. જો પ્રભુ સાથે એકભાવ રાખે તો પછી પોતે ઘડાયેલી શિલારૂપ છે, ને બીજો અણઘડ શિલારૂપ છે એવાં રૂપક પલકવાર માટે પણ ટકે નહિ. દ્વૈત છે માટે જ રૂપક છે. ૧૫-૧૬. અભણ ભક્તોનાં દૃષ્ટાંત કવિ પંડિતોને સહેજ ટપલી મારતો હોય એમ આપે છે. ૧૭. ભૂરી— બહુ (સં. भूरि). ૧૯ **બાવન** — મૂળાક્ષર. **ત્રેપનમો,** મૂળાક્ષરોની ગૂંથણીથી એટલે કે ભાષાથી પર જે છે તે. પરમાત્માને ભાષાતીત, શબ્દાતીત ( શબ્દથી અતીત-પાર ) કહ્યો છે.

૨. ૨૪. જંગી ઢોલ તે મોટા માણસો. ઝીણી વાત તે પ્રભુપ્રાપ્તિના માર્ગની વાત. ૨૫. માટે કહે છે કે જે કોઈ જાતનો દાવો રાખતો નથી તેવાની પાસે જા, એ પેલી ઝીણી વાત અક્ષરેઅક્ષર બેસાડશે. ૨૭. **સઘુધી** — બધી.

૩. ૩૪. આકડાનું રૂ.

આ છપ્પાઓમાં અખાની દૃષ્ટાંત આપવાની શક્તિ ખાસ લક્ષમાં લેવાની છે. લાય લાગી હોય તે કેમ વધે, ઘડી-અણઘડી શિલા, જંગી ઢોલમાં ઝીણી વાત નથી સંભળાતી તે, રેતીમાં વેરાયેલી ખાંડ કીડી ખાય તેમ પોથાંનાં પાનાંમાં લખેલી પ્રભુની વાત સંતો કેમ અંતથી વીણી લે છે તે, આકાશમાં ઊડતાં પંખીની છાયા જળમાં આવી જાય, પણ તેથી તે કાંઈ ફસાતાં નથી તેમ જ્ઞાની સંસાર વચ્ચે દેખાતા છતાં કેમ અલગ — નિરાળા રહે છે તે, પોતે ઈશ્વરરૂપી વહાણમાં બેઠો એટલે સંસારમાં પગનો અંગૂઠો પણ બોળવાપણું ન રહ્યું તે — હસતાં રમતાં હરિમાં ભળ્યા તે — બધું જ એણે કેવું જાણે આપણને નજરોનજર ન બતાવતો હોય એમ રજૂ કર્યું છે.

અખા એમ ખરાખરી જાણ, તેને સ્કંધ લઈ ઉતારુ સખા, જો જાણો તો જાણો જન, એમ જાણી અખે ઝાટક્યા હાથ, — આવાં વાક્યોમાં એની નિખાલસતા અને સચ્ચાઈનો પ્રભાવ જોવા મળે છે. છેલ્લી લીટીમાં જુસ્સો પણ કેટલો બધો છે!

ખટપટને ખટપટવા દે, ધામધૂમ તે ધનનો ધગા, જેવી પંક્તિઓમાં 'ધગા' અને 'ખટપટવા' જેવા શબ્દો ઉપજાવી કાઢીને એ પોતાનો આકરો પુણ્યપ્રકોપ ઠાલવે છે. ધગવું – ધખવું – ધીકવું = બળવું, ઊકળવું. એ ઉપરથી ધામધૂમ તે ધનની ગરમી છે. એ કહેવામાં ધગા શબ્દ ગોઠવી વર્ણસગાઈ તો એણે સાધી જ, પણ ભારે તિરસ્કાર પણ દાખવ્યો. ખટપટ ઉપરથી ખટપટવું, અટકળ ઉપરથી અટકળવું એવાં ક્રિયાપદો અખો ચાલતી કલમે ઉપજાવી લે છે. આપણા જમાનામાં કવિ નાનાલાલે એવાં આનંદવું, પ્રસન્નવું, વગેરે ક્રિયાપદો ઉપજાવ્યાં છે.

મારે એમ પડ્યું પાધરું, હીંડતાં લાગે હરિને હાથ, હું હસતો રમતો હરિમાં ભળ્યો, હવે અખા કર ઝાકમઝોળ, — જેવી લીટીઓથી અખાએ આત્માસાક્ષાત્કારના અનુભવમાં કેવો અનહદ આનંદ માણ્યો છે તેની ઝાંખી થાય છે. નીચેના પદમાં પણ આનંદ જ ગાયો છે.

૪. ૨. અદબદ — અદ્ભુત. ૪. પ્રભુ મારામાંથી જ પ્રગટ થયો. આત્માએ જ આત્માને ઓળખી લીધો. ૭–૮. પોતાનાથી પ્રભુને દૂર ગણી (આઘો નાખી) પછી શોધવા નીકળે છે!! આ અજ્ઞાનની આડ ટાળીને જો, તો તરત તું ને એ પરિબ્રહ્મ બંને એક થઈ જશો.

રત વિના કરશણ ક્યાંથી ફળે ? એમ અખા હરિ ક્યાંથી મળે ?
ખટપટને ખટપટવા દે, તું અળગે આવી પ્રીછી લે.
જંગી ઢોલ ઘણાં ગડગડે, ત્યાં ઝીણી વાત ન કાને પડે ;
નિરદાવાના જનને ખોળ, તે અખા બેસારે બોલે બોલ.
પાને પોથે લખિયા હરિ, જેમ વેળુમાં ખાંડ વીખરી;
સંતે ખાધી કીડી થઈ, અને વંચકે તો સઘુધા વહી.
તે માટે તે તેવા રહ્યા, અખા સંત પારંગત થયા.
વાત અલૌકિક અનુભવ તણી, પ્રપંચ પારે રહેણુ આપણી;
પંખી ઓછાયો પડિયો જળ, પણ પોતે ઊડે અલગ નિરાળ;
અખા જ્ઞાનીની એવી કળા, વર્ત્યા જાય તે ઉપરછલા.
ઉપરછલો મારગ લે અખા, નહિ કો સાથી, નહિ કો સખા,
ઘણી થયામાં સઘળો ધંધ, જેમ રૂપ નહિ દેખે અંધ;
ગગનગામીને નહિ અટકાવ, ભૂવતીને બહુ ભેદભાવ.

### ૩. હું હસતો રમતો હરિમાં ભળ્યો.

મારે એમ પડ્યું પાધરું. હુંપણું મટ્યું એ જ આદર્યું,
કર્મ અહંકાર તણું ગયું મૂળ, જેમ અરકનાં ઊડે તૂલ;
ન લહ્યા સરખું મેં ત્યાં લહ્યું, એમ અખા યથારથે થયું.
વાંકું સમું જાણું ત્યાં હરિ. હું તો મારે બેઠો ઠરી;
ભલા ગૃહસ્થની વાડે ગાય, એમ આપ સોંપ્યું હરિમાંય;
છીંડું ખોળતાં લાધી પોળ, હવે અખા કર ઝાકઝમોળ.
મારે મોટો હું નર જડ્યો, જે ઈશ્વરરૂપી જહાજે ચડ્યો,
પંચ સહિત ઉતારિયો પાર, પગ નહિ બોળું જળ સંસાર:
હું હસતો રમતો હરિમાં ભળ્યો, આખો જાણે તે વળાણે વળ્યો.
એ સુખ મારગ મેલીને શઠ, કાયકલેશ કરે કાં હઠ !
ગીતામાં ગોવિંદ મુખ કહે. 'જે મારું શરણ ગ્રહીને રહે;
મુજ વાયક જે માને અખા. તેને સ્કંધ લઈ ઉતારું સખા.'
પ્રત્યક્ષ મૂકી જુએ પરોક્ષ, કર્તવ્યને શિર મૂકે દોષ,
સભર ભરાઈ રહ્યો છે નાથ, હીંડતાં લાગે હરિને હાથ;

અખો કહે ફેરવવું મન, જે જાણ્યું તો જાણો જન.
એમ જાણે તે હરિનો જન, મારે પોતે કયાંથું મન;
દેહ હરિ ઇચ્છાયે થયો, અણછતો હું આવી ગયો;
તારું કર્યું ને તું છે નાથ, એમ જાણી અખે ઝાટક્યા હાથ.

## ૪. આજ આનંદ મારા અંગમાં ઊપજ્યો

આજ આનંદ મારા અંગમાં ઊપજ્યો, પરિબ્રહ્મની મુંને ભાળ લાધી;
ગુંગાની સાનમાં સામો સમજે નહિ, અદ્‌ભૂદ મૂહડી રહી રે બાંધી.
કોઈ તીરથ અડસઠ કરે, દેવ દેરાં ફરે, ખટ મારગનાં રે જોગ સાધી;
તે રે વહાલો મુજ પાસથી પ્રગટિયો, સદ્‌ગુરુ શબ્દની ચોટ લાગી.
કોઈ કહે જીવ છે, કોઈ કહે શિવ છે, થાપ ઉથાપમાં કોઈ ન સીધ્યો;
આપ તે આપનો અમીરસ ઘૂંટવા શિવ તે જીવનો વેશ લીધો.
હાથથી નાખીને દૂર લેવા ગયો, જાણે શું વસ્તુ નવ હોય આઘી;
આવી અજ્ઞાનની આડ ઊભો રહ્યો, તારે માટે તું તો જોને જાગી.
હું ટળ્યો, તું ઠર્યો, કરતાર કરુણા કરી, સુખદુઃખ વૃક્ષની મૂળ દાઝી,
સુપન સમાઈ ગયું, જેમ હતું તેમ થયું, અખે નિજપદ લહ્યું સુખની ગાદી.

### સ્વાધ્યાય

૧. દૃષ્ટાંતથી મોટા વિચારને પણ સહેલો કરી સમજાવવાની અખાની શક્તિનો ખ્યાલ આપો. તમને ગમતાં કોઈ પણ બે દૃષ્ટાંતની ખૂબી વિગતે સમજાવો.

૨. અખાના પુણ્યપ્રકોપનો જે વાક્યોથી પરચો મળતો હોય તે જુદાં તારવી સમજાવો.

૩. અખાના આનંદના ઉદ્‌ગારો કંઠે કરો.

૪. છેલ્લા ભજનને નરસિંહના તેવા પરભાતિયા જોડે સરખાવો.

૫. ઊંચનીચ ભેદ વિરુદ્ધ અખાને શું કહેવું છે ?

# પ્રેમાનન્દ

[ 'દશમ સ્કંધ'માંથી આ ત્રણ પ્રસંગો લીધા છે. પોતાની બહેન દેવકીના બાળને હાથે પોતાનો વધ છે એ ભવિષ્યવાણી સાંભળતાં, કંસ દેવકીને જે ત્રાસ આપે છે તેનું પહેલા કાવ્યમાં વર્ણન છે. દેવકીની આર્દ્ર વાણીથી નગરનાં ઝાડવાં સુધ્ધાં રોયાં એમ કવિ કહે છે. અને એ વાણી ખરેખર એવી હતી તેની આ કાવ્ય વાંચતાં સહેજે ખાતરી થાય છે. બીજા કાવ્યમાં નાગદમનનો જાણીતો પ્રસંગ કવિએ ગૂંથ્યો છે. પ્રસંગને અનુરૂપ વાણી અને વર્ણન કવિએ કેવાં સાધ્યાં છે! આંતર્-પ્રાસથી જોરદાર બનેલી પંક્તિઓ વર્ણનને વધુ ઉઠાવદાર બનાવે છે. અનેક ચિત્રો આપણી નજર આગળ એ વર્ણનથી ખડાં થાય છે. પ્રેમાનંદની કવિત્વશક્તિનો એમાંથી આપણને સારો ખ્યાલ મળે છે. ત્રીજું કાવ્ય કૃષ્ણ ગોકુળ છોડી મથુરાં જાય છે તે પ્રસંગ વર્ણવે છે. કૃષ્ણ જતાં ગોપીની શી સ્થિતિ! જેણે કૃષ્ણના વૃન્દાવનની કથા સાંભળી હોય તેમને પણ 'કૃષ્ણ જાય છે' એમ સાંભળતાં વેદના થાય, તો જેને એના જવાથી ખરેખર ખોટ પડી તે ગોપી બીચારીની શી વલે! પોતાની એ વેદના ગોપીઓ જાતે જ કહે છે. એમાં ગોપીઓનો સ્ત્રી-સહજ સ્વભાવ પણ પ્રેમાનંદે સરસ રીતે બતાવ્યો છે. મથુરામાં તો નગરની નારીઓ, અને પોતે ગામડિયણો! અને એ ભેદ જાતજાતનાં દૃષ્ટાંતો દ્વારા ગોપીઓ કેવી સરસ રીતે સ્પષ્ટ કરે છે! તેમ કૃષ્ણ વિના પોતાની જે દશા થશે તે માટે જે ઉપમાઓ વાપરે છે તેમાં ગોપીઓએ પોતાની હૃદયવ્યથા ઠાલવી છે.

૧. ૮. **રાતી** — ક્રોધથી. ૧૩. **કરમુદ્રડી** — હાથની વીંટી.

૨. છંદ ભુજંગી છે. સહેજ અનિયમિત છે. પણ લયથી બોલવામાં આવશે તો બહુ મુશ્કેલી નહિ પડે. ભુજંગીનો લય ચાર વાર 'ભુજંગી' શબ્દ બોલવાથી સાધી શકાશે. ('હીંડો આજ આબુ ગિરિરાજ એવો' —એ ભુજંગી છે.) ૨. શુકદેવજીએ ભાગવતની કથા કરી છે, જેના દશમા સ્કંધમાંથી આ પ્રસંગ લીધો છે. ૧૦. ચક્ર જેના પાણિ (હાથ) ઉપર છે તે. બહુવ્રીહિ સમાસ. ૧૧. ત્રણે લોક જેનો ભાર કૃષ્ણમાં છે તેનું બળ બહાર આવ્યું. **અતિશયોક્તિ** અલંકાર. ૧૨. **નિધિ** — ભંડાર. પણ અહીં જલનિધિ – જલભંડાર – સમુદ્ર સમજવો. સર૦ 'અભ્યાસ', 'હોલ્ડર', ૫૦. ૨૮. **અધર** — નીચલા હોઠ પર. ૩૧. એને અહીં જ વાસો રાખો.

૩૩. **ભૃગુલાંછન**—ભૃગુઋષિએ વિષ્ણુને છાતીમાં લાત મારેલી તેનું લાંછન. તેને **શ્રીવત્સ** કહે છે. ૩૬. **દ્રઉ**—ધરો. ૩૯. **બેલ**—બેલડી, જોડી. ૪૧. **પીજે**—પીએ છીએ. ૪૬. તારી કેડનો લાંક (વળાંક) જ કહે છે કે તું કાળીને જીતીશ. આ કટાક્ષમાં, હસવામાં, કહ્યું છે. આવો પાતળી કમરવાળો, લચકાઈને ચાલનારો તું શું મારવાનો હતો ? તારું શું ગજું ? ૪૭. **કહીંયે**-ક્યાંયે (=ક્યારેય). ૪૮. **લોહરક્ષા**—લોઢાની (તલવારની) રક્ષા. હાથમાં તો માત્ર ગેડી જ છે. ૫૨. **મરડી મરડી**—નાગણીઓ ખોળા પાથરે છે તેમને ટાળવા માટે વાંકેચૂકે રસ્તે એને જવું પડે છે. એક શબ્દથી કવિ ચિત્ર કેવું તાદૃશ કરી દે છે તેનો આ નમૂનો છે.

૩. ૧. **શ્યામ**—કૃષ્ણ, **રામ**—બળિભદ્ર. ૬. મથુરામાં તો દાસીઓ પણ આપણ 'જેવી તો લાખો હશે. ક્ષત્રાણીઓની તો વાત જ શી કરવી ? ૧૦. **સેસફૂલ**—શીશફૂલ. ૧૧. **ઊગટ**—સ્વચ્છ (સર૦ લોટા ઊગટવો). **માંજી**—સાફ કરી. ૧૨. **સપ્તભૂમિનાં**—સાત માળનાં. (ભૂમિ=floor). ૧૭. **કાળજ**—કાળજા જેવા પુત્રને. રૂપક અલંકાર. ૧૮. શરદમાં રાસ રમાતા તેથી. ૨૧. **જેણે**—એણે. આ અર્થમાં સાપેક્ષ સર્વનામ આપણે વાપરીએ છીએ. ૨૪. **મેહ્યો**—મેળવ્યો. ૨૫. **લક્ષણ**—રૂપી. ૨૭-૨૮ **ધન્વંતરી** તે દેવોનો વૈદ્ય. જોડિયા અશ્વિની કુમારો તે દેવો પોતે પણ મોટા વૈદ્ય ગણાય છે. ૩૧. **કરીશે**—કરાવીશ. ૩૨. **વળતો**—પછીથી. ૩૫. **ઉદવસ્ત**—ઉજ્જડ. ૪૨. **શકટ**—ગાડું. ૪૫. રાણી જીવતી હોય ત્યાં સુધી જ તેની સખીઓની કિંમત. સર૦ 'કાજીની કૂતરી'વાળી કહેવત. ૪૬. આંખ ગયા પછીની કીકી.]

## ૧. દેવકી અને કંસ

વિનવે દેવકી હો, વીરાને વલવલી;
માનને માગે હો, મુખે દશ આંગળી.
હૃદયા ફાટે હો, નયણે જળ ભરે;
સકુમાર કુંવરી હો, કાલું કાલું ઓચરે.
માનુષી દેહ ધરી હો, વિપત શી આવડી;
કોણ મુકાવે હો, નહીં પિતા માવડી.
ભાઈ તેં ઉછેરી હો, નમાઈ હું રાંકડી;
કેમ સહું રાતી હો વીરાજીની આંખડી.

મહિયેર મારું હો, તું મથુરાપતિ;
ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી.
કહાં ભોગવશો હો, પાપનો પોટલો;
શિર મારું દુખે હો, તાણો મા ચોટલો.
માળા મારી તૂટી હો, પડે કરમુદ્રડી;
દૂખે અંગ લોકડા હો, ખસી મારી ચુંદડી.
જે પરણાવે હો, તે વધ કેમ કરે?
મીંઢળ નથી છૂટચાં હો, ના ગઈ સાસરે.
તંબોળ પરણ્યાનો હો, મૂક્યો નથી સાવલિયે;
મા મારો, છઉં કોડભરી હો, લાગું તારે પાવલિયે.
જેહેને ઉછેરીએ હો, તેને નવ મારીએ;
ઘણું વોળાવી હો, ઘેર પધારીએ.
ગગનવાણી હો, કો વેરણ મુજ તણી:
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બળ ભણી.
એમ વલવલતી હો, રોતી ગજગામની;
દેવકી રોતાં હો, રોઈ પ્રજા ગામની.
રોયાં વૃદ્ધ જોબન હો, રુએ બાળક બાહુવાં;
રોયા હય હસ્તી હો, રોયાં નગર ઝાડુવાં.
રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવ પતિ;
પણ નિરદે કંસને હો, દયા નથી આવતી.

વલણ

દયા ન આવે કંસને, ક્રોધી મથુરાનાથ રે;
જેવે ધાઈ ઘાય મૂકે, વસુદેવે ઝાલ્યા હાથ રે.

## ૨. નાગદમન

ગુરુ ચર્ણ પંકજનું ધ્યાન રાખું, કાળીનાગ શ્રીકૃષ્ણનું જુદ્ધ ભાખું;
ગુરુ ગણપતિ સરસ્વતી શીશ નામું, શુકવદન વાણીનો પ્રસાદ પામું.
હૃદે ઊપની મહારે અભિલાષા, બાંધું નાગદંમણ ગુજરાતી ભાષા;
કાલીદમન તે નાગદમણ કહાવ્યું. દડા કારણે દેવે જળમાં ઝંપલાવ્યું.

'શું છે કાજ, મ્હારાજ, દડાનું તહારે, મૂકો છોકરવાદી,' ગોવાળા વારે;
'તું વિના નંદરાય કેમ દેહ ધરશે; સુણી વાત જસોમતી સદ્ય મરશેઃ'
કહ્યું ગોપનું શામળો કેમ માને, ગ્રહી મુખમાં ગેડલી નાથ કા'ને;
કછી કાછ અંબોડલો શીશ વાળી, ઊંચા હાથ કરી દે છે નાથ તાળી.
જોડી પાગ રાખ્યા છે વૈકુંઠનાથે, બાંધી મહુઅર વાંસળી કટિ સાથે;
કીધો નાદ ઉન્માદ મહાક્રોધ આણી, કૂદ્યો કા'ન કોડામણો ચક્રપાણી
બળચર્ણના ભારથી શેષ ચાંપ્યો, ચળ્યાં નક્ષત્ર ને ભાનુ કાંપ્યો;
ડોલ્યો મેરુ, કૈલાસ મહાદેવ બળિયો, મરજાદા મૂકી નિધિ ખળભળિયો.
ત્રઈલોકનો ભાર બળ બહાર આવ્યું; જળ જમના મધ્ય વહાલે ઝંપાવ્યું;
નવ નાગનું કુળ કૃષ્ણે બિહાવ્યું, તળ સાતનું જળ બાહેર આવ્યું.
સાચે પડ્યો વારતા કેમ કરીએ ભાઈ, ઢળ્યા ગોપ ધરણે સહુ લહેર ખાઈ;
રુએ બાળકાં, લોચને નીર રેડે, બેસી કાંઠડે કૃષ્ણને બહાર તેડે.
સખા સર્વને શામળે દુઃખ દીધું, જસોદાસુતે જળવિષે શું રે કીધું?—
બેઠા બારણે સર્પને વનમાળી, મુખે બોલતા: 'કહાં ગયો સર્પ કાળી?'
મૂકે મુખ પર હાથ ને નેત્ર ધોળે, દેખી નાગણી નાર મળી સર્વ ટોળે;
ઝળક ઝાંઝરી ઘૂઘરી પાયે કાંબી, છૂટા કેશ કો નારની વેણી લાંબી.
મુખચંદ્ર ગજેંદ્રની ચાલ ચાલે, ગૌર ઉદર પર હેમનો હાર હાલે;
ખડકાવતી ચૂડલો, ચપળ જોતી, નથ ઢળકતી નિર્મળ નાકે મોતી.
પહેર્યાં ચીર ચરણાં, મણિ માથે ઝળકે, દેતી હાથ મોડે હીંડે હલકે હલકે;
પૂછે નાથને નાગણી શીશનામી, 'તારું રૂપ જોઈ અમો પ્રીત પામી.
ધન્ય માવડી તાહરી, પુત્ર જાયો, સુખી તાતનો બાળ છે લાડવાયો;
કોણ ગામ, કોણ નામ છે, ન્યાત તારી, કર ગેડલી મહુવર વેણુ ધારી.
રાતી આંખની રેખ છે સુભટ શૂરા, બોલો બાળુવા લાડલક્ષણ પૂરાં;
તારા નાકનું મોતી અધર લાગે, તારું મુખ જોતાં ભૂખ તર્ષ ભાગે.
આપું આસન, બેસો બાળક નાના, જાગે નાગ કાળી, બોલો છાના છાના;
અહાં આવતાં કા'ન કહો કાં ન બીના? મોટું આશ્ચર્ય પામી
જે શે ન બીના.'
કો કહે રાખએ એહને આંહીં જ વાસે, કો કહે માત એની બાઈ મરી જાશે;

જો આપે માનુષા અવતાર, તો ન કરીશે કોસું મિત્રાચાર.
જો મેળે શુભ મિત્ર સંયોગ, તો ના પાડીશ વળતો વિયોગ;
જો વિયોગ દહે અંતઃકર્ણ, તો ઉતાવળું તું આપે મર્ણ.
ધન્ય મૃત્યુ, જીવવું ધિક્કાર, જો મેહેલી જાયે પ્રાણાધાર;
ઉદ્વસ્ત કરે છે ગોકુળ ગામ, એ દુષ્ટનું ઘટે 'ક્રૂર' નામ;
અમારે નેલાટે તેં લખ્યા અક્ષર, સદા ગોપી રમશે કમળાવર.
તે અક્ષર ભૂંસે છે અક્રૂર, ધાઓ વહારે વેહેલા, થાય અસૂર;
રાતા ટળી થાયે અક્ષર શ્યામ, તો અચળ વિધિ નહિ તાહારું નામ.
ઠગરૂપ બ્રહ્મા અમો ઓળખ્યા, મથુરાની સ્ત્રીને અક્ષર લખ્યા;
સુક્રીત અમારાં સરવે ગયાં, અમો જેહેવાં હૂતાં તેહેવાં રહ્યાં.
ઘણા યાદવ મૂઆ મથૂરા માંય; તો અક્રૂર પાપી જીવ્યો કાંય !
શકટ હવડાં જોતરાશે, બાઈ રથ બેસી જીવન જાશે.'
માંહો માંહે વાત કરે સુંદરી, 'શ્રીકૃષ્ણ વિના જીવશું કેમ કરી
હોય દીપક વોહોણું જેવું ગેહ, બાઈ પ્રાણપાખે જેવો દેહ.
થાય જળ વિના જેવી વેલડી, રાણી વિના જેમ સાહેલડી;
મણિધર વિના જેહેવી કાંચળી, બાઈ, જેવી નેત્ર ગઈ પૂતળી.
વિનય રહિત જેહેવી રસના, તેહેવાં આપણ વિઠ્ઠલ વિના;
ચાંદ્રણી ચંદ્ર વિના જેમ થાય, ગોવિંદ વિના તેમ થાશે ગાય.
સૂર્ય વિના જેમ હોય ગગન, શ્રીકૃષ્ણ વિના તેમ વૃન્દાવંન;
મૃગ વિના જેહેવી મૃગલી, વ્હાલા વિના તેહેવી વાંસળી;
જેમ છત્રવિના જેષ્ટિકા પડી, હરિ વિના તેહેવી લાકડી.
રાજા વિના છત્ર સૂનું જથા, મોરપીંછ મુગટ તેવો સર્વથા;
જેમ ધનહીન વેપારી થાય, તેહેવે રૂપે થાશે નંદરાય.
જેમ જળ વિના નીરસ વાવડી, તેહેવી થાશે જસોદા માવડી.'
એહેવા વિચાર કરે કામની, રોઈ રોઈ ખોઈ આખી જામની.

**સ્વાધ્યાય**

૧. દેવકીની દશા વર્ણવો.

૨. નાગદમનમાં તમે નજરોનજર જાણે જોતા હો તેવાં (દા. ત.

પાણીમાં પડે છે તે.) ચિત્ર કવિએ કેવી રીતે ઉપજાવ્યાં છે તે સમજવા પ્રયત્ન કરો.

૩. 'કૃષ્ણનું મથુરાગમન'માંથી ઉપમાઓ જુદી તારવો.

૪. મથુરાગમનની પંક્તિ ૩૦–૩૩ ઉપર વિવરણ કરો.

૫. ત્રણે કાવ્યખંડોમાં સ્ત્રીસ્વભાવ કવિએ કેવો ચીતર્યો છે તે જુઓ.

૬. હાસ્ય, કરુણ અને અદ્ભુત રસ ક્યાં વરતાય છે તે બતાવો.

૭. ૧ ની ૧૯ અને ૩ની ૨૧ પંક્તિને તેવી જ મીરાંની પંક્તિઓ જોડે સરખાવો.

૮. ૩ ની ૪૪–૫૪ પંક્તિની જોડે કવિના 'કુંવરબાઈનું મામેરું'માંથી 'ઘડો ફૂટ્યે જેવી ઠીકરી, મા વિના તેવી દીકરી' વગેરે ઉપમાવલિવાળો ખંડ વાંચો.

# રત્નેશ્વર — રત્નો

[આપણા અનેક કવિઓએ 'મહિના' ગાયા છે. એમાં એવું હોય છે કે, કૃષ્ણ મથુરા જવાથી વિરહમાં પડેલી ગોપીઓ જેમ જેમ સમય જાય છે તેમ તેમ દરેક મહિનાનું વર્ણન કરતી જાય છે અને પોતાને કેમ તે તે મહિનામાં ચેન પડતું નથી તે બતાવતી જાય છે. આ રીતે ખરું જોતાં તો ઋતુઓનું વર્ણન જ કરેલું તો હોય છે. પણ કુદરતનું નિર્ભેળ વર્ણન કરવાને બદલે તેમાં માનવહૃદયના ભાવનો રંગ પણ પૂરીને કાવ્ય કરવાનું આપણા કવિઓએ પસંદ કર્યું છે. નવા કવિઓમાં 'અર્વાચીનોમાં આદ્ય' (મુનશી) એવો નર્મદ પણ આ પદ્ધતિ જ અખત્યાર કરે છે. જુઓ આ જ સંગ્રહમાં કાવ્ય : 'શરદ'.

નમૂના દાખલ માત્ર ત્રણ જ મહિના અહીં ઉતાર્યા છે. વળી એક જ વસ્તુનું જુદા જુદા કવિઓ કેવું બયાન આપે છે તે જોવા મળે એ સારુ આષાઢ વિષે બીજા એક કવિની પંક્તિઓ પણ આપી છે.

રત્નેશ્વર દરેક મહિના વિષે શરૂઆત કરતાં 'માલિની' છંદની એક કડી મૂકે છે. રત્નો સાખીથી શરૂ કરે છે.

૨. **વ્યજન** — વીંજણો. ૩. **સખિજન** — સહિયરો. **યોષિતા** — સ્ત્રીઓ. ૭. **ક્રોડ** — કરોડ (=ઘણી, ખૂબ). ક્રોડ એટલે 'ખોળો' અર્થ પણ થાય છે. શીતલ ખોળા જેવી છાયા. ૧૦. બંસીધર વિના મારી

પાંસળીએએ માંસ તજ્યું. ૧૫. **નિપટ**—બિલકુલ. **વિમળ**–ધોળો. ૧૬મી લીટી તે જાણે કૃષ્ણ જ કહેતા ન હોય કે તારા મલિન કરથી મારા વેશને ડાઘ લાગશે. ૧૯. **મલિયાગરુ**—મલયગિરિ પર થતું ચંદન. ૨૧. **ચોબારાં**—ચાર બારણાંવાળાં. ૨૩. **અંબર**—'આકાશ'; પંક્તિ ૯ અને ૩૫માં 'વસ્ત્ર'. ૨૬. સર૦ પ્રેમાનંદ ૨૮. સર૦ પ્રેમાનંદ 'મૂળગાના મારા તાંદુલ ગયા.' સાહિત્યપલ્લવ ભાગ ૨. ૩૮. **નમેરા**—ન+મહેરા, કૃપા વગરના.]

## મહિના

**વૈશાખ:** કઠિન દિન ન ખૂટે, સ્વેદનાં બિંદુ છૂટે,
પવન વ્યજન વીંજે, નેનથી તર્ત ભીંજે.
સખિ જન ન સુહાવે, યોષિતા જાય આવે,
કમળ કુસુમ લાવે, રાધિકાને ન ભાવે.
સખિ વૈશાખે વનિતા કહે આવ્યો ગ્રીષમ કાળ,
અગ્નિ તણા રે ભડકા બળે તડકાની રે જ્વાળ.
મારે આંગણ લીમડો, છાયા શીતલ કોડ,
અંતર આગ્ન શમે નહિ વિના શ્રીરણછોડ.
આછાં રે અંબર ઓઢણે, મુખવાસ કપૂર,
કેસરબીની રે કંચુકી, પુરુષોત્તમ પડ્યા દૂર.
પાણી તજ્યાં રે પગથિયે, ખુલ્લા દીસે રે ઘાટ,
માંસ તજ્યું રે મારી પાંસળી, વાંસળીધર પાખ.
**જેઠ:** કનક મુકુટ માથે, મોરનાં પીંછ સાથે,
મધુરી મુરલી વાતો, આવતો રંગ રાતો.
નિપટ વિમળ વાગો, શામળે અંગ લાગ્યો,
મલિન કર વહેલી, તું મને મૂક ઘેલી.
સખી જેઠ માસે કહે યોષિતા, સૂક્યાં નદી નવાણ,
દિન કઠિન કાઢું દોહલા, કેમ રાખું રે પ્રાણ!
શીદ ઘસે રે મલિયાગરુ, મરું માધવ પાખ,
ચંદન ઘોળ્યું ગુલાબશું, સહુ ઢોળી રે નાખ.

ચોબારાં મારાં માળિયાં, આવે શીતળ વાય,
વાળા તણા વીંજણા ઘણા, તોયે પાપ ન જાય.
અંબર વાદળ ઊલટ્યાં, પ્રકટ્યો ઘનઘોર,
રોહિણીમાં ગાજે મેહુલો, મારો નાથ કઠોર.

**આષાઢ:** અહરનિશ અંદેશો, શો ન કા'વે સંદેશો;
નીરખી નગર નારી, તે સુખે હું વિસારી.
કવણ ગત કરીજે, દૈવને દોષ દીજે;
વણજ કરી ન ફાવી, મૂળમાં ખોટ આવી.
સખી આષાઢે ઘન ઊલટ્યો, ગયો ગ્રીષમકાળ,
આંબા ને રાયણ ઓગળ્યાં, ફળ્યાં જાંબુનાં ઝાડ.
ઘોર ઘટા ઘન ગાજતો, મધુરે સ્વર મોર;
દાદુર બોલે રે, કોકિલા લાગે કર્ણ કઠોર.
માંડીને વરસે મેહુલો, નાહુલો રે પરદેશ;
વેશ વગોવ્યો રે વિઠ્ઠલે, લટ લૂખા રે કેશ.
પીળાં અંબર, પગે પાવડી, ગાવડીઓ રે સાથ,
આ દહાડે હરિ આવતા, લાકડી લઈ હાથ.

—રત્નેશ્વર

**આષાઢ:** અષાડ આવ્યો હે સખી, કેમ કરી કાઢું દન?
નાથ નમેરા થઈ રહ્યા, હૃદે પડિયાં રે રતન.
અસાડો રે ઘન ઊલટ્યો, માગ્યા વરસે રે મેહ;
વીજલડી ચમકારા કરે, વ્હાલે દીધો રે છેહ.
મોરના સોર સોહામણા, દાદુર બોલે રે જોર;
કોયલડી ટૌકા કરે, નાવ્યા નંદકિશોર.
રાત અંધારી ઊડે આગિયા, દેખી ઝબકે રે મન;
દીવડો દીસે બિહામણો, નાવ્યા જગના જીવન.
લીલા ચરણા અવનિએ ધર્યાં, તરુવર ગેરગંભીર;
પંખીડે માળા ઘાલિયા, જ્યાં ત્યાં ભરિયાં રે નીર.

જોગીડા પણ પંથ પરહરી, બેઠા એક આસન;
રત્નાના સ્વામી રે શામળા, આવો જગના જીવન.

—રત્નો

### સ્વાધ્યાય

૧. ધોમ ધખતા ગ્રીષ્મનું અને બેસતા ચોમાસાનું વર્ણન કરો.

૨. બંને કવિએ કરેલું આષાઢનું વર્ણન સરખાવો.

૩. વર્ણસગાઈ, ઝમક, ઉપમા, ઉત્પ્રેક્ષા, અતિશયોક્તિ, વગેરે આ કાવ્યખંડોમાંથી બતાવો.

૪. પંક્તિ ૧૧ અને ૪૩નાં ચિત્ર જેવાં બીજાં પણ હૂબહૂ ચિત્રો શોધી કાઢી બંને કવિઓની ચિત્ર રચવાની શક્તિ સરખાવો.

૫. આછાં રે અંબર, કેસરભીની કંચુકી, શીદ ઘસે રે મલિયાગરુ, ચોબારાં મારાં માળિયાં, આંબા ને રાયણ ઓગર્યાં, માંડીને વરસે મેહુલો, વેશ વગોવ્યો, આ દહાડે, કેમ કરી કાઢું દન, માગ્યા વરસે રે મેહ,— વગેરેમાં 'ગુજરાતી' ગુજરાતી ભાષાની કામગીરી જુઓ.

૬. આથમતા શિયાળાનું અને બેસતા વસંતનું વર્ણન કરો.

## વલ્લભ મેવાડો

[ વલ્લભ મેવાડો માતાનો ભક્ત હતો. એના ગરબામાં આપણી ભાષાનું ઓજસ જોવા મળે છે. એમાં એક જાતનો વેગ અને પ્રભાવ છે, સાથે સાથે મધુરતા પણ છે. એનો 'કળિકાળનો ગરબો' જરૂર જોઈ જવા જેવો છે. આ ગરબો બહુચરનું વર્ણન કરે છે. એક માતૃભક્ત બાળક પોતાની માનું કેવા ઉમંગથી વર્ણન કરે તેનો આમાંથી ખ્યાલ આવે છે. વલ્લભનું વર્ણન ગુજરાતના તે સમયના પહેરવેશની વિવિધતા અને વૈભવ બતાવતું (જે અત્યારે બદલાતાં અને અસ્ત પામતાં તેમાંની કેટલીક વિગતો સમજવી પણ આપણને ભારે પડવાની), ક્યાંય સુરુચિનો ભંગ કર્યા વગર 'મરજાદ શું' (પંક્તિ ૯૭) માતાની સુંદરતા અને ભવ્યતા આપણી આગળ પ્રત્યક્ષ કરાવતું એકધારું વહ્યું જાય છે. 'અનુમાનમાં આવે તે' કરીને હળવેથી એ ઉપમા આપીને ઊભો રહે છે. અને 'લે હુંબોડલા રે' કરી આનંદની મસ્તીનું વાતાવરણ એ સહેજમાં સરજી દે છે.

૪. **ક્ષુદ્ર ઘંટ** — નાની ઘંટડીઓ. **ગોફણા** — અંબોડે લટકાવવાનું ઘરેણું. ૫. **માંગ** — સેંથો. **મૂગતા** — મુક્તા, મોતી. ૭. **કુલી ? ખેટલી** — સેંથી. ૮. **ચાક** — અંબોડાનું એક ઘરેણું. ૯. **સ્વરણ** — સુવર્ણ. ૧૦. **નીપના** — બન્યા. ૧૨. **જોતિ** — જ્યોતિ. ૧૩. સિક્કાની પેઠે. ૧૫ **તાટંક** ? ૨૮. **ખંજન** — એક પક્ષી, જેના લંબ આકાર જોડે આંખની સરખામણી થાય છે. ૩૨. **વેસર** — નથ, વાળી – તેમાં ચાર ગ્રહ (ગુરુ, મંગળ, શુક્ર અને શનિ)ના હીરા જડેલા હતા. ૪૦. **ચિબુક** — હડપચી. ૪૩ **ચીનમાળા** — કોટનું એક ઘરેણું, **તુશી** પણ. ૪૭. **પોશી** ? ૪૯. **હમેલ** — પટા પરની તખ્તી. ૫૭. **બાજુબંધ બેરખા** — સ્ત્રીઓનાં કોણી પરનાં ઘરેણાં. ૫૮. **બાદલા** ? ૫૯. (તેમ જ ૯૮) **પાણ** — હાથે. ૬૦. **અરુણ** — લાલ. **મતંગ** — હાથી. ૬૧. **લંકણી** — મરોડદાર ઘરેણું ? ૬૪. **છલ્લો** — ઘૂઘરીવાળી વીંટી. ૬૬. કમળના કોશ (કળી) જેવા કુચ (સ્તન)ની અગ્રે (આગળ). કમળ આગળ મરાળ (હંસ) તેમ કુચ આગળ આખું ઉર. ૬૯. **લાહ્ય** — એક જાતનું રેશમી કપડું. ૭૧. **લહેકણી** — કમર. ૭૩. **ત્રિવળી** — ત્રણ રેખા. ૮૧. **જાવક** — લાલ રંગ. ૮૨. **જેવર** — દાગીના. **લંઘર** — સ્ત્રીઓનું પગનું એક ઘરેણું ૮૮. **પાનપાત્ર** — પીવાનું વાસણ. ૧૦૨. **ચાચર** — મંડપ બહારનો ચોક.]

## શણગારનો ગરબો

માઈ રૂપ રાધિકા થકી ઘણું બણી રે લોલ;
કોટિ કામ શશી સૂર્યની છબી હણી રે લોલ;
વેણ વાસુકી સરીખી, શીશ રાજતી રે લોલ.
ક્ષુદ્ર ઘંટ ગોફણા ને, મધ્ય ગાજતી રે લોલ.
ભરી માંગ મૂગતા તે, મહા મૂલ્યની રે લોલ.
રાજે રાખડી રૂડી તે રત્ન તુલ્યની રે લોલ.
કુલી ખેટલી સેંથો ભર્યો, સમો પડ્યો રે લોલ.
ચાક ચમરી શું ચોટલો કટી અડ્યો રે લોલ.
સ્વરણ સિંદૂર અપાર, સર્વ સીપના રે લોલ,
સોળ શોભિતા શણગાર, સર્વ નીપના રે લોલ.

કાને વાળીઓ જડાવ, ઝાલ ઝૂમખા રે લોલ,
જોતિ મોતીએ પરોવ્યાં, લુંબે લુંબખા રે લોલ.
સોના સાંકળી સરી, સિક્કા-જડામણી રે લોલ,
કોર તોરણ મોતીની, દીસે દામણી રે લોલ.
તેજ શું કહું તાટંક તણું, લોલકે રે લોલ,
કળા ફૂલ જડ્યાં નંગ, તે અમૂલકેરે લોલ.
અર્ધ ચંદ્રમાં કપોળ, શું કહું કથી રે લોલ !
ચૌદ ભુવન માંહી બહુચરા, સમું નથી રે લોલ.
ભાલ લાલ આડ કુમકુમની રાતડી રે લોલ.
તપે ટીલડી, કહી ન જાયે વાતડી રે લોલ.
ત્રિપુટી મધ્યે સિંદૂરની બિંદી કરી રે લોલ,
ચોડ્યા ચોખલા કપોળ, લોલ શું ભરી રે લોલ.
ભ્રકુટી કમાન કાન કને શું અડી રે લોલ,
કીર નાસિકા વિદેહિ, કરે તે ઘડી રે લોલ.
આંખ ઉપમાને નાવે, કોપ પલવટે રે લોલ.
વરણ વરણવું જે અન્ય, ઉપમા ઘટે રે લોલ.
પદ્મ દીપક તારાના, તેજ ત્યાં ગળ્યાં રે લોલ,
મીન ખંજન મૃગ માન, મૂકીને પળ્યાં રે લોલ.
લક્ષ લક્ષ કાંતિ તિલકની, લીલા જુએરે લોલ.
ગોરા ગાલમાં ત્રિલોક મોહ્યાં તાજુવે રે લોલ,
મોહરૂપ ધર્યું બહુચરાજી, બાળીએરે લોલ.
ગ્રહ ચાર રહ્યા વેસરની વાળીએ રે લોલ,
ગુરુ હેમ, લાલ ભોમ, ભૃગુ મુક્તમાં રે લોલ.
શની કીકીએ જોતાં, જણાય જુક્તમાં રે લોલ,
અધર બિંબકે પ્રવાળ, લાલમાં મળી રે લોલ.
દંતપંક્તિ જુગ્તિ દાડમ કેરી કળી રે લોલ,
ચળકે ચૂનીઓ જડાવ, ભાવ રેખમાં રે લોલ.
વદન નીરખતાં ન આવે, મીન મેખમાં રે લોલ,

હાવભાવ શું કટાક્ષ નેન સેનનું રે લોલ.
ચિબુક ચારુ બીચ ઇંદુ, બિંદુ મેનનું રે લોલ,
કંઠ કોકિલા કપોત, જોત પોતની રે લોલ.
ભાનુ જુક્તિને પ્રમાણ, તે ઉદ્યોતની રે લોલ,
કોટે ચાનમાળા, ચંપકળી, ચમકતી રે લોલ.
ચણી ઘૂઘરી અરીસે, દીસે ધમકતી રે લોલ,
ગળે ઘરેણાં થયાં ઘણાં, ઘચુંબલે રે લોલ.
કનક સાંકળી તુશીદોરે, ને ઝૂમણું રે લોલ,
હીરા સાંકળી પોશીની, શેર ચારની રે લોલ.
મુક્તામાળા તે એકાવળના હારની રે લોલ,
એ હમેલમાં હીરાના ઝબકારડા રે લોલ.
પારિજાતક મંદાર કેરા, હારડા રે લોલ,
બાહુ–દંડ જુગમ સૂંઢ, સરખા સહી રે લોલ.
હાથ હાથની હાથેળિયે, મથ્યાં મહી રે લોલ,
અતિ અદ્‌ભુત અંગૂઠા, અંગ આંગળી રે લોલ.
અનુમાનમાં આવે તે, મગની ફળી રે લોલ,
વીસ નખ રાતદિવસે, તારા તપે રે લોલ.
અન્ય ઉપમાનો અર્થ વ્યર્થમાં ખપે રે લોલ,
બાંહે બાજુબંધ બેરખા ને ફમતાં રે લોલ.
બાંધ્યા બાહલા બન્યા રહ્યા ઝૂમતા રે લોલ.
પાણ ચૂડલો પ્રમાણ ચતુર રંગનો રે લોલ.
અતિ અરુણ તરુણ દંત, તે મતંગનો રે લોલ;
બાહુ કોરમાં જડાવ, લાલ લંકણી રે લોલ.
મધ્ય માણેક હીરાની, હાથકંકણી રે લોલ;
હાથે પોંચિયો જ્વાળી, ભાળી કંગણી રે લોલ.
છલા છાપ આરશી, અતિ સુચંગની રે લોલ.
ઉર ઓપતું રસાળ, તે વિશાળનું રે લોલ.
કમળ કોશ કુચ અગ્રમાં, મરાળશું રે લોલ;

કંચુકી કનકતાર, હારશું બની રે લોલ.
ચુવાચંદન ચરચીત, શોભે શોભીતી રે લોલ,
સેંથો લાલનો પેર્યો તે, રંગ જુજવે રે લોલ.
કસબ કોરજોર સાળુ, કસુંબે ચુવે રે લોલ;
પેટ પોયણી પ્રમાણ, ક્ષીણ લ્હેકણી રે લોલ.
સજી મેખળા રસાળ, કરી કિંકણી રે લોલ;
ઉદર ઉપર તે ત્રિવળી, વળી રહી રે લોલ.
ગિરિશ્વેત દેહ મધ્ય, ત્રિવેણી વહી રે લોલ;
નાભિ કોમળ કૂવો કર્યો સુભારનો રે લોલ.
ભર્યો વારિ તે અખૂટ, ઇન્દુ સારનો રે લોલ;
કંઠ હેઠ ઠેઠ વાંસો તે એકત્ર છે રે લોલ.
અધોમુખનું અખંડ, કેળપત્ર છે રે લોલ;
ચારુ ચરણમાં ચિત્ર લખ્યાં ચૌદશાં રે લોલ.
પગ આંગળાં વળ્યાં; ચંપાકળી જશાં રે લોલ;
ભરી જાવક કટોરી હેમ નાનિયો રે લોલ.
જેવર લંઘર તોડા લે, ઘૂઘરી તળે રે લોલ;
પાગે નેપુરને વીછુવે, મુનિ ચળે રે લોલ.
નયણે કાજળ સાર્યાં તે, કુમકુમ રોળશું રે લોલ,
મંદ હાસ્ય કરે મુખ ભર્યાં તંબોળ શું રે લોલ.
ઠરી ઠાઠ આઠ આઠ, સખી સંગમાં રે લોલ,
બાળી બહુચરા કલોલ કરે રંગમાં રે લોલ.
કરે ગાન તાન પાન-પાત્ર હાથમાં રે લોલ,
રમે રમક ઝમક ઠમક સખી સાથમાં રે લોલ.
દંત ઘૂંઘટ ગ્રહી રહી, રસાળિયો રે લોલ
એક એકથી લે હાથોહાથ, તાળિયો રે લોલ.
કેશ-પાશ કશી વાળિયા, અંબોડલા રે લોલ
ફેર ફૂદડી ફરે ને લે હંબોડલા રે લોલ,
એ અખંડ ખેલ ખેલે, બાળી બહુચરી રે લોલ

ત્રણે દેવ લે છે વારણાં ફરી ફરી રે લોલ.
વિષ્ણુ વાંસળી વગાડે, શંખનાદ શું રે લોલ,
ડાક વગાડે મહાદેવ, મરજનાદ શું રે લોલ.
ધરી પાણુ પોથીઓ, તે મહા મુનમાં રે લોલ
બ્રહ્મા વેદ ભણે મુખ, ચારે ધૂનમાં રે લોલ.
પુષ્પચંદન વરસાવે વળી દેવતા રે લોલ,
અઠ્યાશી-સહસ્ર ઋષિ, ચરણ સેવતા રે લોલ.
મન મોહ્યાં ગોખ ચાચર, સોહામણી રે લોલ,
ભટ વલ્લભ મેવાડે માને ભામણે રે લોલ.

### સ્વાધ્યાય

૧. વર્ણનમાં ઝીણી ઝીણી વિગતો પૂરવાથી કેવો રંગ જમાવી શકાય છે તે આ કાવ્યની મદદથી બતાવો.

૨. આમાંથી યમક, ઉપમા અને ઉત્પ્રેક્ષા જુદાં તારવો.

૩. વર્ણનમાં વેગ, જોસ્સો, ખુમારી ક્યાં ક્યાં જણાય છે?

# શાંતિદાસ

[નીચેનાં બંને ગીતોમાં ભરી ભરી આરત છે. પહેલા ગીતમાં મિલનનો આનંદ વહોરવામાં પોતાનું બધું ડૂલ કરી દેવાનું ઉડાઉપણું કેટલું આકર્ષક છે! એક પછી એક ચિત્રો કેવાં મનોરમ ઊઠતાં આવે છે!

૫. **તણુઓ** — હલેસું?

બીજા ગીતમાં વેદનાનો હૂબહૂ ખ્યાલ આપ્યો છે. જાણે પાકું પાન— એ **ઉત્પ્રેક્ષા** બધી વાત સ્પષ્ટ કરી આપે છે. દુઃખડું ડુંગર થઈને બેઠું છે — એટલે કે ૧. ડુંગર જેટલું ભારેખમ થઈ પડ્યું છે; ૨. ડુંગરની પેઠે જમીને બેઠું છે, ખસતું જ નથી; ૩. ડુંગરની જેમ પાસે જ છે, દૂર નથી. અને સુખ? સુખ તો ૧. સ્વર્ગ જેવું સ્વપ્નવત્ છે; ૨. મળતું જ નથી; ૩. પાસે નથી, સ્વર્ગની જેમ ઊંચે ઊંચે દૂર પડ્યું છે.]

## ૧. માછીડા હોડી હલકાર

માછીડા રે હોડી હલકાર, મન છે મળવાનું.
તારી રે હોડીએ હીરલા જડાવું, ફરતી મુકાવું ઘૂઘરમાળ. મન છે૦

સુનાં બી દઉંગી ને રૂપા બી દઉંગી, દઉંગી ગલનકો હાર. મન છે૦
આણી તીરે ગંગા ને પેલી તીરે જમના, બીચમે ખડો રે નંદલાલ. મન૦
મન કરું મછુવો ને તન કરું તછુઓ, જીવ મૂકું રે રખવાળ. મન૦
શાંતિદાસનો સ્વામી રસિક શિરોમણિ. કૃષ્ણજી ઉતારે પેલે પાર. મન૦

## ૨. દુઃખે દૂબળાં

ક્યારે મળશે કાન. જોશીડા, જોશ જુઓની.
સાત સોપારી ને પાનનું બીડું, જાઉં રે જોશીડાને ધામ. જોશીડા૦
દુઃખે તારે અમે દૂબળાં રે, જાણે પાકું પાન. જોશીડા૦
દુઃખડું તો રે ડુંગર થઈ બેઠું, સુખડું સ્વર્ગ સમાન. જોશીડા૦
શાંતિદાસનો સ્વામી રસિક શિરોમણિ, ઘેરી રહ્યો સારું ગામ. જોશીડા૦

### સ્વાધ્યાય

૧. પહેલા ગીત સાથે સરખાવો નાનાલાલનું 'માછીડા હોડી હલકાર, મારે જાવું પેલે પાર' અને તેવું જ ખબરદારનું ભજન.

૨. બંને ગીતોમાં જે ચિત્ર ઊપસી આવતાં હોય તે બતાવો.

૩. ગીત મોઢે કરો.

# દયારામ

[પહેલાં ત્રણ ગીત કૃષ્ણવિષયક છે. પહેલું ગીત તે મોહનનું છટાદાર અને લાડભર્યું વર્ણન છે. ૯. છાણી—બારીકાઈથી જોઈ. ૧૦ **સ્યાણી**—શાણી. ૧૧. **સેન**—સાન. બીજું તે વાંસળી વિષેનું દયારામનું પ્રખ્યાત ગીત છે. ત્રીજામાં હૃદયની એક સાચી ઊર્મિનો ઉદ્‌ગાર છે. પહેલી લીટીઓ તો અમર થઈ ગઈ છે. ચોથું પદ એક અચ્છો કટાક્ષ છે. બહારની આળપંપાળને વળગી રહેનાર અને અંદરના સારતત્ત્વને ચૂકી જનાર ચીકણા વર્ગને કવિએ સચોટ ટોણો માર્યો છે. ૩. ભરણી—શાક રાંધવાનું વાસણ.

છેલ્લાં બે પદ કવિની વિકાસ પામવાની ઇચ્છા અને નમ્રતા દાખવે છે. પોતાને વશ જે રહેતું નથી છતાં પોતાનું ગણાય છે તે 'મારું ઠણકતું ઢોર' છેવટે કવિ ગુરુને ને ગોવિંદને સોંપી કાંક રાહત મેળવવા તલખે છે. વાતાવરણ જમાવવા કવિએ ઉચિત શબ્દો વાપર્યા છે ને જુઓ : ઠણકતું, ચોલું, નીરું, હરાડું (રખડુ), રાડાં. હેટ (તોફાની ઢોરને કાબૂમાં

રાખવા પગ આટે ખંધાઈ લાકડું. પરેવાં ગુનેગારને પણ 'હેડ'માં પૂરતા), હાંડેરો (ગળામાં હારડા જેવો કે પછી હાર સમાં કરી દે એવો ટહેરો? હેડહોહાંડેરો—જોડિયા શબ્દ પણ હોય.) . . . . છેવટના પદમાં કવિ પોતાના દોષના કોપ (ભંડાર)થી બી ન જવા શ્રીજી - ભગવાનને વીનવે છે.]

## ૧. કિયે ઠામે મોહની ન જાણી

કિયે ઠામે મોહની ન જાણી રે,
    મોહનજીમાં કિયે ઠામે?
ભ્રકુટિની મટકમાં કે ભાળવાની લટકમાં,
    કે શું મોહની બરેલી વાણી રે. મોહન૦
ખાટળિયાળા કેશમાં કે મદન-મોહન વેશમાં,
    કે મોરલી મોહનની છાણી રે. મોહન૦
મુખારવિંદમાં કે મંદ હાસ્ય ફંદમાં,
    કે કટાક્ષમોહની વખાણી રે, મોહન૦
કે શું અંગ અંગમાં કે લલિત ત્રિભંગમાં,
    કે શું અંગચેલી કરી સ્યાણી રે. મોહન૦
ચપળ રસિક નેનમાં કે છાની સેનમાં,
    કે જોબનનું રૂપ કરે પાણી રે. મોહન૦
દયા પ્રીતમ પોતે મોહની-સ્વરૂપ છે,
    તન મન ધન હું લૂંટાણી રે. મોહન૦

## ૨. માનીતી તું છે મોહન તણી

માનીતી તું છે મોહનતણી. હો વાંસલડી રે,
તુને વ્હાલમ કરે છે ઘણું વ્હાલ રે, હો વાંસલડી રે.
મીઠો આવડો શો મોહોર, મોહ્યો નંદકિશોર, હો વાંસલડી રે
તારું આવડું શું જોર, ભૂંડી કાળજડું મા કોર રે, હો વાંસલડી રે.
પીએ અધરામૃત પિયુ તણું, હો વાંસલડી,
હમારે શોક સરીખું તું સાલ રે, હો વાંસલડી.

વાજી વાજીને વીહ્‌વલ કર્યાં, હો વાંસલડી,
તું તો પીડે હમારા પ્રાણ રે, હો વાંસલડી.
ઝેર ઘણું છે તારી ઝપટમાં, હો વાંસલડી,
ભલા તુંથી ભાલા તલવાર રે, હો વાંસલડી.
એકી વારે તું હણી નાંખની, હો વાંસલડી,
ઓ ભૂંડી, થોડે થોડે ના માર રે, હો વાંસલડી.
વન વન કુંજ કુંજ ફેરવ્યાં તેં, હો વાંસલડી,
તેં તો સહુની કરી છે એવી ગત્ય રે, હો વાંસલડી.
જોતાં તું કાષ્ટ તણો કરકડો, હો વાંસલડી,
તુંને આજ મળી છે ઠકરાત, હો વાંસલડી.
ચોરની સંગે શીખી ચોરવા, હો વાંસલડી,
વહાલે માખણ ચોર્યું ને તેં તો મન રે, હો વાંસલડી.
માન ન રાખ્યું માનની તણું, હો વાંસલડી,
તેં તો સહુને કર્યાં પાયમાલ રે, હો વાંસલડી.
દયાના પ્રીતમની દાસી તું ખરી, હો વાંસલડી,
તેડે સહુને બેઠી તું તો ઠામ રે, હો વાંસલડી.

## ૩. વ્રજ વહાલું રે

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું,
મને ન ગમે ચતુર્ભુજ થાવું, ત્યાં મુજ નંદકુંવર ક્યાંથી લાવું! વ્રજ૦
સોહિયે લલિતા ત્રિવેણીમાં રે ગિરિધારી,
એને સોહિયે જ્યાં રાધા પ્યારી; તે વિના આંખ ન ઠરે મારી. વ્રજ૦
ત્યાંહાં શ્રીવૃંદાવન-રાસ નહીં,
વ્રજવનિતા સંગ વિલાસ નહીં; વિષ્ણુ વેણુવાયાનો અભ્યાસ નહીં. વ્રજ૦
સખી સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું,
મને ન ગમે બ્રહ્મસદન અડવું; ધિક જન સુખ પામી પાછું પડવું. વ્રજ૦
ગુરુબળે ગોકુળવાસી થઈશું,
શ્રીવલ્લભ શરણે નિત્ય જઈશું; દયા પ્રીતમ સેવી રમી ગાઈશું. વ્રજ૦

## ૪. શું જાણે વ્યાકરણી?

શું જાણે વ્યાકરણી વસ્તુને, શું જાણે વ્યાકરણી?
મુખ પર્યંત ભર્યું ઘૃત, તદપિ સ્વાદ ન જાણે બરણી. વસ્તુ૦
સુંદર રીતે શાક વઘાર્યું, ભોગ ન પામે ભરણી;
અંતર માંહે વસે અગ્નિ, પણ આનંદ પામે ન અરણી. વસ્તુ૦
નિજનાભિમાં કસ્તૂરી, પણ હર્ષ ન પામે હરણી;
દયો કહે ધન દાટયું ઘણું, જ્યમ ધનવંત કહાવે નિર્ધની. વસ્તુ૦

## ૫. મારું ઢણકતું ઢોર

મારું ઢણકતું ઢોર ઢણકે છે સહુ નગ્રમાં,
સીમખેતર ખળું કાંઈ ન મૂકે;
ના જાવું જાય ત્યાંહાં, ના ખાવું ખાય તે,
રખડવું નિત્ય તે એમાં ન ચૂકે. મારું૦
વાળી લાવું ઘેર ને ધોતું માંડું ગળ્યું,
લીલું નીરું છ પણ તે ન સૂંઘે;
પહેલાં રાડાંઓ ઘાસ કહ્યું ફૂસકા
માર ખાઈને પણ તે જ ઢૂંગે. મારું૦
હેડલો-હોડેરડો મારો માન્યો નહીં,
થયું હરાડું, હાવાં હું તો હાર્યો;
વશ મારે નથી તદપિ મારું કહાવ્યું,
(માટે) રહું છું ભયભીત ચિંતાનો માર્યો. મારું૦
રે ગુરુ આ ગોપાળ મેં અર્પ્યું એ આપને,
વશ કરી રાખો નિજ પાસ માગું;
સાધુપણું શીખવી વૃંદાવન ચારજો,
કલેશ મારા ટળે પાય લાગું. મારું૦
હે હૃષીકેશ, એ કલેશ મુજ મનતન તણા
આપ ટાળો, કરો શુદ્ધ સાચું;
સ્મરણ સેવન બને અહરનિશ આપનું,
અચળ આનંદ માને એહ જાચું. મારું૦

મન મતિ બગડતાં સર્વ કાંઈ બગડિયું,
ડરવું બહુ નાથજી દયા આણો;
જન દયાના પ્રિ'તમ શ્રીગોવરધનધરણ,
કરુણાદષ્ટે જુઓ, નિજનો જાણો. મારું૦

## ૬. જેવો છું તેવો હું

જેવો છું તેવો હું તમારો હે શ્રીજી!
બિરદ વિચારી બાંહ્ય ઝાલોની રીઝી.
દોષના કોષ દેખી જાશો મા બિહીજી;
ગુરુ-સોંપ્યો પાળો દયાને કરુણારસ ભીંજી.
જેવો છું તેવો હું તમારો હે શ્રીજી. ૫

### સ્વાધ્યાય

૧. કૃષ્ણની મોહનીનું અને વાંસળીનું કવિએ કેવું વર્ણન કર્યું છે?

૨. 'વ્રજ વહાલું'ના ભાવને નરસિંહના 'માગું જનમોજનમ અવતાર રે' સાથે સરખાવો. દયારામને નરસિંહનો અવતાર ગણતા. બંનેમાં તમને મોટું સામ્ય લાગે છે? 'સુખ પામી પાછું પડવું'ને સર૦ 'અંતે ચોરાશી માંહી રે.' (નરસિંહ)

૩. 'ઢણકતું ઢોર' તે કયું? આખું રૂપક બેસાડો.-આમાં તમને હાસ્યરસ જેવું લાગે છે? એ રસ મૂળ ભાવને પોષક છે? સર૦ 'નરસૈંના નાથજી નાથ તોડી.'

૪. 'જેવો છું તેવો' સાથે સર૦ 'એવા રે અમો એવા.'

૫. 'શું જાણે વ્યાકરણી વસ્તુને?' ઉપર નાનકડો નિબંધ લખો.

૬. ઉપર આપણે દયારામની કૃષ્ણવિષયક, સામાન્ય કટાક્ષની અને આત્મમંથનની એમ ત્રણ જાતની કવિતા જોઈ. દયાની કવિતા વિષે જ તમને 'કિયે ઠામે મોહની ન જાણી?'—એવો પ્રશ્ન નથી થતો?

# દલપતરામ

[આકાશનો નથી અન્ત કે નથી મળી શકતો એનો તાગ, અને કાળની પણ એ જ સ્થિતિ છે. એ બેને કવિ જૂના જોગી તરીકે વર્ણવે છે, અને જાણે સમસ્યામાં પૂછે છે કે કોણ છે એ જૂના જોગી? એકબીજાને વળગ્યા છે, કદીય વિખૂટા નથી પડતા—પણ આશ્ચર્ય તો એ છે કે એક સ્થિર છે જ્યારે બીજો સતત દોડ્યા જ કરે છે! અને એમનાં આભૂષણો! તારા અને નક્ષત્રો રૂપી મણિની માળાઓ અને સૂરજ ને ચાંદા રૂપી માદળિયાં એમણે પહેર્યાં છે. અને સાચે જ એ જોગી જેવા જ છે ને! પળ પળ કંઈ કેટકેટલા જીવ જન્મે છે. ને કેટકેટલા જીવ મરે છે: પણ એ તો છે તેના તે જ!]

## આકાશ અને કાળ વિષે ગરબી

'મારું સોનાનું છે બેડું રે, છેલ છબીલા છોગાળા'—એ રાગ.

જોયા બે જૂના જોગી રે, કહે સહિયર તે કોણ હશે?
નથી નિર્બળ કે કાંઈ રોગી રે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૧
અધઘડી નથી થાતા અળગા રે, કહે સહિયર તે કોણ હશે?
એકમેક બીજાને વળગ્યા રે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૨
મન ધારી પરસ્પર માયા રે, કહે સહિયર તે કોણ હશે?
બંનેની એક જ કાયા રે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૩
એક સ્થિર રહે, બીજો દોડે રે, કહે સહિયર તે કોણ હશે?
પણ જણાય જાણે જોડે રે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૪
મણિઓની પહેરી માળા રે, કહે સહિયર તે કોણ હશે?
દીસે છે રૂડા રૂપાળા રે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૫
વળી વસ્ત્ર ધર્યાં વાદળિયાં રે, કહે સહિયર તે કોણ હશે?
બે ગોળ ધર્યાં માદળિયાં રે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૬
વસ્તીમાં વળી વગડામાં રે, કહે સહિયર તે કોણ હશે?
ગિરિરાજ તણી ગુફામાં રે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૭
છે પવનપાવડી પાસે રે, કહે સહિયર તે કોણ હશે?
અંતરિક્ષે પણ એ ભાસે રે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૮

પાતાળે પણ તે પેસે રે, કહે સહિયર તે કોણ હશે?
જઈ સ્વર્ગ નરકમાં બેસે રે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૯
એની ઉંમર કંઈક ગણે છે રે, કહે સહિયર તે કોણ હશે?
પણ ભૂલી ફરી ભણે છે રે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૧૦
કંઈ ઊપજે અને ખપે છે રે, કહે સહિયર તે કોણ હશે?
પણ એ તો એના એ છે રે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૧૧
કોણ જાણે જનમ્યા ક્યારે રે? કહે સહિયર તે કોણ હશે?
ક્યાં સુધી કાયા ધારે રે? જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૧૨
એનો આદિ અંત ન આવે રે, કહે સહિયર તે કોણ હશે?
સખી કોણ મુજને સમજાવે રે? જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૧૩
અચરજ સરખું આ ઠામે રે, કહે સહિયર તે કોણ હશે?
દિલે દીઠું દલપતરામે રે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૧૪

### સ્વાધ્યાય

૧. બે જોગીમાંથી કયો સ્થિર છે અને કયો દોડે છે?
૨. કવિ એમને જોગી તરીકે કેમ ઓળખાવે છે?
૩. એ જોગીઓ ક્યાં ક્યાં વસે છે તે જણાવો.
૪. તમારા મન પર આકાશ અને કાળની શી અસર થાય છે તે જણાવો.

## નર્મદ

[ **૧. શરદ:** આ કાવ્યમાં પતિના વિયોગથી દુઃખી એવી કોઈ વિરહિણીના મુખમાં શરદનું વર્ણન મુકાયું છે. 'પણ જેવી હું તો હતી તેવી રહી'—ની ધ્રુવકડી વિયોગની વેદના સારી રીતે વ્યક્ત કરે છે. કવિ કુદરતમાં સર્વત્ર થયેલ ફેરફારનું વર્ણન કરી એ વેદનાને વધુ સચોટ બનાવે છે. **૧. નીર થીર થયાં**— ચોમાસું ઊતરતાં શરદ ઋતુમાં નદીઓ શાંત અને સ્થિર બને, અને તેનાં નીર નીતર્યાં દેખાય, અને તેથી આરસ જેવાં ચોખ્ખાં **૩. વહાણ્યું સું ના જ નડ્યો:** ચોમાસામાં સમુદ્ર તોફાની હોય એટલે તે ગર્વિષ્ઠ લાગે, અને વહાણોને નડે પણ ખરો, પણ શરદમાં તે શાંત બને અને તેથી વહાણોને હરકત નહિ કરે. **૬. અંદર કેરી જુદાઈ**—

ચોમાસામાં વહાણો એક બંદરેથી બીજે બંદર જઈ શકે નહિ એટલે બંદરો વચ્ચે જુદાઈ પડી હતી એવી કલ્પના કરી કવિ કહે છે કે હવે તે જુદાઈ નથી રહી. ૭. **ઈંદિવર** — ભૂરું કમળ. **સૂરબિંબ** — સૂરજનું બિંબ. **કુમુદી** — પોયણી. **કૈરવ** — ધોળું કમળ — કુમુદ. ૧૦. **કાશ** — એક જાતનું ઘાસ જેને ધોળાં છોગાં હોય છે. ૧૦. **ચમરી** — રેસાવાળી ફૂલની માંજર — મંજરી.

૨. **ફરી જોબનિયું આપે :** આ કાવ્યમાં આપણા દેશના જીવનમાં ફરીથી તાજગી અને સ્ફૂર્તિ લાવવા કવિ ઈશ્વરને પ્રાર્થના કરે છે. એનું ધ્રુવપદ આ કાવ્યની કલગીરૂપ છે. ૫. **ત્રણ તાપ** — આધિ, વ્યાધિ અને ઉપાધિ, અથવા આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક, એ ત્રણ જાતનાં દુઃખ. ૬. **ભણ્યો શૂર** — આપણો દેશ તો ઋષિમુનિઓનો. જગતને એણે સંસ્કૃતિનો વારસો આપેલો — એથી 'ભણ્યો' અને એવો જ શૂર — બહાદુર, તે આજે કાયર અને વહેમી બન્યો છે ! ૭. **અલાપ કરતો** — ગાતો. 'ભૂતકાળમાં બુદ્ધ, અશોક, હર્ષ, મીરાં જેવાં સુપાત્ર પુત્રપુત્રી મને હતાં, પણ આજ ?' એમ નિઃશ્વાસ નાખતો ૯ **પસ્તાતા ડાહ્યા પર** — દેશમાં ડહાપણ નથી એમ નથી. ડહાપણ છે, પણ ભૂલો કરી બેઠા, આજ તેનો હવે પસ્તાવો કરે છે, તો હવે તેની ઉપર માબાપે — ઈશ્વરે દયા કરવી ઘટે ૧૦. **ડૂબ્યું નામ** — હિન્દુસ્તાન તો વિશ્વવિખ્યાત હતું, પણ આજે પરાધીનતાની ટીલી કપાળે ચોંટતાં એનું નામ ડૂબ્યું — તે ટીલી ફરીથી ફીટે અને દુનિયાભરમાં પાછી કીર્તિ વ્યાપે. ૧૧ **અમાપે** — અપાર, ખૂબ. પ્રથમથી જ એટલે કે ઇતિહાસની શરૂઆતથી જ હિન્દુસ્તાન તો તારું ખૂબ માનીતું છે. તે પાછું **બ્રહ્મ પ્રતાપે** — ઈશ્વરને પ્રતાપે 'ભણી ભણી શૂર થઈ'ને 'જશ લેશે'

૩. **અવસાન સંદેશ :** આ કવિતા વિષે લખતાં કવિ પોતે જ કહે છે કે, 'એક વખત હું એવા તો મનના ગભરાટમાં હતો કે મેં જાણ્યું કે હવે મારું મોત વહેલું થશે ને હું મરીશ ત્યારે મારાં પ્યારા પ્યારીઓને ખૂબ દુઃખ થશે. એ ઉપરથી મેં એ કવિતા જોડી છે.' ૨ **રસપાન :** સાહિત્ય દ્વારા કરાવેલું રસપાન. ૩. **પ્રેમી અંશ** — ભલા, પ્રેમાળ આત્માઓ. ૪. **પણથી** — આગ્રહ રાખીને, જક્કીપણાથી, ખાર રાખી. ૫. **પીડમાં :** મરણથી થતી પીડા. **ચીડથી** — 'શઠ શત્રુ મારું ભૂંડું બોલશે, તેથી તમે ચિડાશો.' ૬. **રણથી** — ભવરૂપી રણમાંથી. ૭. **જગતમથી** — જગતના

અંધારામાંથી. 'જગતમાં અનેક ગભરાટો હોય છે, તે ગભરાટ રૂપી જે અંધકાર તેમાંથી તમે છૂટશો'. ૯. **લેખ ચિત્રથી**—લખાણોથી. શરીર પડશે પણ એ તો દેહનું અવસાન છે. નર્મદ તો એનાં લખાણો વડે 'દમથી' જીવશે. અને 'શત્રુ પણ મારું' વીરપણું, સત્યપણું, રસિકપણું ને ટેકીપણું વખાણશે. ૧૨. **જનન મરણ**—જન્મવું અને મરવું એ તો જગતનો નિયમ છે. એ તો ચાલતું આવ્યું છે. ને એમાં કંઈ નવાઈ પામવાપણું નથી.]

## ૧. શરદ

[તોટક]

નદીનાં સરતાં નીર થીર રહ્યાં, મળથી છૂટી આરસ શુદ્ધ થયાં;
સઘળે સ્થિરતા જ સફાઈ થઈ, પણ જેવી હું તો હતી તેવી રહી.
દરિયો તજી ગર્વ ધીમો જ પડ્યો, બહુ થાકથી વહાણસું ના જ નડ્યો;
સહુ બંદર કેરી જુદાઈ મટી, પણ જેવી હું તો હતી તેવી રહી.
જૂથમાં સર ઉપર રોજ રમે, બતકો બહુ હંસ કલોલ કરે; ૫
હીલવે જીભ માછલીઓ રસથી, પણ જેવી હું તો હતી તેવી રહી.
ખૂબ ઇંદીવરો સુરબિંબ થકી, કુમુદી વળી કૈરવ ચંદ્ર થકી;
સરખાં ફૂલ શોભી રહ્યાં જ ખીલી, પણ જેવી હું તો હતી તેવી રહી.
ખૂલતું જ બપોરિયું માલતી ને, પૃથિવી ભરપૂર સફેદ ફૂલે;
વળી કાશ તણી દીપતી ચમરી, પણ જેવી હું તો હતી તેવી રહી. ૧૦

## ૨. ફરી જોબનિયું આપે

ફરી જોબનિયું આપે, હરિ તું ફરી જોબનિયું આપે;
હિંદદેશને થાપે, હરિ તું નિજ કરીને થાપે. ટેક
ભર જોબનમાં બન્યો વૃદ્ધ તે, તારે યોગ્ય શરાપે. હરિ૦
તન મન ધન તે ગુમાવી બેઠો, મદ આળસને પાપે. હરિ૦
વીલે મોઢે તે રઝળે ટટળે, રિબાયે ત્રણ તાપે. હરિ૦
ભણ્યો શુર તે આજ જણાયે વ્હેમી કાયર છાપે. હરિ૦
પુત્રપુત્રી યશ અલાપ કરતો, તે રોયે છ વિલાપે. હરિ૦
શિક્ષા ઘટતી થઈ ને લાગી, તું વણ કો દુઃખ કાપે ? હરિ૦
પસ્તાતા ડાહ્યા પર કરવી કૃપા હવે માબાપે. હરિ૦

# નરસિંહરાવ દીવેટિયા

[પહેલું કાવ્ય યશોધરાએ બુદ્ધને પૂછેલા એક પ્રશ્નના ઉત્તરરૂપે છે. યશોધરા પૂછે છે કે, 'હે બુદ્ધ, તારું જીવન જે આટલું બધું પ્રેમપૂર્ણ બન્યું છે તે પ્રેમની એ પ્રેરણા ક્યાંથી મેળવે છે? એ પ્રેમનો સંદેશ એને ક્યાંથી મળે છે? અને સાથે સાથે તારો પ્રેમ પણ શો સંદેશો આપે છે?' બીજી પંક્તિથી બુદ્ધનો જવાબ શરૂ થાય છે. બીજી કડીના અંત સુધીમાં કવિ કુદરતમાંથી સંદેશ મળ્યાનો ઉલ્લેખ કરે છે. (સરખાવો ઉમાશંકરનું 'ગીત ગોત્યું'.) એ વર્ણનમાં સાગરપટ પર વેરાયેલી ચંદ્રિકાનું કેવું સરસ વર્ણન કર્યું છે! ત્રીજી કડીથી કાવ્યમાં પલટો આવે છે. (સર૦ 'ગીત ગોત્યું'માં સેંથીની વાટે અને લોચનને ઘાટેથી એ રીતે આવતો પલટો) એ પલટો માનવભાવ પ્રતિનો છે. કોઈ યુવતીના પતિની જીવન-હોડી જીવન અને મૃત્યુના પ્રૌઢ તરંગ વચ્ચે ઝોલા ખાઈ રહી હોય તે વખતે તે યુવતીના મનની શી સ્થિતિ હોય? કેવી અડગતાથી, ધીરતાથી અને આશાભરી તે પતિની સેવા શુશ્રૂષા કરતી બેઠી હોય છે! પણ તે વખતે તેના અંતરમાં તો આંસુ જ હોય છે ને! પણ પ્રેમ, શ્રદ્ધા અને ભક્તિની સુવાસવાળાં એ ફૂલો કેવાં સુન્દર બની રહે છે! વળી પાછા કવિ કુદરત તરફ જાય છે. (સર૦ 'ગીત ગોત્યું.') ને વળી પાછા માનવભાવમાં ઊતરે છે. આવી રીતે પાછળની પંક્તિઓમાં પણ આવે છે. બાળકને સ્વર્ગ અને મર્ત્ય જીવન વચ્ચેના અંકોડારૂપે કવિએ વર્ણવ્યું છે. આપણા શ્રી. નાનાલાલ કવિએ બાળકને 'પ્રભુના પયગમ્બર' તરીકે ઓળખાવ્યું છે—એનો એક જ અર્થ છે કે બાળક ભોળું, સરળ, પાપરહિત હોઈ નિર્દોષતાની મૂર્તિ જેવું છે. અને નિર્દોષતા સ્વર્ગ અને મર્ત્ય લોક વચ્ચેના અંકોડા જેવી છે.

બીજા કાવ્યમાં એક કરુણ સત્ય ઘટના કવિએ ઉતારી છે. ઈ. સ. ૧૮૫૩ ના ડિસેમ્બરની છઠ્ઠી તારીખે, રત્નાગિરિ જિલ્લાની ઉત્તરની હદે આવેલી સાવિત્રી નદી જ્યાં સમુદ્રને મળે છે તે જગ્યાએ એક નાવડી ઊંધી વળી ગઈ. જે સ્થળે એ અકસ્માત થયો તે સ્થળની નજીક જ બાનકોટનો કિલ્લો છે. એ કિલ્લામાં તે વખતે આર્થર મેલેટ નામનો એક સિવિલિયન હતો. તેની પત્ની સોફિયા માર્સિયા (ઉમ્મર વર્ષ

૨૬) અને દીકરી એલન હેરિયેટ (ઉમ્મર દિવસ બત્રીસ) એ હોડીમાં હતાં. પત્ની લાંબે ગાળે પતિ પાસે આવતી હતી, પતિ પત્ની એકબીજાને મળવા કેવાં આતુર હશે! 'એ આવ્યો કિલ્લો! આ દેખાય આર્થર!' ને 'આ આવે સોફિયા!' એમ બન્ને પતિપત્ની થડકતે હૃદયે પોતાના મન સાથે વાત પણ કરી રહ્યાં હશે ત્યાં હોડી ઊંધી વળી ગઈ અને બીજા તેર જીવો સાથે એ મા દીકરી પણ ડૂબી ગયાં. કેવી કરુણ ઘટના!

'ચિત્રવિલોપન' એટલે ચિત્રનું લોપ થઈ જવું—ભૂંસાઈ જવું. કયું ચિત્ર ભૂંસાઈ ગયું? પહેલી જ કડીમાં કવિએ એક સરસ ચિત્ર દોર્યું છે. એમાં સંધ્યાને એક સુન્દરી તરીકે કલ્પી તેના ખોળામાં શુક્રતારારૂપી બાળકીને રમાડતી કવિએ વર્ણવી છે. એવું જ બીજું ચિત્ર હોડીમાં બેઠેલી પેલી ગોરી યુવતી અને તેની બત્રીસ દિવસની બાળકીનું છે. સંધ્યા અને યુવતી, શુક્રતારા અને બાળકી વર્તમાન સુખમાં મશગૂલ છે. પણ સંધ્યાનું એ સુખ કેટલી ઘડીનું? એ પ્રશ્નમાં કવિએ સુન્દર ધ્વનિ મૂક્યો છે. શુક્રતારા પણ આકાશમાં કેટલી ઘડી રહે? રાત આવતાં તો એ ચિત્ર ભૂંસાઈ જશે. એવું જ તો પછી પેલા બીજા ચિત્રનું નથી થવાનું, એ ઊંડી ઊંડી ભીતિ કવિતા વાંચતાં આપણા મનમાં રહ્યા કરે છે. ભાવ અનુસાર બદલાતી છંદરચના આ કાવ્યના પ્રવાહને કેવા વેગ આપે છે તે જોજો. નાવડું એકાએક ઊંધું વળવા માંડતાં ખંડ હરિગીતમાંથી ઉધોર અને તરત જ ઉધોરમાંથી અર્ધ ભુજંગીમાં થતું છન્દનું પરિવર્તન કાવ્યના હેતુને ખૂબ પોષક નીવડ્યું છે.]

## 'પ્રેમના સંદેશ ક્યાં?'

**યશોધરા :**

*'તુંજ પ્રેમના સંદેશ ક્યાં?'*

**બુદ્ધદેવ :** [ખંડ હરિગીત]

'વ્યોમ ભૂરા હાસથી હસે નિર્મળ વેશમાં,
લખ્યા કોમળ કર થકી મુજ પ્રેમના સંદેશ ત્યાં. ૧
ચન્દ્રિકા સાગરપટે સૂતી વેરી કેશ જ્યાં,
લેખતી દિવ્ય જ લખે મુજ પ્રેમના સંદેશ ત્યાં. ૨
મૃત્યુ ને જીવનતણા તુંગ પ્રૌઢ તરંગ જે,
ઝૂઝતા કંઈ કારમા, પ્રિય નાથ નિજ તે મહીં બૂજે. ૩

યુવતી ભાવ અનન્યથી સેવતી સ્થિર આશમાં,
આંસુ હૃદયે રોપતી, કુસુમો બની જે ખીલતાં,—
મુજ પ્રેમસંદેશો ત્યહાં. ૪
ઇન્દ્રધનુ–ઘુરખો ધરી, હિમશિખરના દેશમાં,
ઝાંખતી સ્મિત સુંદરી ગિરિદેવી—મુજ સંદેશ ત્યહાં. ૫
છાતી સરસું દાબતી બાળ નિજ નવયૌવના,
ચુંબનોમાં ઢાંકતી. કંઈ આંસુ ગૂઢા ભાવનાં;—
મુજ પ્રેમના સંદેશ ત્યાં. ૬
ગૂંથતી સરિતા રસેં, શુક્રને નિજ કેશમાં,
નાચતી ઊલટે હસે;—મુજ પ્રેમના સંદેશ ત્યાં. ૭
સ્વર્ગ સાથે જોડતું મર્ત્ય જીવનને સદા;
શિશુ હસંતું દોડતું;—મુજ પ્રેમસંદેશો ત્યહાં.' ૮

'નૂપુરઝંકાર'માંથી

## ૨. ચિત્રવિલોપન

[ઇન્દ્રવજ્રા વસંતતિલકા વૃત્ત]

સંધ્યા રમાડે ધરીને ઉછંગે
આ શુક્રતારાકણીને શી રંગે!
ને સિંધુમાં ગૂઢ થઈ ગયેલો
જોતી રહી રસથકી રવિનાથ પેલો.
પ્રીતેથી પીતી સુખ વર્તમાન
ને ભાવિનાં રમ્ય સુણંતી ગાન,
સ્વપ્ને ન જોતી અતિગૂઢ ઘેરું
એ ચિત્ર દૂર વસતું લયકાળ કેરું.

[અનુષ્ટુપ]

સાવિત્રી સિંધુમાં વહેતી, તરંગો ઊછળે તહીં,
નાવડું નાચતું તેમાં આવતું જો! દીસે અહીં.
યુવતી તે વિષે બેઠી, બાળકી છાતીએ ધરી,
પ્રેમવાત્સલ્યના પાના અમોલા શા વહ્યા ઝરી.

[ છંદ હરિગીત ]

'નાવડું હંકારજે વેગથી, સંભાળથી,
ઓ ખલાસી કુશળ ઓ! આ મોંઘી છે મુજ બાળકી.
લાડકી મુજ જગ વિષે આવી એક જ માસથી,
તોય મુજ હૈડે વસી દિન અણગણ્યા ત્યમ ભાસતી.
સિંધુતટ પેલો ઊંચે દુર્ગ પર્વતટોચ જે,
નાત ત્યાં તુજ વાટડી જોતા ઊભા ધરી મોદને.
થાશું ભેળાં ક્ષણમહીં, દીર્ઘ વિરહ જ છેદીને,
પ્રથમ દર્શન આંકતાં કંઈ ચુંબનો કરશે તને.
નાવડું આ સિંધુમાં ઊછળે કંઈ વેગથી,
હૃદય પણ મુજ નાચતું દે તાલ તેને પ્રેમથી.
પ્રેમસાંકળ જે રૂડી મધુર બે—અમ ઉરની,
બીડતી દૃઢ તેહને તું કનક-કડી વણમૂલની.
દુર્ગ પર જો! ફરફરે ધવલ કર-અંચલ પણે;
હૈડું આ કંઈ થરથરે, ને પ્રેમમંત્રો શા ભણે!
હા! મીઠું બુલબુલ માહરું! કૂજતું કલરવ કરે,
લાડકી! તુજ એ અમી પીતાં ન મન તૃપ્તિ ધરે.
નાતને તુજ કૂજનો એ રૂડાં તું સુણાવજે,
મર્ત્યલોકે સ્વર્ગની કંઈ દીપ્તિ ક્ષણ ઝળકાવજે.
મીઠડી જો વ્યોમમાં શુક્રકણી શી શોભતી!
હા! તદપિ મુજ લાડકી એથી રુચિર અદકી અતિ.
ભૂતભાવિ ભૂલતી, સુખહિંડોળે ઝૂલતી,
સંગ લઈ મુજ પૂતળી, આનંદસિંધુ હું બૂડી.'—

[ ઉથોર ]

'ઓ! આ આમ એકાએક નાવડું વાંકું વળિયું છેક!
ધાઓ! અરે જીવનનાથ!—લાડકી! ભર તું મુજને બાથ!'

[ અર્ધ ભુજંગી ]

'ખલાસી! બચાવો! અરે કોઈ આવો!
'... દયાસિંધુ! આવું! શિશુ સાથ લાવું!'

[ માલિની ]

નિમિષમહીં જ ડૂબ્યું નાવડું સિંધુમાંહીં,
મધુર સુખછબીઓ ને ગઈ જો! ભુસાઈ!
ઉદધિઉદર સંધ્યા શુક્ર બંને સમાયાં,
તિમિરમહીં જ ગૂઢાં સિંધુએ ગાન ગાયાં.

'નૂપુરઝંકાર'માંથી

## સ્વાધ્યાય

૧. 'પ્રેમના સંદેશ' શબ્દો વડે યશોધરા શાનું સૂચન કરે છે?

૨ ક્યાં ક્યાં બુદ્ધ પ્રેમના સંદેશનું દર્શન કરે છે અને કરાવે છે?

૩. 'પ્રેમના સંદેશ' કાવ્યમાં જે કલ્પના તમને ઘણી ગમી હોય તેનો ઉલ્લેખ કરો.

૪. 'ચિત્રવિલોપન' શીર્ષક સમજાવો.

૫. 'ચિત્રવિલોપન' કાવ્ય વાંચતાં કેવી લાગણીઓ તમે અનુભવી તે જણાવો.

૬. 'ચિત્રવિલોપન'ની પહેલી કડી યોજવામાં કવિએ ઘણું કૌશલ્ય દાખવ્યું છે એમ બતાવો.

૭. તોફાન થાય અને તે પછી જે ગમગીન શાંતિ ફેલાઈ રહે તેનું વાતાવરણ ચિત્રવિલોપનની કઈ પંક્તિ વાંચતાં આપણે અનુભવીએ છીએ તે જણાવી શકશો?

# મણિશંકર ભટ્ટ—'કાન્ત'

[સ્વ૦ કાન્તના કાવ્યસંગ્રહ 'પૂર્વાલાપ'નું 'ઉપહાર' એ અર્પણ કાવ્ય છે. એમાં 'સખે' તરીકેનું સંબોધન શ્રી બળવન્તરાય ઠાકોરને છે. શ્રી. બળવન્તરાયે આ કાવ્યના જવાબમાં 'બણકાર' ધારા બીજમાં એક કાવ્ય લખ્યું છે. તે પણ આ સાથે જોવું. 'ઉપહાર'ની રચના સૉનેટના પ્રકારની છે. પ્રથમ દૃષ્ટિએ કાવ્ય કુદરતના એક મનોહર વર્ણન જેવું લાગે છે. એ દૃષ્ટિએ એની પહેલી આઠ પંક્તિ તપાસો. કવિ કહે છે: સૌમ્ય વચનાં સવારો, એટલે કે તાપથી પ્રખર બનેલાં નહિ પણ શાન્ત સુન્દર સવારો, જે શૈલશિખરે—પર્વતોને શિખરે વિકસી રહેલાં, તેને જોતો જોતો હે પ્રિયતમ સખે, તારી સાથે હું ફર્યો, અને આપણે ત્યારે શું શું અનુભવ્યું? કુંજ કુંજમાં મોર ટહુકતા હતા અને તેના પડઘા ગગનમાં લહેરાતા હતા તે આપણે સાંભળ્યું. નદી પણ કેવી સરસ રીતે વહી જતી હતી! તેની આછી આછી લહરીઓ જાણે કે નદી સ્વપ્નમાં સ્મિત કરી રહી ન હોય અને તે સ્મિત જ તરંગરૂપે ન દેખાતાં હોય એવી લાગતી હતી તે આપણે જોઈ. એ જોતાં આપણને કેવો આનંદ થયો, કેવા ભક્તિભાવથી આપણાં અંતર તર થયાં! એ ભાવથી પ્રેરાઈ આપણે નદીને જાણે કે ફૂલોનો અર્ઘ્ય આપી 'વિમલ કુસુમોનો ગણ' તેના અંતર પર વેર્યો, અને કોઈ રસિક રમણી જેવી એ નદીના અન્તર ઉપર વહી જતાં એ ફૂલોની શોભાથી કિનારા ઉપરનાં ઝાડો પણ કેવી મુગ્ધ ઉત્સુકતા અનુભવી રહ્યાં! અષ્ટકમાં ગૂંથાયેલું આ સુન્દર વર્ણન નવમી પંક્તિ ઉપર આવતાં ભાવમાં વળાંક ખાય છે. એ વળાંક આ સુન્દર કુદરતની, કવિ અને તેમના સખાના મન પર થયેલી અસરના વર્ણનનો છે. શી અસર થઈ કવિના મન પર? જુદી જુદી જગાએ એ સુન્દર કુદરતને અવલોકતા તે ઊભા રહ્યા, તેના અખૂટ સૌન્દર્યનું પાન કરતાં કરતાં મુખમાંથી સહેજે 'અહો! કેવું સુન્દર!' 'અદ્ભુત!' 'અનુપમ!' એવા જાતજાતના ઉદ્ગારો નીકળી ગયા. એ બધામાંથી ઘણા તો હવામાં ઊડી ગયા, પણ કેટલાક કોઈ કોઈ ગહન ખીણોમાં હજુય પડઘા પાડતા સચવાઈ રહ્યા છે. તે બધા વીણી વીણી 'ભાંગ્યા તૂટ્યા આજે ફરીથી મારી વીણામાં બને તેટલી છટાથી ગજાવું છું, અને તને સંભળાવતો તારે ચરણે ધરું છું. એ સાંભળતાં હે પ્રિયતમ સખે, તને જો આપણાં એ મંગલ પરોઢો યાદ આવે અને તને

ગમે તો તેની મીઠી સ્મૃતિમાં એનો આજે સ્વીકાર કરજે !' . . . . . ભૂતકાળની મીઠી હૃદયંગમ સ્મૃતિનું કેવું નાજુક રેખાંકન ! પણ આ કાવ્યમાં કુદરતના વર્ણન ઉપરાંત કોઈ વિશેષ અર્થ રહેલો છે ખરો ? કવિ એ જૂના ઉદ્‌ગારો ગહન ખીણોમાંથી પાછા વીણવાની વાત કરે છે એ શું ? આ પ્રશ્ન ઉપર વિચાર કરતાં તરત જ કળાશે કે કવિ આ વર્ણનમાં જે કંઈ દેખાય છે તેના કરતાં ઘણું વધારે કહે છે. 'ઉદ્‌ગારો' એટલે કાવ્યો. સવારો એટલે જીવનનું સવાર. શૈલશિખરો એટલે મહત્ત્વાકાંક્ષા, ઉચ્ચ અભિલાષા, ભાવના, આદિનાં શિખરો. મયૂરો એટલે વિશ્વસાહિત્યના મહાન કવિ, તત્ત્વચિન્તકો આદિ — આમ આખા કાવ્યને એક રૂપક તરીકે લેતાં સરસ વ્યંગ્યાર્થ એમાંથી નિષ્પન્ન થશે — જે એ કવિતાને આપણી એક ઉત્તમ કવિતાને પદે સ્થાપે છે.

બીજું કાવ્ય આપણા સાહિત્યમાં વર્ણસગાઈના એક ઉત્કૃષ્ટ નમૂના તરીકે જાણીતું છે. ચંદ્રનો સાગર પર ઉદય થતો જોતાં કવિના મનમાં જે અનેક ભાવનાં પ્રતિબિમ્બ પડે છે તે કવિએ 'લલિત કોમલ કાન્ત પદાવલિ'માં ઉતાર્યાં છે. પંક્તિ પંક્તિએ કવિએ એમાં ચિત્રો સર્જ્યાં છે. દા. ત. 'જલધિજલદલ' સમાસ યોજી સાગર કોઈ એક વિરાટ કમળ ન હોય એવો આપણને કવિ ભાસ કરાવે છે.]

## ૧. ઉપહાર

[ શિખરિણી ]

ફર્યો તારી સાથે, પ્રિયતમ સખે! સૌમ્યવયનાં
સવારોને જોતો, વિકસિત થતાં શૈલશિખરે;
અને કુંજે કુંજે શ્રવણ કરતો ઘાસ પરના
મયૂરોની કેકા ધ્વનિત ધસતી જ્યાં ગગનમાં!
તરંગોનાં સ્વમસ્મિત સરિતમાં જ્યાં વિલસતાં
વિલોકીને વેર્યો વિમલ કુસુમોનો ગણ, અને
સરી ચાલ્યો તે તો રસિક રમણીના ઉર પરે,
અને ત્યાં પાસેનાં તરુવર રહ્યાં ઉત્સુક બની!
ઠરી સ્થાને સ્થાને, કુદરત બધીને અનુભવી,
કર્યાં ઉદ્‌ગારો તે બહુ બહુ હવામાં વહી ગયા;
સખે! થોડા ખીણો ગહન મહીં તોયે રહી ગયા,
કલાથી વીણામાં ત્રુટિત સરખા તે અહીં ભરું,

અને તેને આજે તરલ ધરું તારા ચરણમાં,
અમે તો સ્વીકારે ગત સમય કેરા સ્મરણમાં.

## ૨. સાગર ને શશી

[રોળાવેલો ઝૂલણા]

આજ મહારાજ ! જલ પર ઉદય જોઈને
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે,
સ્નેહ ઘન, કુસુમવન વિમળ પરિમલ ગહન,
નિજ ગગનમાંહી ઉત્કર્ષ પામે;
પિતા ! કાલના સર્વ સંતાપ શામે !
નવલરસ ધવલ તવ નેત્ર સામે,
પિતા ! કાલના સર્વ સંતાપ શામે !
જલધિજલદલ ઉપર દામિની દમકતી
યામિની વ્યોમસર માંહી સરતી,
કામિની કોકિલા કેલિકૂજન કરે,
સાગરે ભાસતી ભવ્ય ભરતી;
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !
તરલ તરણિ સમી સરલ તરતી.
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !

'પૂર્વાલાપ'માંથી

### સ્વાધ્યાય

૧. કવિ પોતાના મિત્રને કયો ઉપહાર આપે છે ?

૨. 'ઉપહાર' કાવ્યને ચિત્રો દ્વારા વ્યક્ત કરી શકાય એવી કોઈ શક્યતા તમને લાગે છે ? જો તમને એ શક્ય લાગતું હોય તો ક્યાં ક્યાં ચિત્રો વડે તમે એ કાવ્યના અર્થને સ્ફુટ કરશો ?

૩. 'ઉપહાર'નો વ્યંગ્યાર્થ સમજાવો.

૪. 'સાગર ને શશી'માંથી વર્ણસગાઈવાળી પંક્તિઓ તારવી, એ સગાઈ ક્યા ક્યા વર્ણોને આભારી છે તે બતાવો.

૫. સાગર ઉપર શશીને લહેરાતો જોતાં કવિના મનમાં ક્યા ભાવો જાગે છે તે જણાવો.

# દામોદર ખુશાલદાસ બોટાદકર

[સામાન્ય લોકો પણ સમજી ઝીલી શકે એવી વાણી અને એવા ભાવ કવિએ આ કાવ્યમાં ગૂંથ્યા છે. ભાઈબીજનું મંગળ વહાણું વાયું છે, બહેન તેના વીરાની રાહ જુએ છે. પણ તે એટલી તો અધીરી છે કે જરી જરીમાં એને ચિંતા થયા કરે છે. 'કેમ વીરો ન આવ્યો હજુ? શું થયું હશે?' આવી આવી, જે સાચાં સ્નેહીઓને થાય તેવી ચિન્તાઓ તેના ઉરમાં સતાવી રહે છે. એ સર્વ સામાન્ય અનુભવ કવિએ કેવી સરસ રીતે આ કાવ્યમાં ઉપાડી લીધો છે! અને પછી ભાઈ આવે છે, ભાઈબહેન મળે છે, પિયર આખું જાણે તેની આસપાસ આવી રહ્યું હોય એવું જે વાતાવરણ ઊભું થાય છે તે કવિની ઊંડી સહાનુભૂતિ અને આપણા કૌટુંબિક જીવનની વિગતોને અવલોકવાની કુશળતા બતાવે છે. વળી એકલી બહેની જ ચિન્તા નથી કરતી! એના સાસરાંનાં બધાં જ ચિન્તા કરે છે! સુખી કુટુંબજીવનનું કેવું સુન્દર ચિત્ર! આ કવિએ આવાં બીજાં ઘણાં કાવ્યો તેમની રાસતરંગિણીમાં આપ્યાં છે.

આ કાવ્ય રાસની ઢબનું છે. રાસ જેવાં ગેય કાવ્યોમાં પ્રાસનું સ્થાન બહુ મહત્ત્વનું છે. કેટલીક વખત કેટલાક કવિઓ માત્ર સ્વરપ્રાસથી ચલાવી લે છે. જેમકે આભ-પાટ. પણ ગેય કાવ્યોમાં આથી ઘણી મોટી ક્ષતિ આવે છે. શિખરિણી, મન્દાક્રાન્તા આદિ અક્ષરમેળ છંદોમાં ગેયતત્ત્વ ગૌણ હોઈ પ્રાસની જરૂર નથી રહેતી, પણ ગીતોમાં તો તે અનિવાર્ય બને છે. 'ભાઈબીજ'માંના પ્રાસો શિથિલ છે, અને એટલે અંશે એમાં રસક્ષતિ આવવા પામે છે.]

## ભાઈબીજ

[લક્ષ્મણ! લક્ષ્મણ! બન્ધવા રે વેરી કોણે રે લખિયા.–એ ઢાળ]

ઊંચા આંબા, ઊંચી આંબલી રે નીચી વાડીની વેલી,
ઊંચી ચડે નીચી ઊતરે રે આજ બહાવરી બહેની.
વીરની વાટ વિલોકતાં રે એની આંખડી ફાટે,
સારી લાગે નહિ સહિયરો રે, એને ઘરમાં ન ગોઠે.
ઊભો રહ્યો આવી આંગણે રે રવિ રંગનો રાતો,
આવ્યો નહિ એવો ઊજળો રે મારો માડીનો જાયો.

વેણુનાં દઈ વધામણાં રે ગયા વાયસ વહેલા,
વહાલાંને ઘેર જઈ વસ્યા રે પન્થવાસીઓ પેલા.
વાટ લાંબી વસમી ઘણી રે, આડાં કોતર ઊંડાં,
ડોલી રહ્યા બહુ ડુંગરા રે કાંઈ ભૂતથી ભૂંડા.
મૂંઝવતી રહી મારગે રે ઝાઝાં ઝાડની ઝાડી,
વાઘ, વરુ, વનવાંદરા રે ડર આપતા દા'ડી.
પાછો વળ્યો હશે પન્થથી રે રખે ભાઈ એ ભીરુ,
સિંહ તણા સ્વર સાંભળી રે હશે ઉર ઉતાર્યું.
શીતળ કાં વડછાંયડે રે એને નીંદર આવી,
સ્નેહભર્યાં કંઈ સોણલે રે રોકી રાખ્યો રિઝાવી.
શકુન હશે નહિ સાંપડ્યા રે એને આજ ઉમંગી,
ઘેરી રહ્યા ઘરગોઠિયા રે સુખદુઃખના સંગી.
ભૂલી ગયો ઉરભાવમાં રે કાં તો આવતાં કેડો,
બહેનવિજોગનો બન્ધવો રે ઘડી એકમાં ઘેલો.
માંદી પડી કાં તો માવડી રે એની જોઈને ઝંખી
વસમી વિજોગની વેદના રે શકે ક્યાં લગી સાંખી
હૈયું રાખ્યું હશે હાકલી રે દઈ કૈંક દિલાસા,
તૂટી પડ્યું હશે તાપથી રે ત્યજી આખરે આશા.
ભાભીએ કાં હશે ભોળવ્યો રે કંઈ દોષ દેખાડી,
રોકી રાખ્યો રસ પાઈને રે મન મોહ પમાડી;
બાઝી પડ્યાં હશે બાલુડાં રે કાલુ બોલતાં કોટે,
એ સુખસ્વાદ સુધાભર્યો રે કેમ છોડતાં છૂટે ?
ભાભલડી ! તુજ ભાવની રે ભલી વાધજો ભરતી,
વહાલસોયા મારા વીરના રે રે'જે હૈયાને હરતી;
અમર હેવાતન ઊજળું રે રહો જીવતી જોડી,
રાજ તપો રળિયામણું રે મારી આંખડી ટાઢી.
તારો પતિ, મારો બન્ધવો રે એવા ભેદ અનેરા,
ભાગ નથી કાંઈ ભાવમાં રે પન્થ નેહના ન્યારા;

દૈવે દીધો મુજ દેખતાં રે તે તો તારો ને તારો.
ભાઈના ભાવે ભીંજાવતો રે દિન એક અમારો.
આજ બ્હેની તણે બારણે રે ઘટે વીરનાં ઘોડાં,
આજ બ્હેની તણે આંગણે રે એનાં નાવણ રૂડાં;
આજ બ્હેની તણે ઓરડે રે એનાં આસન ઊંચાં,
આજ બ્હેની તણે અંતરે રે એનાં વેણનાં વાજાં.
સાસુ સંભારે સવારથી રે, જુએ વાટ જેઠાણી,
પૂછે પાડોશણ પળપળે રે, શોચે સહિયર શાણી;
હાંસી કરી રહી હેતની રે કાંઈ નણદલ નાની,
બોલી શકે નહિ બ્હેનડી રે છળી ઊઠતી છાની.
ઓ રજ ! ઓ રજ ! ઊડતી રે આવે અંબર વીંધી,
જોને વિહંગ વધામણે રે પળે પાંખ પસારી;
હણહણતી કંઈ હાકલે રે એ જ ઘૂમતી ઘોડી,
એ જ હલકભરી હાંકણી રે મારા વીરની મીઠી.
એ જ રજેભર્યું રાતડું રે મુખ વીરનું વહાલું,
એ જ ઝૂકે શિર છોગલું રે વાંકી પાઘમાં પેલું;
આતુર શી અવલોકતી રે એની આંખડી ભીની,
એ જ સુધા ઉર સિંચતી રે ફૂલ વેરતી વાણી.
વીરને આસન ઓપતાં રે ઊંડા અંતર કેરાં,
નીર નિરંતર નેણનાં રે વહે નાવણ દેવા;
ભોજનિયાં મનભાવતાં રે પીવા વેણનાં વારિ,
વાટનો થાક વિતાડવા રે શીળી પ્રાણ-પથારી.
આજ પિયર એને આંગણે રે વસ્યું સામટું આવી,
લાખ સગાંતણા સંગનો રે રહ્યો રંગ રિઝાવી;
કેક વાતો હતી કાળજે રે એને એક ન સૂઝે,
ઊભા હતા કંઈ ઓરતા રે પણ એક ન ઊગે.
રે'જો અમર રસનો ભર્યો રે જેણે એ દિન દીધો,
જુદો કરી જૂઠા જગતથી રે સુધાસિન્ધુએ સિંચ્યો;

આવે અનેક આશાભરી રે સખી બીજી સોહાગી,
બન્ધુ મિલાવણ બીજડી રે આ તો માવડી મીઠી.
રાત વીતી ગઈ વાતમાં રે વહેલાં વહાણલાં વાયાં.
હાય! વિદાય વીરાતણી રે કંપે જોઈને કાયા.
રાત અધીરીની આંખનો રે ભર્યો તેજનો તારો,
વહાલભરી તણો વાલમો રે રહે રોકતાં શાનો ?
સુખનાં વહી ગયાં સોણલાં રે ઉરે અડક્યાં ન અડક્યાં,
વાધ્યો દાવાનળ દુઃખનો રે કરી ભીતર ભડકા;
સૂની સમી બની સારિકા રે પાછી પિંજરે પેઠી,
બારમાસી તણે બારણે રે જઈ બીજ એ બેઠી.

'રાસતરંગિણી'માંથી

### સ્વાધ્યાય

૧. ભાઈબીજ ક્યે દિવસે આવે છે ?
૨. 'ભાઈબીજ' ઉપર, તેનું મહત્ત્વ દર્શાવતો, એક નિબંધ લખો.
૩. આ કાવ્યની કેટલીક સરસ પંક્તિઓનો ઉલ્લેખ કરો.
૪. આ કાવ્યમાંના શિથિલ પ્રાસનાં જોડકાં બતાવી તેથી એના રસ ઉપર કેવી રીતની અસર થઈ છે તે જણાવો.

# બળવંતરાય ઠાકોર

[પ્રસિદ્ધ રશિયન સાહિત્યકાર તુર્ગેનીવે એક ગદ્ય કાવ્યમાં, પોતાના બચ્ચાને બચાવવા માટે એક શિકારી કૂતરાના મુખમાં એક નાજુક પંખિણી કેવી વીરતાથી ઝંપલાવી પોતાના પ્રાણ આપે છે તેને લગતો એક અતિ મર્મસ્પર્શી પ્રસંગ વર્ણવ્યો છે—માત્ર ચૌદ પંદર પંક્તિમાં. તેમાંથી કથાવસ્તુ ઉપાડી શ્રી. બળવન્તરાય ઠાકોરે આ કાવ્ય લખ્યું છે. ભાવને અનુરૂપ કેવા નવા નવા સમાસો યોજી કવિ અર્થચમત્કૃતિ લાવી શકે છે તેનાં અનેક ઉદાહરણ આ કાવ્યમાંથી મળશે. ઉ. ત. ૧૯મીથી ૨૭મી પંક્તિ સુધીમાં કૂતરામાં હિંસ્ર ભાવ પ્રગટ્યો તેનું વર્ણન જુઓ. 'આરૂઢ (લંબાયેલી) બંકિમ (વાંકી) તગી રહી ટોક ઊર્ધ્વ (ઊંચી)' કેવું સચોટ ચિત્ર ખડું થાય છે! અને એ વર્ણનથી વાચકના મનને કવિ જાણે

કોઈ દૃઢ ચૂડમાં પકડી રાખવા માગતા હોય તેમ આકૃષ્ટ, બંકિમ અને ઊર્ધ્વમાંના જોડાક્ષરોનો થડકો ઉચ્ચારોમાં કેવી દૃઢતા આણે છે! અને 'મ્હોરો બન્યો તડિતતીક્ષ્ણ'—એ કૂતરાના મુખ પરના ઝનૂની ભાવને વ્યક્ત કરતી પંક્તિ જુઓ! તડિતતીક્ષ્ણ—વીજળી જેવો તીક્ષ્ણ—એ સમાસ નોંધવા જેવો છે. એવી જ રીતે પર્ણોની ઢગલી પર પડેલા પંખીના નાજુક બચ્ચાના વર્ણનમાં કવિએ જે શબ્દોનો ઉપયોગ કર્યો છે તે બધા પણ કેવા એ ચિત્રને સુરેખ બનાવી મૂકે છે! જુઓ પંક્તિ. ૩૩–૩૪. એવી જ રીતે હિંસ્ર કૂતરો અને નાજુક પંખિણી એ બે વચ્ચેના **વિરોધનું** ચિત્ર પણ કેવું સાર્થ છે તે પંક્તિ ૪૬થી૪૯માં જોજો. અસિદંત (તરવારના જેવા દાંતવાળો) તરીકે એ કૂતરાનું વર્ણન અને 'ક્યાં પંખિણી ગભરુકાય, સમીરગાત્રી!' એ પંખિણીનું વર્ણન **વિરોધનું** સુન્દર દૃષ્ટાંત છે. સમીરગાત્રી (પવનનાં જેવાં અંગવાળી) સમાસ યોજી કવિએ કેવો મોટો અર્થ સાધ્યો છે! આખું કાવ્ય આ દૃષ્ટિએ વારંવાર વાંચજો. આ જ ભાગમાંથી બાણકૃત વૈશંપાયનની આત્મકથા પણ આ સાથે સરખાવી વાંચજો.

**૧૫. મદ્ય**—દારૂ ૪૯. **પર**—પીંછાં. ૬૪. **ફૂલ**—અવશેષરૂપ રહેલાં હાડકાં ]

## માતૃસ્નેહ

[ વસંતતિલકા ]

ખેલી શિકાર દઈ મ્હેતલ સાથીઓને
પેંડો હુંયે હસળતો મુજ શાંત કોઠા;
ઘેરા અશોક વડ નીમ ચમેલીઓના
છાયા તળે તર થતો પણું મંદ મંદ.
વાંસે રહ્યા જ હય રાવત વાત ગેલે
ને દોડતો વિરમતો લઘુ ફાળ લેતો,
જાતો ધસી તરુ મહીં, વળતાં ક્ષણુમાં;
સ્વચ્છન્દમૂર્તિ મુજ કેસરી, સાર્થનામ,
કુત્રો શિકારી મુજ આગળ ચાલતો'તો;
રસ્તો હતો સુભગ વાંકવળાટવાળો,
ડાળો અસંખ્ય મળતી હતી સામસામી;
મધ્યાહ્નનોય નહિ તાપ અહીં દમન્તો,

ને ડોકિયાં પ્રતિ પદે ધરતો કરન્ત;
દેખાવ શાંત સુખરેલ હતો જ રમ્ય.
જૂનો જૂના મય સમો શ્રમખેદહર્તા,
ને લેશ ન્હોતી ગમ કે બસ આજ સંધિ
દૈવે હશે વ્રત અહીં જ બતાવવાને,
વાત્સલ્યનો વિભવ અદ્ભુત સૃષ્ટિમાંહી.
લાંબા પ્રસારી પગ ઉપર ડોક ઢાળી,
જોતો ન વા લગિર કેસરિ અર્ધનેને.
ત્યાં સંમુખે ડગ પચીસ જ જોઈ કૈંક,
એ જાગિયો ઝબકિયો બનિયો શિકારી.
ચિત્તાર્થી મોટ ઉર કાંધ ફૂલ્યાં જ પ્રૌઢાં;
આકૃષ્ટ બંકિમ તગી રહી ડોક ઊર્ધ્વ.
મ્હોરો બન્યો તડિતતીક્ષ્ણ, ગઈ ઊડી તે
લીલા બધી પલકમાં, પગલાં અરે આ
ટૂંકાં બિડાલગતિ નીરવ મન્દ દેતો.
જોયો શિકાર કંઈ એમ નિહાળું ત્યાં તો;
સામે પચીસ ડગ દૂર જ માર્ગ મધ્યે
પર્ણો તણી ઢગલી ઉપર જોઉં સારૂ
બચ્ચું બિચારું ઊડવા હીંડવા અશક્ત,
પીંછા તણું જ લઘુ ગોળ, સુંવાળું પોચું,
બારીક ચંચુ થકી સૂર કરન્ત ઝીણા.
ઊંચે જ જોઈ રહી જ્યાં દ્રુપડાળ સાંધે
માળો બખોલ મહીં, જેહ થકી ગરેલું,
ને જ્યાં હતી પ્રતિસુરો રટતી જનેતા.
વાધી જઈ કદમ કૈંક બિડાલ-ચાલે
કૂદ્યો અધીર બની કેસરી ફાળ લેતો;
મેં વારવા કરી સિસોટી, પરંતુ ક્યાંથી
છૂટ્યા પછી પણછથી અટકે જ તીર!

બીજી પળે જ બચલું થઈ જાત ભક્ષ્ય,
—ત્યાં ધાઈ ઝટ્ટ પડી ઉપરથી જનેતા,
ને કેસરી તડિતતીક્ષ્ણ ભરે છલંગ
છેલ્લી, ત્યહાં ગજબ શૌર્યભરી ધસન્તી
એણે અફાળી નિજ જાત કરાલ મોંમાં!
ક્યાં કેસરી ગિરિ સમો, અસિદન્ત જોદ્ધો
ચિત્તા વરાહ સહ આથડવા સમર્થ,
ક્યાં પંખિણી ગભરુકાય, સમીરગાત્રી,
સોહામણી પર-થરે, પ્રિય મંજુ કંઠે!
શૂરી તથાપિ ધસીને ત્રણ વાર પેઠી.
દંષ્ટ્રા ભયાનક સિંહ, મુખફાડ એમાં,
એ ચંચુ, એ નયન, એહ વીંઝાતી પાંખો,
એ તાર ચીસ, સઘળું જ ધસાર ત્રીજે,
નિષ્પ્રાણ નિશ્ચલ બની પડિયું ભૂમિમાં
માળો તજી અભય એ કૂદી આવી જાતે.
વેરી કૃતાન્ત થકીયે ન ડરી લગાર,
જાશે જ જીવ લહીને પણ દીધ જીવ;
જોતાં સ્થિતિ પલ મહીં ભય સ્વાર્થ જીતી
સર્વોપરી જ ગણીને નિજ વત્સરક્ષા,
માતાતણી જ પ્રણયોર્મિ વિષે તણાઈ.
આ અદ્‌ભુતાનુભવ કેસરીનેય સાલ્યો,
—માતા અરે શિશુ વિશેય બની વિરક્ત
નીચે મુખે વિકલ એ મુજ પાસ આવ્યો.
માતાતણાં કુલ પરે પર લેઈ લીધાં
—થાશે અખંડ અમરાકૃતિ એ સજેલી;
માતાતણા અકથ ત્યાગ તણી કથા તે
કાવ્યે વસી અવદ્દવીય સદૈવ ગાશે,
વેગે ધસન્ત જનની બચલે સુણી'તી,

—ભૂમી પડી અવશ તે નીરખી શું એણે?
કુત્રો નર્યો યમ અમોઘ પ્રૉછ્યો શું એણે?
ને તોય કેમ ઉગર્યું, લહ્યું તે શું એણે?
એ તો હતું જ નિજ સૂર ઝીણા કરન્તું,
મેં પર્ણ સાથ ઉચલી લઈ લીધું એને;
ઝાલી રહ્યો ઉર કને વધુ હૂંફ દેવા
ને કીધું શાંત અતિ નાજુક મન્દ સ્પર્શે.
સામે ત્યહાં પગથિયે રમતી ગુલાબ,
દેખી ધસ્યો હરખી કેસરી દોસ્ત દાવે;
છોડી ય બાપુ ભણી ધાઈ ઉમંગ-ઘેલી,
બાંહે મૂકી પગ ચડી જઈ બેઠી સ્કંધ;
ને જોઈને બચલું બોલી,—'દિયો મને એ.'
'પેલું સુરેખ લટકે, પણ ખાલી તેથી
લાગે ન પંજર રૂડું. રચી, બાપુ, તેમાં
માળો સુનાજુક સુરક્ષિત રંગરંગી
ઉછેરું મ્હેં બચલું એની બની જનેતા.'
'ગુલ્બી, અરે ઉતર, થા જરી ચૂપ-ડાહી,
એ ફક્ત પંખિણી નહીં. હતી પંખી કાયે
દેવી મહા અતુલ શક્તિમતી જ કોઈ
હિંસાત્મ દૈત્ય પશુ કેસરી યે જિતાયો.'
'એ માત દેહ ત્યજતાં નિજ બચ્ચું હુંને
સોંપી ગઈ,—નહિં જ પંજર પૂરું તેને.
સ્વાતંત્ર્ય જીવન થકીય વિશેષ બેટી,
માતે ઉગાર્યું નવ પંજર હેડ કાજે?
પાંખો ફૂટે ડિલ ખીલે, રમ ત્યાં લગી તું,
એને ઉછેર ભગિની સમ ત્યાં સુધી તું:
મોટું થતાં ગરજ એની પતી જશે એ,
મોટું થતાં જ, ગુલ, દેશું ઉડાડી એને.'

'બાપુ, ભલે. હું પણ મોટ થઈશ ત્યાં તોઃ
આજે દિયો; પછી થશે જ પછીની વાતો.'

'ભણકાર ધારા બીજી'માંથી

**સ્વાધ્યાય**

૧. વૈશંપાયન પોપટના પિતાનો વધ અને પોતાનું ઊગરી જવું એ આ કાવ્યની ઘટના સાથે સરખાવો.

૨. વૈશંપાયન આપવીતી કહે છે તે પ્રમાણે આ બચલા પાસે આપવીતી કહેવડાવો....પં. ૯૧ ઉપર નિબંધ લખો.

૩. આમાંનાં કેટલાંક સુન્દર વર્ણનો તારવી કાઢો.

૪. ઓશિયાળો બનીને વિકલ શો કેસરી પાછો ફર્યો તેટલે જ આ કાવ્ય પૂરું થાત તો આ કાવ્યના રસમાં શો ફેર પડત તે કહી શકશો?

૫. ગુરુબીને આ કથામાં દાખલ કરી કવિએ શું સાધ્યું છે તે જણાવો.

# અરદેશર ફરામજી ખબરદાર

[ધસમસતા પ્રવાહની જેમ વહી જતું આ કાવ્ય ગુજરાતીઓના વીરત્વની ગૌરવગાથા ઉચ્ચારે છે. પાંચાલી–દ્રૌપદીનાં ચીર કોઈ દુઃશાસન ખેંચી રહ્યો હોય એવી સ્થિતિ પ્રવર્તતી હોય ત્યારે કૃષ્ણ જેવો આજની દુનિયામાં ચીર પૂરવા દોડી જનાર કોઈ વીર નીકળશે ખરો? કવિ કહે છે, 'કેમ નહિ! એ તો છે ગુર્જર વીર!' ગુર્જર વીર!' દુનિયા પણ આતુર નજરે જોઈ રહે છે અને શોચે છે, 'જોઈએ છીએ હવે કોણ જાય છે!'–પણ તેને એમ શોચતી રાખે તો એને ગુર્જરવીર કોણ કહે? એ તો 'નવરસભર નવજીવન' લાવવા તરત જ કમ્મર કસી ઝૂમે છે. અને એણે શું શું કર્યું એ પણ કવિ બીજી પંક્તિઓમાં બતાવે છે. ભાવનાવહનને અનુરૂપ છંદ કવિએ યોજ્યો છે. અને પરિણામે એનો પ્રવાહ અતિ વેગભર્યો અને પ્રાણવાન બન્યો છે.]

## ખાંડાની ધારે

[પુન્નાગવળી છંદ.]

૧

ભર આકાશે વાદળ છાયાં, અંધારે વનવન ગૂંચવાયાં.
ઘૂડ ચીબડિયાં જ્યાં ત્યાં ધાયાંઃ કોણ પૂરે પાંચાલી-ચીર?

આશનિરાશે આતમ દાંડી ડોલંતી, દે ધૈર્ય ન છોડી,
ડગમગતું જગ રહે દગ માંડી: વહારે કોણ જશે નરવીર?
ઊંડાં અજવાળાં જે આવે, ગુર્જર વીર! ગુર્જર વીર!
ધૂડ ચીબડિયાં શું ત્યાં ફાવે? ગુર્જર વીર! ગુર્જર વીર
ઊંડાં અજવાળાં જે આવે, ધૂડ ચીબડિયાં શું ત્યાં ફાવે?
નવરસભર નવજીવન લાવે, ચીર પુરાવે ગુર્જર વીર!

૨

ખૂણે ખૂણે ખોજ કરીને, ઉર ઉત્સાહ ઉમંગ ભરીને,
મરતા પ્રાણે આશ ધરીને, કોણે ઊંચાં કીધાં શિર?
મસ્તતણી તોડી મસ્તાની, તનધનની કીધી કુરબાની;
નમ્ર, અભય, સ્વાધીન, સ્વમાની, સાવજ એ ગુર્જર નરવીર!
શું ખાલી ગરજીને સૂતા? ગુર્જર વીર! ગુર્જર વીર!
શું મેઘે જળધોધ ન હૂતા? ગુર્જર વીર! ગુર્જર વીર!
શું ખાલી ગરજીને સૂતા? શું મેઘે જળધોધ ન હૂતા?
શું ભય ભાળી ઉરભીરુતા કદી જણાવે ગુર્જર વીર?

૩

પગલે પગલે કંટક ભાગ્યા, ચરણ રુધિર ઝરતા ભર લાગ્યા,
પથરે પથરે પ્રાણ જ જાગ્યા, પદસ્પર્શે ટૂટી જંજીર;
હૈયાંનાં પિંજર સળગાવ્યાં, ભૂત તણાં ભરણાં છોડાવ્યાં.
દ્વાર નવાં દશ દિશ ઉઘડાવ્યાં: વંદન હો તેને નરવીર!
શું એકલડા આજ પડ્યા છે? ગુર્જર વીર! ગુર્જર વીર!
એકલડા પણ શૂર ઘડ્યા છે: ગુર્જર વીર! ગુર્જર વીર
શું એકલડા આજ પડ્યા છે? એકલડા પણ શૂર ઘડ્યા છે;
ખાંડાની ધારે જ ચડ્યા છે, બિરદ બતાવે ગુર્જર વીર!

૪

હો વીરા! સારથિ શું કરશે? ધર્મ મર્મ ગીતા ઉચ્ચરશે;
અર્જુન રણ ટંકારે ભરશે, તો જ વિજય પામે રણધીર;

છિન્ન ભિન્ન અરિદળ બળ પળશે, જુગજુગનાં અંધારાં ટળશે,
સત્યધ્વજ ઊડતી ઝળહળશે, સ્નેહે જગ છાશે નરવીર !
એ નવજીવન જીવવા આવો ગુર્જર વીર ! ગુર્જર વીર !
એ નવચેતન આત્મ જગાવો ગુર્જરવીર ! ગુર્જરવીર !
એ નવજીવન જીવવા આવો, એ નવચેતન આત્મ જગાવો,
ગુર્જર શૌર્ય જગે અંકાવો, જય જય હાવે ગુર્જર વીર !

'રાષ્ટ્રિકા'માંથી

## સ્વાધ્યાય

૧. આ કવિતાનું મથાળું 'ખાંડાની ધારે' શા માટે રાખ્યું હશે ?

૨. જગ શા માટે દૃગ માંડી રહે છે ?

૩. 'ધૂડ ચીબડિયાં શું ત્યાં ફાવે ?' એટલે શું ?

૪. મસ્ત તણી તોડી મસ્તાની . . . . સાવજ એ ગુર્જર નરવીર !
— આ પંક્તિઓ સમજાવો

૫. 'શું ખાલી ગરજીને સૂતા ?' એટલે શું ? કોને માટે કવિ આવો પ્રશ્ન પૂછે છે ?

૬. છેલ્લી કડીમાં 'સારથિ' તરીકે કોનો ઉલ્લેખ છે ? કર્તવ્ય કોણે કરવાનું છે ? સારથિએ ? અર્જુનનો રણટંકાર એટલે શું ?

# રસિકલાલ છોટાલાલ પરીખ

['દેવહુમા' (Phœnix ફિનિક્સ) નામનું પક્ષી અરબસ્તાન તરફ થાય છે એમ કહેવાય છે. તે જ્યારે મરી જાય ત્યારે ફરી પાછું પોતાની રાખમાંથી જન્મ પામે છે. આમ એનું મૃત્યુ એ પુનર્જીવન પામવાનું પર્વ બની રહે છે. કવિએ નીચેની ઓજસ્વતી અને દૃઢતાભરી પંક્તિઓમાં, નિરાશા નિચોવીને પરમ આશા માણસ કેમ પામી શકે તેનો સંદેશો એક પંખીના ઉદ્ગારો દ્વારા, અંકિત કર્યો છે.

૨. વાદળ વિષે 'સાહિત્યપલ્લવ'ના બીજા ભાગમાં ગીતો આપ્યાં છે. આ ગીત વર્ષાઋતુ વિષે છે. એ વર્ષાની વાત કેવી છે ? એનો ઉત્તર એક પછી એક ઉઠાવદાર ચિત્રો રજૂ કરીને આપ્યો છે. મઘમઘ થતી કેતકીની સૂઈનું ચિત્ર કેટલું મનોવેધક છે ! . . . વર્ષાની વાત ખરેખર બીજી

ઋતુઓ કરતાં જુદી જ છે. એણે કેટકેટલા મનોરમ ફેરફારો સહજમાં કરી દીધા! સૌથી હૃદયમાં વસી જાય એવી વસ્તુ તો 'કોઈ મીરાંએ ઘનશ્યામ ગાયા' એ આ ગીતની પરાકાષ્ઠાની પંક્તિમાં આલેખાઈ છે. મીરાંએ તો ઘનશ્યામ ગાતાં ગાયા, પણ કવિએ પોતે મીરાં અને ઘનશ્યામ વિષે વર્ષાને બહાને કેવું ગાઈ દીધું!

૭. **દોહદ** — ગર્ભાવસ્થામાં સ્ત્રીને ઇચ્છા થાય તે.]

## ૧. પૃથ્વી

દીસે છ જડ શાંત આ પડ વિશાળ પૃથ્વી તણું,
તથાપિ રસ રુદ્ર એ પડ તળે ઘૂમે તાંડવે.
અને ઘૂમી ઘૂમી મદે પડ બધાંય ભેદી, મહા
ફલંગ નભશું ભરે જટિલ રુદ્ર જ્વાલામુખી.
સખે, હૃદય એમ આ જડ સમું ભભૂકી ઊઠે;
અને ગહન ચિત્તથી અનનુભૂત લાવા જળી
દહે મૃદુલ ભૂમિકા સકલ માનવી ભાવની;
રહે ન અવશેષ કો સ્મરણબંધ એકે બચી.
નિહાળી નિજ ભસ્મને ક્ષિતિજ પાર જોવા મથું;
વિચારું: 'કદી ભસ્મથી નવ ચિદંશ જાગ્યો હશે?'
ત્યહીં વિહગ કો વદે, 'સ્વતનુખાખના પુંજથી,
નિહાળ, નવયૌવને અજર પાંખ મારી ઊડે!'

## ૨. વર્ષાની વાત

વર્ષાની વાત ઘનઘેરી સાહેલડી! વર્ષાની૦
ભીંજી ભૂમિની ગંધ શી અનેરી, સાહેલડી! વર્ષાની૦
મેઘછૂપી વીજ શી જાદુઈ સાહેલડી! વર્ષાની૦
મઘમઘતી કેતકીની સૂઈ સાહેલડી! વર્ષાની૦
વસી વાદળના વાયુમાં આવી સાહેલડી! વર્ષાની૦ ૫
મોર કોયલ બપૈયે બુલાવી સાહેલડી! વર્ષાની૦
રાણી દોહદવતી કો રાજે સાહેલડી! વર્ષાની૦
આછાં આંજણ આંખે આંજે સાહેલડી! વર્ષાની૦

કોઈ કન્યાએ કોડથી જોઈ સાહેલડી! વર્ષાની૦
કોઈ મુગ્ધાએ મોહિનીમાં રોઈ સાહેલડી! વર્ષાની૦
ફરી પ્રૌઢાને યૌવન આવ્યાં સાહેલડી! વર્ષાની૦
ભલાં ઘરરખુનેય ભરમાવ્યાં સાહેલડી! વર્ષાની૦
કો વિજોગણના શ્વાસ રૂંધાયા સાહેલડી! વર્ષાની૦
કોઈ મીરાંએ ઘનશ્યામ ગાયા સાહેલડી! વર્ષાની૦

**સ્વાધ્યાય**

૧. વર્ષાઋતુનો પ્રભાવ આ ગીતમાં શી રીતે સૂચવવામાં આવ્યો છે?

૨. વર્ષાએ શા ફેરફાર કર્યા?

૩. પૃથ્વી અને ચિત્તની કેવી રીતે સરખામણી કરવામાં આવી છે તે બતાવો.

૪. આ કાવ્યોમાંથી શું સૂચિત થાય છે?

૫. બંને કાવ્યોમાં કયાં કયાં ચિત્રો અંકિત થયાં છે?

# જુગતરામ દવે

[અપાર વિરહવ્યથાનું આ ગીત છે. જાણે મીરાં કનેથી અત્યારના કવિના કંઠમાં ભૂલું પડ્યું ન હોય એટલું હૃદયની સચ્ચાઈ અને આરત ભર્યું એ છે. પણ આજના કવિનો એ ભાવને લાભ પણ મળ્યો જ છે. સામાન્ય રીતે પ્રિયવિરહનાં—પ્રભુવિરહનાં ગીતોમાં આપણને જ જાણે વિરહ નડતો હોય એવું વર્ણન હોય છે. આ કવિના કાવ્ય પ્રમાણે તો સામાને પણ આપણા જેટલો જ વિરહ નડે છે એમ બતાવ્યું છે. 'અહીં મેં માંડી, તહીં તેં માંડી,' 'તું મારાં–હું તારાં ઝીલું,' 'આ પા ઊછળે, તે પા ઊછળે,' વગેરે પંક્તિઓથી સમાનતાનું વાતાવરણ જામે છે.

અંતરપટ 'ઝાકળઝીણું' છે, એક વાર તો સહેજ ઊપડી પણ ગયું હતું, પણ પાછું વચ્ચે ઊતરી આવ્યું. એ બહુ ખરાબ થયું, કેમકે એથી તો ઊલટી સામાને માટે ઉત્કંઠા વધારે તીવ્ર બની. સામાને ક્ષણાર્ધ માટે પણ જે જોવાનું બની આવ્યું તે પછી તેના આકર્ષણમાંથી છૂટવાની આશા કેવી? વળી અંતરપટની પેલી પારથી અણસારા પણ સતત આવ્યાં કરે છે. 'રાગ' સંભળાય છે, પણ પૂરેપૂરો મિલનનો જોગ ખાતો નથી, રંગ જામતો નથી.

અત્યંત આરજૂપૂર્વક તેમ જ ભારોભાર ઋજુતાથી અને સરળતાથી હૃદયની એક સૂક્ષ્મ અને મસ્ત લાગણી આ ગીતમાં રજૂ થઈ છે.

અંતરપટ તે પટ હોય તો દેખાવું જોઈએ. દેખ્યા વગર તેને 'અંતરપટ' તરીકે ઓળખાવ્યું શી રીતે? તો પછી તે 'અદીઠ' કેવું વળી? —આને **અવળવાણી** કહે છે. 'ચાર હાથની દુધી રે જી, પાંચ હાથનું બી રેજી' તેમ જ આપણા કવિ નાનાલાલનું 'લહરિયાં સાગરમાં ન સમાય' (લહરી–મોજું સાગરમાં માતું નથી એ કેવું? લહરી ઊઠી છે તો સાગરમાંથી જ ને?)—એ અવળવાણીના દાખલા છે.]

## અંતરપટ

અંતરપટ આ અદીઠ !
અરેરે ! આડું અંતરપટ આ અદીઠ !
અહીં મેં માંડી, તહીં તેં માંડી, આંખની આતુર મીટ;
પળ ઊપડી પટ પુનઃ બિડાયું, વા વાયો વિપરીત. અરેરે !૦
તું મારાં — હું તારાં ઝીલું વિરહે વ્યાકુળ ગીત;
રાગ સુણ્યો પણ રંગ ન રેલ્યો, વસમું એ સંગીત. અરેરે !૦
આ પા ઊછળે, તે પા ઊછળે, હૃદયો ભરી ભરી પ્રીત;
આકર્ષણ, પણ સ્પર્શ નહીં ક્ષણ, ચેન પડે નહિ ચિત્ત. અરેરે !૦
ખીણ કે ખાડી, નદી નથી આડી, વંડી વાડ કે ભીંત;
હાથ ચડે નહિ તોય નડે આ ઝાકળઝીણું ચીર. અરેરે !૦

### સ્વાધ્યાય

૧. આને પ્રભુપ્રાર્થના લેખી આખું રૂપક ઘટાવો. 'અંતરપટ', 'વા', 'સંગીત', વગેરે શું સૂચવે છે?

૨. સ્વરવ્યંજનની સરળ પણ આકર્ષક ગોઠવણી કવિએ કેવી સાધી છે તે તપાસો.

૩. 'અરેરે!' જેવો રોતલ શબ્દ આ કાવ્યમાં પોચટ કેમ નથી લાગતો?

૪. સરળ અખાનું પદ. કાવ્ય કંઠે કરો.

# દેશળજી પરમાર

[ પોતાના ઘરમાં મૃગચર્મ પડ્યું છે. આપણેય કવિની જેમ અનેક વાર તે જોયું હશે — પણ એમાં રહેલી અખૂટ કરુણા તરફ કોઈ વાર આપણું ધ્યાન ગયું છે ? કવિને એ જોતાં કેવા કેવા વિચારો આવે છે તે આ કાવ્યમાં જોજો.

**પુરપથઊડી** — નગરના માર્ગ પર ઊડી રહી હોય એવી ચુંદડી જેવું કવિને એ મૃગચર્મ દેખાય છે. **છાયા** — મૃગ તો મરી ગયો પણ આ મૃગચર્મ રહ્યું છે તે જાણે તેની અરવ-મૂક છાયા છે. **સુંવાળી** — સુંવાળા વાળથી સુંવાળી બનેલી સપાટી. **વન્ય** — વનવાસી. **કપટપટુ** — કપટ પટુ – હોશિયાર. **ભગવો** — ભગવો રંગ. આ રંગ જે જીવતા હરણ ઉપર ઉલ્લાસ, નિર્દોષતા અને તરવરાટનો સૂચક હતો તે કવિને હવે સંન્યાસની ભાવનાનો પ્રેરક બને છે ! ]

## મૃગચર્મ

ક્રીડન્તી કન્યાની પુરપથઊડી ચુંદડી સમી,
અરે આત્મા કૂંળા, અરવ તુજ છાયા પડી ગઈ:
મુજ સદન-ખંડે શમી રહી.
એની સુંવાળી પર હાથ ફેરવું, ને નેત્રથી કાવ્ય સરે દયાઝવ્યું.
વન તૃણાંકુર ને ઝરા ઊભા જોશે વાટડી;
વન્ય કો ના પેખશે તારી પરિચિત શીંગડી :
આ વ્હાલસોયાં મુખ પીઠ પાયનું ચાલી ગયું ચંચળ નૃત્ય ક્યારનું.
તું જે દિનાન્તે વનમાં વિંધાયલું ને મૃત્યુની અન્તિમ યાતનામાં,
—બાણ કેરું છિદ્ર આ, ડોક આ મરડાયલી,
આ રૂપેરી છાતીની યે કમ્પતી રોમાવલી,
વેરી-વિખેરી વળી અશ્રુમાળ તે: તે જોઉં છું સૌ, મૃગચર્મ તુંમાં !
અને સૌ જીવોનો ક્ષણિક ભવસંગાથ વસતો :
મને સમ્બન્ધોનો કપટપટુ સંમોહ ખસતો :
નયન તુજ ભગવો જ લસતો.

**સ્વાધ્યાય**

૧. મૃગચર્મને કવિ કોની જોડે સરખાવે છે?

૨. મૃગચર્મની 'સુંવાળી' પર હાથ ફેરવતાં ફેરવતાં કવિના મનની શી સ્થિતિ થાય છે તે વર્ણવો.

૩. મૃગની કોણ કોણ વાટ જોઈ રહ્યું હશે? આ કલ્પનાની તમારા મન પર શી અસર થઈ તે જણાવો.

૪. મૃગચર્મ ઉપરથી કવિ જીવન્ત મૃગની કલ્પનામાં સરી જઈ શું શું જુએ છે તે જણાવો.

૫. 'વેરી-વિખેરી વળી અશ્રુમાળ તે'—આ પંક્તિની ખૂબીઓ સમજાવો.

૬. કાવ્યને અંતે કવિના મનની શી સ્થિતિ બની રહે છે તે જણાવો.

# ઝવેરચંદ મેઘાણી

[આ યુગની એક મોટામાં મોટી વેદના કવિએ જૂના ભજનના ઢાળમાં ઘણ અને એરણને ભાઈબહેન કલ્પી તેમની પાસે જ દિલ હલાવનારી વાણીમાં ગવરાવી છે. જે સાધનો માનવજાતનું અપાર હિત કરી શકે એમ છે તેમનો જ વિનાશ માટે ઉપયોગ કરવામાં આવે છે. પણ કવિ કહે છે તેમ, માણસના મનમાં છેવટે તો વિચાર ઊગ્યા વગર રહેતો નથીઃ મારાં બાળક અન્ન માગે છે તે કોણ આપી શકશે? દાતરડું કે તલવાર? આ પ્રશ્ન માનવજાતને ઠેઠ તેના બાળપણથી મૂંઝવતો આવ્યો છે. પોતે એનો ઉત્તર મનોમન કાંક સમજે પણ છે, છતાં તેનો હાથ દાતરડાને બદલે તલવાર ને કારીગરોનાં ઓજારોને બદલે તોપગોળા, ઘડી બેસે છે. માનવજાતની આ ઘેલછા જ છે. કવિએ એના હાથમાંના ઘણ પાસે જ હવેથી વિનાશને બદલે નવસર્જનનાં ઓજારો ઘડવાનો મનસૂબો બોલાવરાવ્યો છે, એ પસંદગીમાં મોટું ઔચિત્ય છે. તલવાર અને તોપગોળો ઘડનાર હાથના માલિક કરતાં હાથમાંના હથોડાને એવું ઘડી ઘડીને વહેલો ત્રાસ છૂટે છે, એને જગતના નિભાવ અને વિકાસ માટે હવે તો ઘડવું જોઈએ એમ સૂઝે છે, પણ હાથના માલિકને સૂઝતું નથી!—એવો કટાક્ષ એ પસંદગીને લીધે આપણી આગળ પ્રત્યક્ષ થાય છે.

બીજું કાવ્ય લોકગીત છે. ગિરનારને માથે ભમતા 'રૂખડ બાવા'નું ચિત્ર એમાં આલેખાયું છે. 'જુનાગઢમાં 'દાતારના ડુંગર પર જેની

પ્રતિષ્ઠા છે, તે વેલા નામના એક કોળી સંત થઈ ગયા, તેનું નામ રૂખડ બાવો કહેવાતું.' આ ગીતમાં એક પછી એક ઉપમા ઉપાડી લોકકવિ કેવું મસ્ત ચિત્ર આપણી આગળ રજૂ કરે છે એ જોવાનું છે. એની ધ્રુવપંક્તિના ગંભીર નાદમાંથી પણ રૂખડ બાવાની ભવ્ય ખુમારીનો ખ્યાલ આવે છે... આવાં અનેક લોકગીતો કવિએ એકઠાં કરી કાળમાં લય પામતાં ઉગારી લીધાં છે.]

### ૧. ઘણ રે બોલે ને—

ઘણ રે બોલે ને એરણ સાંભળે હોજી.
બંધુડો બોલે ને બેનડ સાંભળે હોજી.
એ જી સાંભળે વેદનાની વાત,
વેણે રે વેણે હો સત ફૂલડાં ઝરે હોજી.
બહુ દિન ઘડી રે તલવાર,
ઘડી કાંઈ તોપો ને મનવાર,
પાંચ સાત શૂરાના જયકાર
કાજ ખૂબ ખેલાણા સંહાર, હો એરણ બહેની— ઘણ રે૦
પોકારે જમીનાં કણ કણ કારમાં હોજી,
પોકારે પાણીડાં પારાવારનાં હોજી,
જળથળ પોકારે થરથરી;
કબરોની જગ્યા રહી નવ જરી,
ભીંસોભીંસ ખાંભીઓ ખૂબ ભરી;
હાય તોય તોપો રહી નવ ચરી, હો એરણ બહેની — ઘણ રે૦
ભઠ્ઠીઓ જલે રે બળતા પો'રની હોજી.
ધમણ્યો ધમે રે ધખતા પો'રની હોજી.
ખન ખન અંગારે ઓરાણા,
કસબી ને કારીગર ભરખાણા,
કોડ નર જીવંતા બફાણા,
તોય પૂરા રોટા નવ શેકાણા હો એરણ બેની— ઘણ રે૦
હથોડા પડે રે આજ જેના હાથના હોજી,
તનડાં તૂટે રે આજ જેની કાયનાં હોજી.

સોઈ નર હાંફીને આજ ઊભો,
ઘટડામાં ઘડે એક મનસૂબો :
બાળ મારાં માગે અન્ન કેરી દેગ;
દેવે કોણ, દાતરડું કે તેગ? હો એરણ બહેની—ઘણ રે૦
આજુથી નવેલાં ઘડતર માંડવાં હોજી,
ખડગ ખાંડાંને કણ કણ ખાંડવાં હોજી.
ખાંડી ખાંડી ઘડો હળ કેરાં સાજ!
ઝીણી રૂડી દાતરડીનાં રાજ,
આજ ખંડખંડોમાં મંડાય,
એણી પેરે આપણ તેડાં થાય, હો એરણ બહેની—ઘણ રે૦
ઘડો હો બાળક કેરાં ઘોડિયાં હોજી.
ઘડો હો વિયાતલ નારના ઢોલિયા હોજી.
ભાઈ મારા! ગાળીને તોપગોળા
ઘડો સુઈ મોચીના સંચ ઓ'ળા:
ઘડો રાંક રેંટુડાની આરો,
ઘડો દેવ-તંબૂરાના તારો, હો એરણ બહેની—ઘણ રે૦
ભાંગો હો ભાંગો હો રથ રણજોધના હોજી.
પાવળડાં ઘડો હો છોરુડાંનાં દૂધનાં હોજી.
ભાઈ મારા લુવારી! ભડ રે'જે,
આજ છેલ્લી વેળાના ઘાવ દેજે,
ઘાયે ઘાયે સંભાર્યે ઘટડામાં,
ક્રોડ ક્રોડ શોષિતો દુનિયાનાં, હો એરણ બહેની—ઘણ રે૦

'યુગવંદના'માંથી

## ૨. ગરવાને માથે

રૂખડ બાવા તું હળવો હળવો હાલ્ય જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબિયો.
જેમ ઝળુંબે મોરલીને માથે નાગ જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબિયો.

જેમ ઝળુંબે તેતરને માથે બાજ જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબિયો.
જેમ ઝળુંબે કૂવાને માથે કોસ જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબિયો.
જેમ ઝળુંબે બેટાને માથે બાપ જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબિયો.
જેમ ઝળુંબે નરને માથે નાર જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબિયો.
જેમ ઝળુંબે ગોપીને માથે કાન જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબિયો,
જેમ ઝળુંબે ધરતી માથે આભ જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબિયો.

**'રઢિયાળી રાત–૨'**માંથી

**સ્વાધ્યાય**

૧. ધણ અને એરણનો સંવાદ ગદ્યમાં લખો; મૂળ ભાવને વફાદાર રહીને.

૨. 'ધણ રે બોલે'માંથી કટાક્ષની ને કરુણરસની પંક્તિઓનો નિર્દેશ કરો.

૩. વેણે રે વેણે, કણકણ, ભીંસોભીંસ, ખાંડીખાંડી, ખંડખંડો, ખન ખન, ભાંગો હો ભાંગો, ધાયે ધાયે, કોડ કોડ,—આમ શબ્દોને બેવડાવીને કવિએ કેવી સચોટતા અને આનન્દ સાધી છે તે તપાસો. આ કળા 'લોકગીતો'ના સહવાસથી કવિને આપોઆપ લાધી હશે એમ તમેં લોકગીતોમાંથી પુનરુક્તિનાં દૃષ્ટાંત આપી સમજાવી શકશો ?

૪. બંને કાવ્યોમાં જે ચિત્રો ઊભાં થતાં હોય તે બતાવો.

૫. એનડ, રોટા, મોઈ(નર), દેવે, આજુથી, નવેલાં, આપણ (તેડાં), વિયાતલ, પાવળડાં, સંભાર્યે,—એ શબ્દપ્રયોગોમાં રહેલી સજીવતા સમજવા પ્રયત્ન કરો. ઝળુંબિયો, ગરવો, માથે, રૂખડિયો (લાડનું અલ્પતાવચન)—એ પ્રયોગોમાં રહેલા પ્રાણ સાથે ઉપરનાની સરખામણી કરો.

૬. મેઘાણીના લોકગીતોના સંગ્રહોમાંથી બીજાં ગીતોનો પરિચય કરો.

૭. કોઈ પુસ્તકમાં સંગ્રહાયું ન હોય એવું એકેક લોકગીત શોધી લાવવા પ્રયત્ન કરો. વર્ગમાં ભેગાં થયેલાં આવાં ગીતોનું ટકાઉ કાગળનું હસ્તલિખિત પુસ્તક કરી તે શાળાના પુસ્તકાલયમાં શિક્ષક દ્વારા સંગ્રહાવો.

## પૂજાલાલ

[ કવિએ પોતાના દાદા માટે લખેલું આ કાવ્ય બીજા કોઈ પણ ભલા દાદાને લાગુ પડી શકે એવું છે. કવિશ્રી નાનાલાલે પોતાના પિતા (અને માતા) માટે એક લાંબું કાવ્ય લખેલું છે. તેમાં પણ આવા જ ભાવો છે. દાખલા તરીકે, શ્રી. પૂજાલાલ પોતાના દાદાના હૃદયને વર્ણવતાં કહે છે: 'હતુ એ હૈયું તો ગહનરસ ગંભીર દરિયો.' તો શ્રી. નાનાલાલ પોતાના પિતાને માટે કહે છે, 'દેવોના ધામના જેવું હૈયું જાણે હિમાલય.' તેમ શ્રી. પૂજાલાલ દાદાને 'વિપુલ વડના ઝુંડ સરખા' કહે છે, તો શ્રી. નાનાલાલ પિતાને માટે 'છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમા' એવી પંક્તિ આપણને આપે છે. એક જ વિષય ઉપરનાં કાવ્યોમાં એક જ ભાવને જુદી જુદી રીતે વ્યક્ત કરવામાં કવિઓ જે કુશળતા વાપરે છે તેનો આ પંક્તિઓ સરખાવતાં સહેજે ખ્યાલ આવશે. આવાં બીજાં સામ્યો શોધી કાઢશો? **માના મીઠા અધર** — માતાના હોઠમાં જે મૃદુતા અને પ્રેમ દેખાય તે અમને દાદાના ઘડપણને લીધે નાજુક દેખાતા હોઠમાં દેખાતાં; અને દાદાની પ્રત્યેક રેખામાં અમને અમારા પિતાના મુખનું સામ્ય દેખાતું. ૨૧. **પ્રેમપાયે** — પ્રેમરૂપી પાયો ( foundation ). ]

### દાદા

[ શિખરિણી ]

અમારા એ દાદા, વિપુલ વડના ઝુંડ સરખા
વિશાળી છાયાએ સકલ અમ સંતાપ હરતા,
હજારો બાહુઓ પ્રણયમય વિસ્તારિત કરી
લઈ હૈયે ઊંડે ભરત હૃદયે ટાઢક ભલી.
હતું એ હૈયું તો ગહનરસગંભીર દરિયો;
અને નેનો ઊંડાં અમરતતણા કૂપ સરખાં;
હતા માના મીઠા અધર નવલા જીર્ણ વદને
જહીં રેખે રેખે જનક અમ અંકાયલ હતા.

[ અનુષ્ટુપ ]

સુખે સાથી અને ભાગી દુઃખમાં બાળકો તણા,
સ્વભાવે બાળના જેવા દાદા આશ્વાસના સમા.

[ ઉપજાતિ ]

રિસાઈ દાદાતણી સોડમાં અમે મનામણાંનાં સુખ માણવા જતા,
આંસુ ઝમંતાં શિશુલોચનોને દાદાતણો વત્સલ હસ્ત લૂછતો.
વળી ગયેલા વળીને વિશેષ પંપાળતા પીઠ, હથેળી વચ્ચે
લઈ અમારું મુખ અશ્રુભીંજ્યું સ્વયં બની ગદ્‌ગદકંઠ ચૂમતા;
મનામણાંનાં મધુ વેણ ઊચરી હસાવતા લોચનનાં જલોને.

[ અનુષ્ટુપ ]

દાદા ડુંગરના જેવા પ્રેમપાયે વિરાજતા,
ખેલતાં ઝરણાં જેવાં બાળકોને નિહાળતા.

[ શાર્દૂલવિક્રીડિત ]

પત્રો પાનખરે ખરી જ્યમ પડે તે રીત દાદાતણા
ધોળા વાળ ખરી જઈ ચળકતી માથે પડી તાલકી;
ત્યાં કેવા કરને કુતૂહલભર્યા બાળો ઘસંતા અમે !
ને દાદા શિશુ શું હસી અમ શિરે ઝુલ્ફાં ગ્રહે ઊડતાં.

[ ઉપજાતિ ]

હસાવતા, ખેલવતા, કુદાવતા, ને મલ્લકુસ્તી નિજ શું કરાવતા;
હારી જઈને અમ પીઠ થાબડી ‘શાબાશ, શાબાશ,’ કહી રિઝાવતા.

[ અનુષ્ટુપ ]

પડે વાંક લડે માડી, બાપુ ઉગ્ર બની જતા;
અમે દોડી જઈ દાદાતણો આશ્રય સેવતા.
આંખ કો કાઢતું તો તો દાદાજી કેસરી સમા
તડૂકી ઊઠતા; બાળ અમે વિજય માનતા.

[ ઉપજાતિ ]

સાથે સુવાડી કહી મીઠી વાતો મીંચાવી દે ઘેનભરેલ આંખો;
સ્વપ્ને ધરીને પરીઓની પાંખો વાર્તાવિહારે ઊડતા અમે તો.
‘હજુય શું ઘોરી રહ્યો અઘોરી?’ ઢંઢોળવા મા જતી એમ બોલી;
‘દે જંપવા ફૂલડું થાક્યું પાક્યું’ વારે કહી વત્સલ એમ દાદા.
દાદા જ સામા ઊઠતાં સવારે આશીષમૂર્તિ સમ ‘આવ બેટા’
કહી ઉપાડી નિજ અંકમાં લે, માથે મૂકી હાથ લળી ચૂમી લે.

[ અનુષ્ટુપ ]

એકલા ના કદી બેસે દાદાજી ભોજનક્ષણે;
અન્ન ના ભાવતું, બાળ જો બેઠાં હોય ના કને.

[ મિશ્રજાતિ ]

નાના બનાવી મધુ કોળિયાઓ મુખે અમારા ધરતા અથાકચા;
ખવાડવામાં નિજ ભૂખ ભૂલતા, સંતોપતા ભાવની ભૂખ ભારે.
જો નીકળે બ્હાર બજાર દાદા, નિશાળમાં નિશ્ચય આવવાના;
ટેકો દઈ વાંસની લાકડીનો બોલાવીને બે જંઈ આપવાના.
મહેતાજીને કહે 'ભૂલચૂક થાયે તોયે ભલા આંખ બતાવતા ના;
આ બાળકું તો હજુ ફૂલડું છે, મુખે હજુ ધાવણ આ જણાયે.'
શેરી મહીં ખેલત બાલબંધુઓ સાથે અમે પીંપળ-છાય નીચે;
પંખેરુ જ્યાં ગાન અખંડ ગાતાં, ને પાંદડાં તાલ બધાં બજાવતાં.
દાદા પડીકું લઈને મિઠાઈનું બજારથી ત્યાં અમ પાસ આવતા;
મુખે અમારે કંઈ પાણી છૂટતું, શી જાફતો ત્યાં તરુ હેઠ જામતી!

[ અનુષ્ટુપ ]

દાદાનાં સ્મરણો આવાં ખુટાડચાં ખૂટતાં નથી.
એકેક સ્મરણે આંખ ભિંજાયે સ્નેહને જળે.
પ્રાણતારે પરોવાયા મણકા સ્મરણો તણા;
ગયા દાદા, પરંતુ એ જપની માળ છવતી!

[ શિખરિણી ]

ગયા દાદા વ્હાલા, પ્રતિનિધિ ગઈ પેઢીભરના!
ગળ્યો કાળાબ્ધિના જળમહીં મહાડુંગર મળ્યો!
ગઈ માડેરી એ હૃદય હરિયાળી ઊડી ગઈ!
ભલાઈ, ભોળાઈ ગઈ! પ્રણયવેલી ગઈ બળી!
ગયા દાદા વહાલા અમ ભવનના શંભુ સરખા!
હવે સૂના વાસે બજત ભણકારા ગનતણા.
છબી હૈયે કોરી સજીવન થઈ માનસપટે
ઝરંતાં આંસુની ઉપર લળતી એ હજુય આ!

હવે તો દાદાઓ દુરલભ થયા, દારુણ સમો!
અકાળે બાળો જ્યાં કરમઈ જતાં, શી રીત તહીં
ચહે વાસો દાદા! શિશુસુમનિયાંને લઈ સુખે
ખિલાવીને ખીલે અમરત-રસ્યા નંદન વિષે.

'પારિજાત'માંથી

**સ્વાધ્યાય**

૧. 'ગહનરસગંભીર દરિયો'—એમાં રૂપક અને વર્ણસગાઈ છે તે બતાવો.

૨. કવિએ દોરેલું દાદાનું રેખાચિત્ર તમારા શબ્દોમાં આપો.

૩. દાદી માટે તમારે આવું કોઈ ચિત્ર દોરવું હોય તો તમે શું લખશો? 'દાદી વાંકી રસિક કરની વાતથી બાળ રાજી' એ થી. બ. ક. ઠા.ની પંક્તિ યાદ આવે છે? એનો તાંતણો પકડી લઈ વર્ણન આગળ લંબાવશો?

૪. આ કાવ્યમાંની કેટલીક ઉપમાઓ બતાવો.

## કરસનદાસ માણેક

[ આપણી સમાજવ્યવસ્થાના અન્યાયથી જે અનેક કાવ્યો પ્રેરાયાં છે તેમાંનું આ એક છે. એમાં જુદા જુદા અન્યાય, જુલમ અને અનિષ્ટો ઉપર અતિ માર્મિકતાથી પ્રહાર કરવામાં આવ્યો છે. આ કાવ્યની અનેક પંક્તિઓથી આપણને શબ્દશક્તિનો સરસ પરિચય થઈ શકે એમ છે. વિવેકભરી પસંદગીથી ઉપરાઉપરી વાપરેલાં વિશેષણો શું સાધી શકે તે પણ એમાંથી જોઈ શકાશે. ઘરડા વરરાજાનું વર્ણન આનું સરસ ઉદાહરણ છે. જુઓ,

જીર્ણ, અજીઠું, પામર, ફિક્કું, માનવપ્રેત સમાણું,
કૃપણ કલેવર કોડભર્યું જ્યાં માંડવડે ખડકાણું!

આમાંનાં વિશેષણો એવું તો જોરદાર ચિત્ર ખડું કરે છે કે એમાં રહેલી વર્ણસગાઈ તરફ પણ આપણું ધ્યાન જતું નથી અને એ જીર્ણ, અજીઠા, પામર માનવપ્રેતનું ઘૃણાભર્યું ચિત્ર જ આપણી સમગ્ર વિચાર-સૃષ્ટિને ઘેરી રહે છે. તેમાં ખડકાણું ક્રિયાપદ જાણે, એ ઘૃણાભર્યા ચિત્રને વધુ ઘૃણાભર્યું બનાવી 'માંડવડે ખડકાણું'માં લગોલગ ખડકાયલા 'ડ'કારના જોરે ચિત્રની અસરને વધુ દૃઢ કરે છે. આવી સફળ પંક્તિઓ આ કાવ્યમાં

ઘણી છે, અને તે દરેક જુદી જુદી ખૂબીથી ભરેલી છે. તેનો ઝીણવટથી અભ્યાસ કરતાં કાવ્યની શક્તિનો પણ ખ્યાલ આવી શકશે.

૩. **અન્નકૂટ** — અન્ન + કૂટ (ડુંગર, ઢગલો), અણકોટ. ૫. **શતશગ** — સો શિખાવાળી. ૧૪. **કલેવર** — શરીર, કાયા. ૧૬. એ 'કોમળ' કળીને એ 'માનવપ્રેત'ના હાથમાં ન મૂકી હોત તો એ કેવી સુંદર રીતે વિકસત! પણ ભાવિની એ મનહર પ્રતિમાની ત્યાં જ ઘોર ખોદાઈ ગઈ! ૧૯. **શરીફ ડાકુ** — સમાજમાં જેની મોટા તરીકે, ખાનદાન તરીકે ગણના હોય એવા શાહુ-ચોરો. ૨૮. **દદામાં** — (એકવચન દદામું) લડાઈમાં મોખરે વગાડવામાં આવતાં નગારાં. મોટા ડંકા. ૨૯. જળ, થળ, નભ બધે ઘોર સંહાર મચી રહ્યાં. જળ એટલે સમુદ્રમાં મનવારો, સબમરીનો અને યુબોટો, આકાશમાં બૉમ્બ વર્ષાવતાં વિમાનો અને જમીન ઉપર ટૅંક, મશીનગન વગેરે. ૩૧. **નવસર્જનના સ્વપ્નસંગી** — નવું સર્જન, નવી દુનિયા સર્જવાના કોડવાળા આદર્શસેવી યુવકો. ૩૨. **લખલખ** — લાખો. **ખાઈઓ** — યુદ્ધ માટે કરવામાં આવેલી ખાઈઓ – 'ટ્રેન્ચીઝ'. ૩૫. **માસુમ ગુલ સુમ** — નિર્દોષ, ભોળાં ગુલાબનાં ફૂલ જેવાં-ગભરુ બાળકો. ૩૮. **જીવન મોદ...છેદાણું** — લઘુતમ ગુરુતમની શુષ્ક માથાકૂટમાં જીવનનો આનંદ જ્યાં બધો સુકાઈ ગયો એ અર્થમાં.]

## હરિનાં લોચનિયાં

એક દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!
પચરંગી ઓચ્છવ ઊજવ્યો'તો અન્નકૂટની વેળા:
ચાંદીની ચાખડીઓએ ચડી ભક્ત થયા'તા ભેળા!
શંખ ઘોરતા, ઘંટ ગુંજતા, ઝાલરું ઝણઝણતી.
શતશગ કંચન આરતી હરિવર સંમુખ નર્તન્તી.
દરિદ્ર, દુર્બળ, દીન અછૂતો અન્ન વિના અડવડતા
દેવદ્વારની બા'ર ભટકતા ટુકડા કાજ ટળવળતા!—
તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!

લગ્નવેદીપાવક પ્રજળ્યો'તો, વિપ્ર વેદ ઉચ્ચરતા;
સાજન મહાજન મૂછ મરડતા પોરસ ફૂલ્યા ફરતા!
જીર્ણું, અજીઠું, પામર, ફિક્કું, માનવપ્રેત સમાણું!
કૃપણ કલેવર કોડભર્યું જ્યાં માંડવડે ખડકાણું!
બ્રાહ્મણવચને સૂરજ સાખે કોમળ કળી ત્યાં આણી:
ભાવિની મનહર પ્રતિમાની જે દિન ઘોર ખોદાણી!
    તે દિન આંસુભીનાં રે
        હરિનાં લોચનિયાં મેં દીઠાં!
ભય થરથરતા ખેડૂત ફરતા શરીફ ડાકુ વીંટાયા:
વરુનાં ધાડાં મૃત ઘેટાંની માંસ લાલચે ધાયાં!
થેલી, ખડિયા, ઝોળી, તિજોરી: સૌ ભરચક્ક ભરાણાં:
કાળી મજૂરીના કરતલને બે ટંક પુગ્યા ન દાણા!
ધીંગા ઢગલા ધાન્ય તણા સો સુસ્તો માંહીં તણાણા:
રંક ખેડૂનાં રુધિરે ખરડ્યાં જે દિન ખળાં ખવાણાં!
    તે દિન૰ આંસુભીનાં રે
        હરિનાં લોચનિયાં મેં દીઠાં!
હૂંફાળાં રાજવી ભવનોથી મમત અઘોર નશામાં
ખુદ-મતલબિયા મુત્સદ્દીઓએ દીધાં જુદ્ધ દદામાં!
જલ થલ નભ સૌ ઘોર અગનની ઝાળ મહીં ઝડપાયાં,
માનવી માનવીનાં ખૂન પીવા ધાયાં થઈ હડકાયાં!
નવસર્જનના સ્વપનસંગી ઉર ઉછરંગે ઉભરાણા.
લખલખ નિર્મળ નવલકિશોરો ખાઈઓમાં ખોવાણા.
    તે દિન આંસુભીનાં રે
        હરિનાં લોચનિયાં મેં દીઠાં!
ખીલું ખીલું કરતાં માસુમ ગુલ સૂમશિક્ષકને સોંપાણાં,
કારાગાર સમી શાળાના કાઠ ઉપર ખડકાણાં!
વસંત, વર્ષા, ગ્રીષ્મ, શરદના ભેદ બધાય ભુલાણા;
જીવન મોદ તણા લઘુનભમાં પ્રગતિ પદ છેદાણાં:

લાખ ગુલાબી સ્મિત ભાવિનાં વણવિકસ્યાં જ સુકાણાં:
તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!

'આલબેલ'માંથી

**સ્વાધ્યાય**

૧. હરિની આંખમાં કયે કયે પ્રસંગે કવિ આંસુ જુએ છે? તમે બીજા કોઈ પ્રસંગો સૂચવી શકશો જેમાં હરિની આંખ આંસુભીની બને?

૨. આ કાવ્યને ચિત્રમાં વ્યક્ત કરવું હોય તો તમે કેટલાં ચિત્રો દોરશો અને તેમાં કઈ કઈ વિગતો આપશો તે જણાવો. એ ચિત્રોમાં હરિને તમે કઈ રીતે બતાવશો?

૩. વૃત્તિ-અનુપ્રાસ અને લક્ષ્યાર્થ અલંકારનાં આ કાવ્યમાંથી ઉદાહરણો આપો.

# ચંદ્રવદન મહેતા

[આ બંને કાવ્યો તેની એકસરખી લંબાઈથી તરત ધ્યાન ખેંચશે. બંને ચૌદ પંક્તિનાં છે. આવાં કાવ્યો 'સૉનેટ' એ અંગ્રેજી નામથી ઓળખાય છે. મૂળ એ પ્રકાર ઇટાલીમાં શરૂ થયો. ધીમે ધીમે ત્યાંથી યુરોપની બીજી ભાષાઓમાં પ્રચાર પામ્યો. આપણે ત્યાં અંગ્રેજીની અસરથી પ્રો૦ બલવન્તરાય ઠાકોરે એ પ્રચલિત કર્યો. પણ એને લોકપ્રિય કરવામાં શ્રી. ચંદ્રવદન મહેતાનો ફાળો ઘણો મોટો છે.

સૉનેટના અંગ્રેજીમાં ત્રણ મુખ્ય પ્રકાર છે:

(૧) **પેટ્રાર્કન**—ઇટાલીમાં સૉનેટને લોકપ્રિય કરનાર (શરૂ કરનાર નહિ) કવિ પેટ્રાર્ક જે રીતે લખી હતી તે રીતે લખાયેલી સૉનેટ. તેનું લક્ષણ એ છે કે ૧૪ પંક્તિના ૮ અને ૬ એવા ભાગ પાડવા. તે વિભાગને આપણે **અષ્ટક** અને **ષટ્ક** કહીશું. બીજું, તે પંક્તિઓના પ્રાસ પણ અમુક રીતે જ ગોઠવવા જોઈએ. અષ્ટકમાં ૧, ૪, ૫, ૮ પંક્તિનો સરખો પ્રાસ જોઈએ. તેમ જ ૨, ૩, ૬, ૭નો પણ એક જ જોઈએ. શ્રી. ચંદ્રવદનનું 'સ્મારક' પેટ્રાર્કન ઢબનું હોઈ તેના અષ્ટકના પ્રાસ આ રીતે જ છે. ૧ ઘડી, ૪ દીવડી, ૫ રાખડી, ૮ વડી, તે એકસરખા પ્રાસ છે. અને ૨ ફઉં, ૩ લઉં, ૬ સહુ, ૭ ચહું તે પણ એક સરખા ગોઠવ્યા છે.

ઘડી–દીવડી–રાખડી-વડીને આપણે કથી ઓળખીએ અને દઉં–લઉં–સહુ–ચહુંને ખથી, તો પ્રાસની યોજના કખખક કખખક એ રૂપની થઈ. પેટ્રાર્કન સૅાનેટના અષ્ટકમાં **કખખક કખખક** મુજબ પ્રાસરચના યોજાય છે. ષટ્કમાં પછી ૯–૧૨, ૧૦–૧૩, ૧૧–૧૪, એ પંક્તિઓના સરખા પ્રાસ લાવવામાં આવે છે. તેમને ક ખ સિવાયના એટલે **ગ, ઘ,** ઙથી ઓળખીએ તો ષટ્કમાં **ગઘઙ ગઘઙ** એ રીતે પ્રાસરચના હોય છે.

(૨) **શેકસપિરિયન** —અંગ્રેજ મહાકવિ શેકસપિયરે ચાલુ રૂપમાં ફેરફાર કરવાથી તેના પોતાના પ્રકારને એના નામથી ઓળખવામાં આવે છે. તેનું લક્ષણ એ છે કે ૧૪ પંક્તિના ૮–૬ને બદલે ૪–૪–૪–૨ એ રીતે વિભાગ પાડવામાં આવે છે. એટલે કે ત્રણ **ચતુષ્ક** અને એક **યુગ્મ** એ રીતે તે પંક્તિઓ ગોઠવે છે. તેના પ્રાસ દરેક ચતુષ્કમાં આંતરે આંતરે અને છેલ્લી બેના એક એ રીતે હોય છે. ક ખની ઢબે બોલીએ તો **કખકખ, ગઘગઘ, ઙચઙચ** અને **છછ** એમ પ્રાસરચના હોય છે.

(૩) **અનિયમિત** —ઉપરના બે પ્રકાર સિવાયની. તે વિભાગ પાડવામાંયે અનિયમિત હોય છે અને પ્રાસરચનામાં પણ અનિયમિત હોય છે. વિભાગો ૬–૬–૨, ૭–૭, ૯–૫, ૮ા–પાા, એમ વિવિધ ઢબના હોય. ચૌદ લીટી સળંગ પણ હોય. પ્રાસ **કક, ખખ, ગગ** એમ અથવા મન ફાવે તેમ ગોઠવ્યા હોય. પ્રાસનો ત્રાસ દૂર પણ કર્યો હોય.

શ્રી. ચંદ્રવદનનું 'સ્મારક' વિભાગની દૃષ્ટિએ ૮–૬નું હોઈ પેટ્રાર્કન અને 'વિસર્જન' ૪–૪–૪–૨નું હોઈ શેકસપિરિયન છે. પણ પ્રાસની દૃષ્ટિએ 'વિસર્જન' બરાબર શેકસપિરિયન પદ્ધતિના પ્રાસ જાળવે છે તેમ 'સ્મારક'ની બાબતમાં નથી. અષ્ટક સુધી પેટ્રાર્કન પદ્ધતિના પ્રાસ સાચવ્યા છે. અષ્ટકમાં **ગઘઘઙઙગ** એમ અનિયમિત પ્રાસરચના છે. એટલે 'સ્મારક'ને શુદ્ધ પેટ્રાર્કન સૅાનેટ ગણી શકાય નહિ.

ગુજરાતીમાં આપણે આંટીઘૂંટીવાળા પ્રાસનો મોહ જતો કર્યો છે. એટલે આપણી સૅાનેટ તે સામાન્યતઃ અનિયમિત જ હોય છે.

કોઈને થશે કે તો પછી આપણે રાખ્યું શું? આપણે ઘણું રાખ્યું છે. ઉપર જે વર્ણન કર્યું તે તો બહારના ખોખાનું કર્યું. સૅાનેટના આત્મા ઉપર આપણે વધારે ભાર મૂક્યો છે. માત્ર ચૌદ લીટીનું હોવાથી કે ઉપર મુજબ પ્રાસની જાળ ગૂંથવાથી કોઈ કાવ્ય સૅાનેટ બની શકતું

નથી. સૉનેટનું રહસ્ય તો સમાયું છે તેમાં ભાવ કે વિચાર શી રીતે મૂકવામાં આવે છે એમાં. એ ભાવ કે વિચાર એવો હોવો જોઈએ કે તેમાં વચ્ચે ક્યાંક વળાંક, મરોડ, પલટો, ગુલાંટ, છેવટે આછો લહેકો પણ, હોય. **અષ્ટકમાં** વિષયનું **નિરૂપણ** હોય, કવિ કળે કળે પોતાની વાત રજૂ કરવા માંડે. પણ પછી જાણે એને એકદમ યાદ આવ્યું હોય કે મારે ,જે વાત કહેવાની છે તે ક્યારે કહીશ, એમ એકાએક **ષટ્કના** આરંભમાં એ **પલટો** સાધે છે. અને ઉતાવળ હોય એમ ઝટ ઝટ પોતાની ઊર્મિ કે વિચારનો **સ્ફોટ** કરી દે છે. પણ તેથી તે પોતાની વાતને નુકસાન પહોંચવા દેતો નથી. જતાં જતાં જોરથી પૂછડું પછાડતો ન હોય એમ **ચોટપૂર્વક** પોતાની વાત એ પૂરી કરે છે. અને એના ભણકારા સાંભળનારના ચિત્તમાં વાગ્યા કરે છે. એક અંગ્રેજ કવિએ તેથી અષ્ટકને ભરતીનું મોજું ધસી આવતું હોય એની સાથે, અને ષટ્કને એ મોજાના પાછા ફરી જવા સાથે (ઓટ સાથે) સરખાવેલ છે. સૉનેટનો અંત તે દૂર દૂર ક્ષિતિજમાં લીન થઈ જતા મોજાની જાણે મનોહર રેખા.

શેક્સપિરિયન સૉનેટમાં વિષય **ત્રણ ઊછાળાથી** આગળ વધે છે અને છેવટના યુગ્મમાં એને **પકડમાં** લેવામાં આવ્યો હોય છે.

આપણાં ગુજરાતી સૉનેટ પંક્તિવિભાગ અને પ્રાસરચનાને કારણે અનિયમિત ગણવાં પડે એમ હોવા છતાં, **વિષયનિરૂપણ**, **પલટો**, **સ્ફોટ** અને **ચોટ** સાધવામાં આવે ત્યાં સુધી સૉનેટના આત્માને પૂરેપૂરાં વફાદાર રહેવાના કારણે કુલિન સૉનેટ ગણાવાને પાત્ર છે.

૧. ૨. **શકલ**—ટુકડો. ૬. **પંચમહાભૂતો**—પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ. ૯. **ગંગોદક**—ગંગાજળ. ૧૩ **મિષે**—બહાને. **૧૪મી** પંક્તિ હૃદયની નિખાલસ છતાં ખુમારીભરી સાચી લાગણીને લીધે કેવી **સ-ચોટ** છે!

૨. ૧. **છંકારી**-છાંટી (છમ્ અવાજ ઉપરથી) ૪. **દગજલ**-આંખનાં આંસુ. ૧૩-૪. ત્રણે ચતુષ્કમાંનાં વારાફરતી (૧) નિસાસા, (૨) આંસુ અને (૩) ઉરધબક આપીને કહે છે કે, છેવટે તો મારી એ ચીજો મારી પાસેથી તારી પાસે જઈને નવા સર્જનની ક્રિયામાં તુજ સ્વરૂપને જ પામશે. શરૂઆતની બાર લીટીની ખુમારી સાથે **વિરોધમાં** આ એકાએક આવતો નમ્રતાભાવ કેવો દીપી ઊઠે છે? ]

## ૧. સ્મારક

[ પૃથ્વી ]

લઉં ગુલછડી ? સુગંધમય પાંખડી ? કે ઘડી
શિલાશકલને અબોલ વદનેય વાચા દઉં ?
વિરાટ નભમાળથી ચકચકંત તારા લઉં ?
ધરું ચરણમાં ? પળેપળ રચું નવી દીવડી !
સહસ્રકિરણાવલી રચિત દીપતી રાખડી
થકી ગ્રથિત વિશ્વનાં પરમ પંચતત્ત્વો : સહુ
તણા અચલ ચિત્રની જ સ્મૃતિ એક તારી ચહું.
કિયું રચું કહે અનન્ત યુગરાજથીયે વડી !

હતી રમતિયાળ તું, સરળ શાન્ત ગંગોદક;
સદા પતિતપાવની, કમલરેખ શી વિસ્તરી
વહી ઘનગભીર નિત્ય મુજ જીવને નિર્ઝરી
ઊડંત જગતાતની અતિ વિશાળ કો કલ્પના
સમી, તુજ મિષે કઈ નવીન હું રચું ભાવના ?
'ઇલા' શબ્દ એક એ જ નથી ભવ્ય શું સ્મારક ?

## ૨. વિસર્જન

[ શિખરિણી ]

પ્રભો ! છંકારી દે સકળ ગ્રહ, તારા ઉદધિમાં,
અને સંકેલી લે ઘડીક મહીં આ રાસ રમવા;
ચડી ચોપાસે જો, પ્રલયપૂર વ્યાપે પલકમાં,
ગ્રહી લેજે મારું દગજલ. ખૂટયે શક્તિમહિમા !
ત્રૂટે ગેબી ગુહા, અનલ સરખા વિશ્વ-ફરતા
કરે ઝંઝાવાતો, ફરી ફરી બધુંયે જગ સીઝે !
ખૂટે એ વાયુ તો હૃદયભરમાં દાહ દવતા
નિસાસામાંથી યે પ્રલયપૂર તો એક ગ્રહજે !
અને પ્હાડોના જો, વીજતણખથી ટોચ જ ફૂટે,

ઊના અંગારાથી ગગનપટ વ્યાપે રજરજે,
પરંતુ વજ્રો શા દૃઢ વીજકડાકા કદી ખૂટે,
અરે, આ હૈયાની ઉરધબક એકાદ ગ્રહજે!
નિસાસા, આંસુ ને ઉરધબક સર્વે મુજ વહી
થશે નક્કી દેવા! તુજમય નવા સર્જન મહીં.

'ઇલાકાવ્યો'માંથી

### સ્વાધ્યાય

૧. બંને સૉનેટ કયા રૂપની છે તે તપાસો.
૨. બંનેમાં ખુમારી કેવી છે તે દર્શાવો.
૩. બંનેમાં જે ચિત્રો રચાયાં હોય તે સ્પષ્ટ કરો.
૪. સૉનેટ શું તે (બીજા દાખલાઓ પણ લઈને) સમજાવો.

## ઝીણાભાઈ દેસાઈ–'સ્નેહરશ્મિ'

['સરિતાનું ગાન' એ રૂપક છે. મીઠી અંધની'દરમાં પડેલા શૈશવ (બાળપણ)ને જાણે દૂરથી સમુદ્રધ્વનિ — કોઈ મહાન આદર્શનો અવાજ બોલાવતો ન હોય એ દશાનું વર્ણન કરેલું છે. જીવન-વિકાસની વેદના ગાઈ છે. વિકાસ કરવો બહુ ગમે તો છે, પણ તેમાં કેટકેટલું ખોવાનું – પાછળ મૂકી જવાનું હોય છે? પણ બંને તે કેમ બને? એકની જ પસંદગી કરવી રહે. ૩. **દુર્ગો**–કિલ્લા. ૧૩. **અનિમિષ** — પાંપણના પલકારા વગર. ૩૯. **અતીત** — દૂર દૂર રહેલો.

બીજું કાવ્ય સૉનેટ છે, પલટો ૧૦મી પંક્તિથી છે. જીવનનદીનું **રૂપક** એમાં ગૂંથ્યું છે. નદીના જેવું સદ્‌ભાગ્ય માણસની જીવનનદીને પણ હશે કે? એમ પ્રશ્નરૂપે આખો ભાવ મૂકી કાવ્યને વધારે સૂચકતા આપી છે. ૧૧. **કાન્તારો** — વનો. ૧૩. **ગહરો**–ગભીરો.]

### ૧. સરિતાનું ગાન

[મંદાક્રાન્તા]

આવ્યો આવ્યો શત શત શિલા પર્વતો તોડી આવ્યો,
ઘૂઘ્ઘૂ ઘૂઘ્ઘૂ કરી ઘૂઘવતો ભવ્ય એ સાદ આવ્યો!

તૂટે દુર્ગો તિમિર ઘનના તેજઝોલે ઝૂલન્તા,
આઘાતે રે! જુગજુગજૂના બન્ધ મારા તૂટન્તા!
સુણું છું ઓ જલધિ! તવ એ સાદ ગંભીર આજે,
હૈયું મારું તવ મિલનના સ્વપ્નમાં મત્ત નાચે!
આજે મારી ચિરપરિચિતા શાન્તિનું મૂક ગાન
ગાજી ઊઠે કલકલ રવે, જાગતા સુપ્ત પ્રાણ!
આવું આવું ત્વરિત ગતિથી, ભવ્ય નિઃસીમ, આવું,
હૈયે મારે જુગજુગઝૂલ્યાં સ્વપ્ન સૌ સાથ લાવું?
આવું છું હું–પણ ઘડીક તું થોભને, ઓ કૃપાલ!
મારે કૈં કૈં સ્વજન તણી રે! આજ લેવી વિદાય!
તીરે મારે અનિમિષ દગે રાહ મારી નિહાળી
ઊભાં ગ્રામો, નગર વળી કૈં. તે બધાંને ઝુલાવી
લેવા દેને ક્ષણભર ઉરે, ને વળી અદ્રિ પેલા
તેનીયે હું લઈ લઉં રજા આજ રે! છેલ્લી વેળા!
ઘેરે મારે તિમિરશયને અદ્રિ કેરી ગુહામાં
સ્વપ્નો જેવી ચહુ દિશ પડી શ્યામળી એ શિલામાં
નાચી લૌં હું રૂમઝૂમ કરી; ને વળી પુષ્પપુંજ
ખોબે ખોબે મલકી મલકી ઢાળતી કુંજ કુંજ
માર્ગે મારે, ઉરસપન શાં શીકરે સીંચી તેને.
વ્હાલાં મારાં વન તણી રજા યાચીને આર્દ્ર નેણે,
પંખી, પુષ્પો, ગિરિ, તરુ, લતા સર્વને એકતારે
ગૂંથી હૈયે નચવી લઉં રે! આજ હું મુક્તધારે!
ને પેલી ત્યાં પુર-યુવતીઓ કોમલાંગી રૂપાળી,
તેની ક્યારે ઝીલીશ ફરી તે ઓષ્ઠની સ્નિગ્ધ લાલી!
તેનાં કૈં કૈં લલિત મધુરાં સ્વપ્ન શી દીપમાલા,
હૈયે મારે ઝૂલવી જગવું બેઉ મારા કિનારા!
કોને કોને સ્મરું? ઉર તણો ભાર રે! ક્યાં ઉતારું?
આજે મારી લહર લહરે ગાન શાં શાં જગાડું?

જ્યોત્સ્ના-ભીની રજની સ્મરું કે તેજ-પુષ્પે ગૂંથેલી
વેણી તેની અધ-ઊઘડી વા મંજરી સ્વપ્ન-ઘેલી ?
ને પેલી તે થનગન થતી ધેનુની ઘંટડીનો
ભુલાયે શે મધુર રણકો સ્નેહ-સત્કાર-ભીનો !
ને બંસી તે નટ ગજવતી ગોપબાલો તણી વા
મુગ્ધા મીઠી સ્મિતવતી સ્મરું ગોપિકા મંજુકેશા ?
જાણું ના રે ! મુજ ઉર તણી ઊર્મિઓ ક્યાં સમાવું ?
વ્હાલાં મારાં સ્વજન સ્મરું કે ગાન તારાં ગજાવું ?
જાગી ઊઠે ઉર ઉર મહીં વેદના ઓ અતીત !
આજે મારે હૃદય રણકે તારું ઉન્મત્ત ગીત !

'અર્ઘ્ય'માંથી

## ૨. મિલનનું સ્વપ્ન

[ શિખરિણી ]

ત્યજીને ખોળો કો ગિરિવર તણો, ને વનવનો
તણાં ગાનો કેરા નિજ લહરમાં ઝીલી પડઘા;
કદી વા ઊંચા કો ખડક કપરા કાળ સરખા
ગજાવીને ગાને ઘુમટ રચીને શીકર તણો;
ઘડીમાં દોડે કો તરલ મીઠી કન્યા સમ, અને
ઘડીમાં ફેલાતી ઉભય તટપે ગૌરવભરી
મહારાજ્ઞી જેવી; વહતી સરિતા જેમ ચમકે
સુણીને પ્હેલાં તો રવ ઉદધિનો, કિન્તુ ઊછળી
પછી ર્‌હેતી તે ત્યાં ક્યમ ગહન ને ભવ્ય સપને: —
પ્રભો, તેવી રીતે કદી સરળ વા કષ્ટ વહતી,
કદી કાન્તારોમાં પરમ સુખના, વા ખડક પે
મહા દુઃખો કેરા, કૂદડી કરતી જીવનનદી
સુણે આઘાતે જ્યાં ગહન ગહરો કાળરવ, ત્યાં
લખાશે ના ભાગ્યે મિલનસપનાં તું – ઉદધિનાં ?

### સ્વાધ્યાય

૧. બંને રૂપકો સ્પષ્ટ કરો.
૨. સરિતાને 'અતીત' પાસે પહોંચતાં શાં શાં સંવેદનો થયાં?
૩. 'વિકાસની વ્યથા' પર નાનો નિબંધ લખો.
૪. જીવનનદીનું ભાવિ કવિની નદી જેવું તમે કલ્પી શકો છો?
૫. બંનેમાં અંકિત થતાં ચિત્રો સ્પષ્ટ કરો.
૬. વર્ણમાધુર્યવાળી પંક્તિઓનો નિર્દેશ કરો.

## સુન્દરજી બેટાઈ

[ કવિનું વતન દ્વારકા પાસેના બેટમાં હોઈ, દ્વારકાની નદી ગોમતીનો તેમને પ્રત્યક્ષ પરિચય છે. ઈ. સ. ૧૯૩૨માં એ નદીમાં રેતીના બંધ રચાઈ જતાં સમુદ્રનું પાણી અંદર આવતું અટકી ગયું. ગોમતી સમુદ્રના પાણીથી જ ગોમતી બનતી. એટલે પાણી વિના એની શી સ્થિતિ થઈ હશે તે કહેવા કરતાં કલ્પવું વધુ સહેલું છે.

સદ્‌ભાગ્યે એ વેળુબંધ પાછળથી તૂટી ગયો હતો અને ગોમતી પહેલાંની જેમ જ હવે પ્રસન્ન જળપૂર્ણા બની ગઈ છે—પણ કવિએ આ કાવ્ય લખ્યું ત્યારે તો તે એ અણધારી આવી પડેલી આપત્તિમાં જ હતી.

૧. ૮. **અમરપંખિણી** — ઉષા. ૧૫. **વિલોલ** — તરંગવાળી. ૨૦. **ઉડુ** — તારા. ૨૫. **સલિલઊર્મિ** — પાણીનાં મોજાં.

૨. **કેડી** — ભજનની ઢબનાં કાવ્યો લખવાની આપણી જૂની પરંપરા આપણા કવિઓએ તદ્દન છોડી નથી દીધી તેનો આ એક સારો નમૂનો છે. કેડીનો વાચ્યાર્થ પગરસ્તો થાય. પણ આ ભજન રૂપકરૂપે હોઈ કેડીનો કોઈ વિશેષાર્થ કરવાનો રહે છે. આત્મા માટેની કેડી — જીવનના પરમ ધ્યેય પ્રતિ લઈ જતી કેડી — એવા અર્થમાં કાવ્યને સમજવાનો યત્ન કરી જોતાં અર્થ સ્પષ્ટ થશે. ૭. **પરમાણી** — માપીને ૧૦ **આરત** — આર્તિ, વેદના. ૧૫. **પૂરવ પ્રવાસી** — આગળ ગયેલા યાત્રીઓ. ૧૯. **મારગ-પ્રવાસી** — બ્રહ્મમાર્ગના પ્રવાસી. ૨૦. **હંસલા** — સદાત્મા. (સર૦ 'જૂનું થયું રે દેવળ જૂનું થયું', મારો હંસલો નાનો ને દેવળ જૂનું થયું.' મીરાંબાઈ.) ૨૧. **જીવનની જ્યોતિએ ઝંખાતી** — એ કેડી કયા પ્રકાશથી જોઈ શકાય છે? તો કવિ કહે છે કે જીવનની જ્યોતિ એ જ એ કેડી ઉપરના દીપક કે ધ્રુવતારક જેવી થઈ પડે છે.]

## ૧. ગોમતીને

[વસંતતિલકા]

૧

રે ગોમતી ! તુજ ઉરે કરી કૈંક ગેલ,
સંભારણાં મુજ ઉરે છલકે અનેક;
મારી સખીની સ્મૃતિસંગ સદા જડેલ
મારે ઉરે તું મચવે રસરેલછેલ.

૨

પૂરોણી કરી નિજ સુરમ્ય સુવર્ણપાંખ
ઊડે ઉષા પ્રતિપ્રભાત અગમ્ય પંથ;
એ પાંખના લલિત રંગ હરે તું વારે,
સૌભાગ્ય એ અમર પંખણીનું વધાવે.
સત્કારવા પરમ શાશ્વત યૌવનાને
તું હર્ષથી પરમ મંગલ ગીત ગાય,
કર્ણે ધરે નવ ધરે તુજ પ્રેમશબ્દો
ને ક્યાંય એ ગગનમાંહીં અદૃશ્ય થાય.
પ્રત્યેક પૂનમ ગણી નિજ પ્રેમપર્વ
તું અંતરે છલકતા અભિલાષ ભારે,
વ્હેતી વિલોલ લસતી સુખચન્દ્રિકામાં,
આહ્લાદ સંસ્મરણતારક સંસ્ફુરાવે.
એ ગેલ શું સ્મરણમાત્ર બની રહેશે ?
એ ગીતશબ્દ નવ શું ફરશે કદીયે ?
એ પ્રેમપર્વ શું હવે નહિ ઊજવાશે ?
ના અંતરે તું ઇન્દુનાં પ્રતિબિમ્બ ઝીલશે ?

૩

તારે જલે લલિત દેહછટા પસારી
સૌન્દર્યનું સુભગ દર્શન દિવ્ય દેતી,
મૂકે તરન્ત જલ નિર્મલ કન્યકાઓ

કૌમારકોમલ અનેક પવિત્ર ભાવો,
કૂદી કૂદી સલિલ-ઊર્મિ પરે તરન્તા,
વામો સવેગ નિજ નાનકડી ભરન્તા,
કૈં ખેલનાં હૃદયનાં જલને ઉછાળી!
કેવા હતા સરલ ચંચલ એ કુમારો!
શું એ સદાય વિરમ્યા વિમળા વિલાસો
કૌમારમુગ્ધ ઋજુ બાલક બાલિકાના ?
ઉલ્લાસ શું નહિ ઉરે કદીયે તું ધારે ?

૪

હા, ગોમતી! ક્યહિં શમી તુજ ઊર્મિમાલા ?
ક્યાં એ શમ્યા વિપુલ યૌવનના ઉછાળા ?
કાં અપ્રસન્ન મુખ તારું, સખી, દીસે આ ?
શી આવડી કનડતી ઉર શોકછાયા ?
માણ્યું અહીં શિશુપણું તુજ સંગ મેં તો,
ને મુગ્ધચિત્ત કંઈ યૌવન-આશ પોષી;
વૃદ્ધત્વની સુખદ કૈં કરી કલ્પનાઓ;
તૂટ્યા પરંતુ મુજ એ મનના મિનારા.

૫

[ અનુષ્ટુપ ]

મૃત્યુ શા વેળુના બન્ધે રૂંધ્યું જીવન તાહરું;
સિન્ધુ પ્રાણેશથી તુંને પાડ્યું છેટું સદાયનું !
વાયુ આ ભાખતો ભીનો તારી કરુણ વારતા;
સંભારું આર્દ્રભાવે હું તારી વિમલ રમ્યતા.

## ૨. કેડી

જોતાં જોતાં અમને કેડી રે લાધી
વંકાની જાય આઘી આઘી રે;
ભમતાં ભમતાં અમને કેડી રે લાધી,
જીવનની ખીણમાં ઝંખાતી રે,

એવી એવી અમને કેડી રે લાધી.
વચ્ચે વચ્ચે રે શીળા બાંધ્યા વિસામા
પંથીના થાક પરમાણી રે;
એવી એવી અમને કેડી રે લાધી.
પરબું બેસાડી કોણે મારગના વાંકમાં
તરસ્યાંની આરત જાણી રે?
ભમતાં ભમતાં અમને કેડી રે લાધી.
માંડ્યાં સદાવ્રત કૈંક મહાવ્રતીએ,
આતમને આજ ઉજાણી રે;
એવી એવી અમને કેડી રે લાધી.
પૂરવ-પ્રવાસી કેરી પ્રગટ પનોતી
ભાવિને રહેતી ઉજાસી રે;
ભમતાં ભમતાં અમને કેડી રે લાધી.
કોણ જોગી ને વળી કોણ રે સંસારી?
સહુ કોઈ મારગ-પ્રવાસી રે;
જાગી જાગીને કોઈ ભાગે છે હંસલા,
સૂતા છે કૈંક અભાગી રે;
એવી એવી અમને કેડી રે લાધી.
જીવનની જ્યોતિયે ઝંખાતી રે;
ભમતાં ભમતાં અમને કેડી રે લાધી.

'ઇન્દ્રધનુ'માંથી

# મનસુખલાલ ઝવેરી

[ જીવનની કોઈ મહદ્ ઘડી ક્યારે અને કેમ આવીને ચાલી જાય છે તેની પણ આપણને ખબર નથી પડતી, અને કેટલીક વાર એ ગયા પછી આપણે હાથ ઘસતા રહી જઈએ છીએ એવો અનુભવ કોને નથી હોતો ? અને એ વિરલ ઘડી એટલે શું ? આપણા મનની કોઈ અદમ્ય ઝંખનાની સિદ્ધિ ? ચિત્રકારની ઝંખના કોઈ શ્રેષ્ઠ કલાકૃતિ માટે હોય, કવિની કોઈ મહાકાવ્ય માટે, સેનાપતિની વિશ્વવિજય માટે — પણ બધીય ઝંખનાના સારરૂપ ઝંખના તો ઈશ્વર માટેની જ ને ? એટલે આ કાવ્યમાંના 'તું'ને ઈશ્વર લેખી કાવ્ય વાંચતાં આનંદ આવશે, કવિએ એમાં વર્ણનો છટાભર્યાં કર્યાં છે; અને તેમાં વૈવિધ્ય પણ સારું આણ્યું છે. વીજળીનું જ વર્ણન લો. કવિએ એકથી વધુ વાર વીજળીનો ઉલ્લેખ કર્યો છે, પણ તે દરેક વખત તેના વર્ણનમાં તે ચમત્કૃતિ લાવી શક્યા છે; અને છેલ્લો જ્યાં એનો ઉલ્લેખ આવે છે ત્યાં તો કવિએ વર્ણન-શક્તિનો પણ જાણે ચમકારો જ કરી મૂક્યો છે, આ રહી એ પંક્તિઓ —

ને વીજળીયે નિજ અંગ તેજને
વેરી રહે અંદર બ્હાર ને બધે.

કેવું સુરેખ ચિત્ર આ પંક્તિઓમાં ચીતરાઈ રહ્યું છે. બીજી પંક્તિમાંનાં 'ર'નાં આવર્તનો એ વેરાવાની-વરસવાની ક્રિયાને જાણે પ્રત્યક્ષ ન બનાવી મૂકતાં હોય એવાં લાગે છે, અને 'અંદર' માંના અનુનાસિકનો થડકારો 'બહાર'માંના 'આ'ના ઉચ્ચારણથી થતો સીમા-વિસ્તાર ને 'બધે'માંના 'ધે'ના ઉચ્ચારણમાં રહેલી પ્રવાહિતા વીજળીના પ્રકાશની ગતિ અને વિસ્તારનો આપણને કેટલો બધો સરસ ખ્યાલ આપે છે !

**પ્રદોષે** — સંધ્યાકાળે. **રજોટવાને પદપદ્મ** — ચરણરૂપી કમળને રજથી ખરડવા. **વંચના** — છેતરપિંડી. **પ્રથવી** — આ શબ્દને ખોટો કે છાપ-ભૂલવાળો નહિ લેખવો. પૃથિવી-પૃથ્વીમાંથી **તદ્ભવ** — જેમ અમૃતમાંથી અમ્રત.]

## ટકોરા

[મિશ્ર]

નિરાશ મારા ઉરની સમી ત્યાં હતી નિશા શ્યામળ બ્હાર જામી;
ઝડી રહી'તી ઝપટાઈ, તીખી ત્યાં વીજળી અન્તર મેઘ કેરું
દહી રહી'તી; ઘન યે ગડૂડી કમ્પાવતો'તો ઉર વ્યોમ કેરું.
કુટીરમાં કમ્પતી કાયથી હું પડ્યો હતો ટૂંટિયું મારું વાળી;
નેણે હતી ધાર ઢળી રહેલી, બળી રહી'તી મુજ આગ અન્તરે;
હતું મને આજ જરૂર આવશે તું, તેથી મેં રાહ અમીટ તાહરી
નિહાળવામાં દિન ગાળી નાખ્યો સવારથી સાંજ લગી ય આજનો.
અંધાર જ્યારે ઊતર્યાં અને આ ઘેરાઈ આકાશ ગયું ઘનોથી,
ત્યારે 'ન આજે ય તું આવિયો' કહી ઢળી પડ્યો દુર્બળ હું નિરાશ થૈ.
ન જાણું શાને, પણ રોજ મારે
નિહાળવાની તુજ રાહ, અન્તે ન આવતાં તું બનવું નિરાશ;
અને વિતાવી નિશ જેમ તેમ, દી ઊગતાં રાહ ફરી નિહાળવી.
'તું આજ તો નિશ્ચય આવશે' ગણી; નિરાશ થાવું વળી રાહ જોવી,
વળી નિરાશા, વળી ઝંખના; ને વીતી દિનો એમ જ માહરા જતા.
આજે ય એવું બનતાં નિરાશ થૈ હું ટૂંટિયું વાળી પડ્યો કુટીરે.
વિચારતાં: "કેમ તું આજ ના'વિયો?" ઝડી રહી'તી ઝપટાઈ બ્હારે,
ને વીજળી ત્યાં સળગી રહીને તડો મહીંથી મુજ બારણાંની
આવી કુટીરે મુજ આંખ આંજતી, કમ્પાવતી અન્તર મારું બ્હાવરું.
તહીં ટકોરા મુજ બારણે થતા, એ સાંભળી, આતુર દોડી, બારણું
ઉઘાડું, ત્યાં મેઘતણી ઝડી કો સૂ સૂ કરી માંહિ પ્રવેશતી અને
કુટીરને ને મુજને પલાળતી. ને બાર વાસી દઈ, હું ફરીથી
નિરાશ થૈને પડતો ઢળી ત્યાં.
ઝડી રહે છે ઝપટાઈ; વાદળાં રૂવે છે ગડૂડી, ચમકે છ વીજળી;
વીંટી વળે છે ઉરને નિરાશા, ને અંગને ટાઢ; અધીર કમ્પતો
વિમાસું: "આજે ય તું કેમ ના'વિયો?"

ફરી ટકોરા મુજ બારણે થતા, પરંતુ એ તો ભ્રમથી જ ભ્રાન્તિ સૌ
ગણી વિચારું મનમાં : " તું આ સમે ક્યાંથી જ આવે મુજ રંક બારણે?
વસન્તના વૈભવમાં ન આવિયો, ન આવિયો ગ્રીષ્મ તણા પ્રદોષે;
પ્રસન્ન ના પૂનમમાં પધારિયો, ન આવિયો વા સ્મિતમાં ઉષાના,
સંધ્યા તણી સોનલ પાંદડીમાં યે ના'વિયો તે ક્યમ આજની આ
ભેંકાર રાતે, પૂર કાદવોમાં રગ્દોળવાને પદપદ્મ આવશે?
ના, ના, ટકોરા તુજ ન્હોય; એ તો નિરાશ હૈયે ઊઠતી જ વંચના!"
અને પડ્યો હું રહું કોટડીમાં. ઝીંકાય છે બ્હાર ઝડી, કડાકા
કરી ગડૂડે ઘનનાં દળો, ને ઝંઝાનિલો સૂસવી સૂસવીને
ફૂંકાય જાણે પ્રથવી ઉખેડવા; મારે પડે અન્તર આજ ધ્રાસકા.
વંટોળના તાંડવનૃત્ય માંડે દીવાલ ડોલે મુજ ઝૂંપડીની;
ફાટક ત્યાં બારણું ઊઘડી જતાં ધસે ઝડી સૂચવતી જ કારમી;
ને વીજળી યે નિજ અંગતેજને વેરી રહે અંદર બહાર ને બધે.
એ તેજમાં દૂર સુદૂર ચાલી ન્હાળું જતી પ્રીતમ! કાય તારી;
હતા ટકોરા તુજ એ? હતો શું આવ્યો કુટીરે મુજ તું જ આ સમે?
ના'વ્યો તદા આતુર ઊઠિયો હું, આવ્યો, છતાં સંશયમાં પડી રહ્યો?
ઉઘાડવા બારણું યે ન ઊઠ્યો? હવે ફરીથી કદા આવશે તું?

## સ્વાધ્યાય

૧. ગદ્યમાં આ કાવ્યનો ભાવ ઉતારો.
૨. કેટલીક સારી પંક્તિઓનો ઉલ્લેખ કરો.
૩. આ કાવ્યની તમારા મન પર પડેલી છાપ વર્ણવો.

## રામપ્રસાદ શુક્લ

[ 'આંધી ' એ સૉનેટ એક મોટી ભાવના આપણી આગળ રજૂ કરે છે. વિશ્વમાં ગમે તેવા વંટોળ જાગે, ગમે તેવા ફેરફાર થાય, તોપણ આપણે બેચેની અનુભવવી જોઈએ નહિ. આપણી શાંતિ ચાલી ગઈ એમ ગણી વ્યાકુળ થવું જોઈએ નહિ. કેમકે આપણા જીવનમાં ઘણી વાર શાંતિ જેવું જે કાંઈ દેખાતું હોય છે તે સાચી શાંતિ હોતી નથી, જડતા ભરેલી 'આભાસ શાન્તિ' જ હોય છે. ઊલટું, તે જડતાને ખંખેરી નાખવા વંટોળિયા જાગે, પરિવર્તનો થાય તો તેમાં સાચી અને સબળ શાંતિનાં બીજ રહેલાં છે. ઉત્ક્રાન્તિ (વિકાસ evolution)ની આ શાન્તિને કવિ 'સત્‌શાન્તિ' કહીને ઓળખાવે છે, કેમકે તેમાં સૌ માનવજાતના કલહોનું શમન થઈ ગયું હશે અને એકતાભાવ એણે જન્માવ્યો હશે... માનવજાત યુદ્ધે ચડે છે, કેટલીક વાર કુદરતી પ્રકોપો માનવો ઉપર ગુજરે છે, ત્યારે ઉપરની ભાવના એ જ આપણું એક આશ્વાસન છે. **વિષયનિરૂપણ સૉનેટના અષ્ટક**માં છે. પ્રથમ ચાર લીટીમાં આંધીના દેખાવનું વર્ણન કરી બીજી ચારમાં પ્રશ્નોની મદદથી અલંકારવાણીમાં તેનું દર્શન કરાવ્યું છે. **ષટ્‌ક**ની શરૂઆતમાં અગાઉના પ્રશ્નોનો ઉત્તર ગૂંથીને કાવ્યમાં એકાએક **પલટો** સાધ્યો છે. પછી તરત જ કવિ પોતાની ભાવનાનો **સ્ફોટ** કરી દે છે. આખરની પંક્તિઓમાં—ખાસ કરી ૧૩ મીમાં—**ચોટ** સાધી છે. આરોહ અવરોહવાળા લાંબા સ્રગ્ધરા છંદની પસંદગી વિષયને ઘણી જ અનુરૂપ છે.

બીજું કાવ્ય એક મધુર કરુણ ગીત છે. ગીતમાં પ્રાસ તેના શ્વાસોચ્છ્‌વાસ જેવા હોય છે; પણ કેટલીક વાર અર્થ ખાતર પ્રાસને જતા કરવા પડે છે—કારણ કે અંતે મહત્ત્વ તો અર્થનું જ છે ને? વાણી જો અર્થવાહી ન હોય તો તેની શી કિમ્મત? એથી આ ગીતની બીજી કડીમાં કવિ સહેલાઈથી 'ઝૂમે છે'ની સાથે 'ઘૂમે છે'નો પ્રાસ મેળવી શક્યા હોત, પણ 'જામે છે'થી જેવું ચિત્ર જામે છે તે પછી રહેવા પામત નહિ. અર્થને વફાદાર રહેવા માટે તેમણે તે પ્રલોભન જતું કર્યું છે તે નોંધવા જેવું છે. ત્રીજું કાવ્ય એક મુક્તક છે. આ કાવ્ય પ્રકાર ઘણો મુશ્કેલ

હોય છે. એમાં ઘૂંટેલો ભાવ જો ન આવી શકે તો આ મુક્તકમાં વર્ણવેલી ગોદડી જેવું કાવ્ય બની જાય — પણ ના, એ ગોદડીમાંથી તો તારા દેખાય, જ્યારે પાતળા પોતના કાવ્યમાંથી કશું જ ન દેખાય. આ મુક્તકનું પોત તપાસવા માટે એને વારંવાર વાંચજો.]

## ૧. આંધી

[સ્રગ્ધરા.]

વિશ્વોના ગોળ ફૂટે, ગ્રહગણ ગબડે, ધૂમકેતુ વછૂટે
ને આખી યે ધરિત્રી ધણધણી ઊઠતી કારમાં કમ્પનોથી,
અદ્રિનાં શૃંગ તૂટે, સરિતગણ છળે, વાયુનાં વ્હેણ ગાજે,
સિન્ધુમાં આભ ડૂબે, સકળ દિશ તણી ચેતનાઓ હરાતી.
શું આ અંધારસેના, યમગણ ઊમટયાં, સૃષ્ટિનાં પાપ રૂઠયાં ?
વહ્નિજ્વાળે પ્રજાળે અસત-સતતણા પુંજને એક સાથે ?
વિશ્વે આંધી ચડી કે પ્રલય શરૂ થયો, રુદ્રનું નેત્ર ખૂલ્યું.
કે આ સંઘર્ષણોમાં મતિ ગતિ થિર ના માનવીનાં રહે છે ?
ના એ આંધી, નથી એ પ્રલય. નહિ વળી રુદ્રનું નેત્ર ખૂલ્યું,
ઉત્ક્રાન્તિની સવારી અદમ અજય એ વિશ્વમાંગલ્યભર્ત્રી.
આજે એના મુખે છો કપરી પ્રસવની વેદના ને અશાંતિ,
જેથી સંક્ષુબ્ધ ભાસે તદપિ ઝળહળે ભાવિ એનું પ્રસન્ન.
જાડયે આભાસ શાંતિ, સબલ વિમલ સત્ શાન્તિ ઉત્ક્રાન્તિ કેરી.
ફૂડા સંઘર્ષ વામી મનુજ હૃદયના ભાવનું ઐક્ય થાયે.

## ૨. અદીઠની ભાળ

લીલી વાડીમાં આંબલા લહેકે છે;
ડાળે ડાળે મંજરીઓ મહેકે છે. લીલી૦
ગાઢ જાંબુની કુંજ આ ઝૂમે છે;
એમાં જુગલ કપોતનાં જામે છે. લીલી૦
આ બાજુએ કોકિલા ક્યાં બોલી ?
ઉરે આતમ વિચારની આંખ ખોલી ? લીલી૦

આજ સૃષ્ટિ સંજીવની લાવે છે;
મારા ઉરના ઉચાટને શમાવે છે. લીલી૦
મને સરતાં સ્વપ્નાંની ચોટ વાગી;
એના વર્ણમાં અદીઠની ભાળ લાગી. લીલી૦

## ૩. શી ખોટ?

તારે જો બેસવાને જનસમૂહ વિષે એક ખૂણો ય લાધે,
ગાવા બે-ચાર ગીતો ઘડીક પણ મળે તાલ બે'ના કરોનો,
સૂવાને ગોદડી જે મહીંથી નિરખવાં ઘૂમતાં વ્યોમ ચક્રો,
ખાવાને રોટલા બે, જીવન મહીં પછી ખોટ શી, ભાઈ, તારે
કે તું રે ના વહાવે જીવનરસ દુઃખો સૃષ્ટિનાં ફેડવાને?

### સ્વાધ્યાય

૧. 'આંધી'માં મુખ્ય વિચારનો પ્રવાહ કઈ પંક્તિ આગળ વળાંક ખાય છે તે જણાવો.

૨. કવિએ કઈ કઈ ઉત્પ્રેક્ષા અને પુનરુક્તિ વાપરી છે તેનો નિર્દેશ કરો.

૩. ઉત્ક્રાન્તિની સવારીનું વર્ણન કરો, કવિ એને માંગલ્યસત્રી તરીકે કેમ વર્ણવે છે?

૪. 'આભાસશાન્તિ' એટલે કઈ શાન્તિ? કોઈ પરાધીન પ્રજાના જીવનમાં જે શાન્તિ પ્રવર્તતી હોય તે 'આભાસશાન્તિ' કહેવાય? કવિની 'સત્-શાન્તિ'ની કલ્પના શી છે? 'સ્મશાન-શાન્તિ'—એ પ્રયોગ તમે સાંભળ્યો છે?

૫. સ્વપ્નાની ચોટ વાગતાં કવિને લાભ થાય છે કે હાનિ તે બતાવો.

૬. 'શી ખોટ?'નો અર્થ સમજાવો.

## ત્રિભુવનદાસ લુહાર—સુન્દરમ્

[કાવ્યનું મથાળું જ આખા કાવ્યને સમજાવી દેતું હોય એવાં આ બન્ને કાવ્યો છે. 'ઘણ ઉઠાવ'માં છંદ અને ભાષાનો કવિએ એટલો તો સારો મેળ સાધ્યો છે કે ઘણના ફટકાના ઘણણણાટના જાણે આપણી ચારેપાસ પડઘા ગાજી રહે છે.

૩. **થર**— જડતાના. ચોથી પંક્તિમાં જીર્ણ (જૂના પુરાણા) યુગના જડત્વના થર તરીકે ઉલ્લેખ થયો છે. **હૃદય-ચિત્ત કાર્ય**—એ થર શેના પર ચડ્યા છે? તો મનુષ્યના હૃદય, ચિત્ત અને કાર્ય ઉપર-કિંકર્તવ્યમૂઢ બનેલાં માનવીઓની એ મૂઢતા તોડવા માટે ઘણના ફટકાની જરૂરિયાત સૂચવી છે. ૧૧ **ધરાઉરદટાઈ**—સમાસ તરીકે આખો શબ્દ લેવો. ધરાના અન્તરમાં—પૃથ્વીના પેટાળમાં દટાયેલી 'મૂર્છિત પ્રચંડ જ્વાલાવલી'. ૧૨ **બહિર્ગત**—બહાર નીકળતી. બારમી પંક્તિ સુધી તોડવા માટેનું ઉદ્બોધન છે, તેને માટે સમુદ્રનાં એક પછી એક ઊંચાં ઊંચાં ચઢી કિનારા સાથે જોરથી અફળાતાં મોજાં જેવો બે આરોહ અને એક અવરોહવાળો પૃથ્વીછંદ વાપરી જગતને નવા ઘાટ આપવાની પ્રેરણા માટે ધીરગતિથી વહેતા સ્રગ્ધરામાં ખંડ પાડી તેની ધીરતામાં વેગ આણી કવિએ કાવ્યભાવને ઘણી સારી રીતે પુષ્ટ કર્યો છે. તેનો અભ્યાસ કરજો.

૨. **ફૂટપાથનાં સુનાર**—આપણાં શહેરની સમૃદ્ધિએ રચેલા માનવીજીવનનું એક અતિ કરુણ ચિત્ર. **ફૂટપાથ**—શહેરના સરિયામ રસ્તાની બન્ને બાજુના રાહદારી માટેના પથ્થરના 'પગ રસ્તા'. '**પથારી પથ્થરપોચી** શબ્દો નોંધજો. ૫. '**પથ્થર પંથશાયી**—પથ્થરના માર્ગ પર સૂતેલા. પાંચમીથી આઠમી પંક્તિ સુધીમાં કેવો તીખો અને વેદના-ભર્યો કટાક્ષ છે! 'તાઢી સપાટી' અને 'સો મણની તળાઈ શી'માં કેવો વિરોધ સાધ્યો છે! આવું કરુણ જીવન છે તો બિચારાં એ જીવે છે કેમ? નવમી પંક્તિમાં કવિ એનો જવાબ આપે છે. એમને જીવવાની ભૂખ છે—**જિંદગીભૂખ્યાં** છે. અગિયારમી પંક્તિમાં ડબલાનું વર્ણન પણ કરુણ ભાવને કેવું પોષે છે! ૧૩. **જાગૃતિ**—કઈ જાગૃતિ સરી ગઈ

છે? જીવનની અશાન્તિને જે જન્માવે તે, કાળજીપૂર્વક આ પંક્તિનો અભ્યાસ કરજો. ૧૫. આ બધો સમુદાય અહીં ક્યાંથી આવી ચઢ્યો? **કારમા પરિસ્થિતિચક્ર**—સંજોગને બલે. સોળમી પંક્તિમાં જે વેદનાભર્યું ચિત્ર છે તે નોંધજો. ૧૮. **કપાળે હાથ કૂટીને**—કેટલું બધું સાચું! આનું કારણ શું? ૧૯–૨૦ પંક્તિમાં કવિ એ કારણોની અટકળ કરે છે. ૨૧. સંપત્તિની જાણે બે પડવાળી ઘંટી હોય અને તેમાં માનવીઓને પીસી—તેમના સત્ત્વરૂપી લોટ લઈ જાણે આ ફોતરાં ન ફેંક્યાં હોય એવાં આ બાપડાં લાગે છે. ૨૮. જાગૃતિ પોતે જ ઊંઘે છે—એટલે કે એ બધાં એટલાં તો જીવનાઘાતથી મૂઢ થયાં છે કે અત્યારે તો ગાઢ મૂર્છામાં પડ્યાં છે એથી જાગૃત્તિ જેનો સ્વભાવ જ જાગવાનો છે તે પણ જાણે ઊંઘતી દીસે છે; અને એમની સારી સ્થિતિ થવાના યોગનું ચક્ર પણ આજે સૂતું દેખાય છે. ૩૧ થી ૩૪. રખેને એ બધાં જાગી જાય એ ડરથી તેમને સદાય ઊંઘતાં રાખવા શી શી યુક્તિઓ થાય છે અને તેને માટે કવિ કેવાં કેવાં **દૃષ્ટાંત** યોજે છે તે જોજો. કેટલીક વાર ધર્મ, રાષ્ટ્રપ્રેમ વગેરેને બહાને પણ ગરીબોને ચૂસવામાં આવે છે. આવા પ્રસંગો ઇતિહાસમાંથી શોધી કાઢજો. ૩૩ મી પંક્તિથી કવિતામાં આવતો પલટો ધ્યાનમાં રાખજો. ધીરે ધીરે એ પલટામાં કવિએ કેવો વેગ મૂક્યો છે તેનો અભ્યાસ કરજો. 'પથ્થરે પાંખ આવશે' 'અકાલે ક્રાન્તિ લાવશે' જેવી પંક્તિઓ હૃદયની સાચી ઊર્મિ કેવા વેગથી વ્યક્ત થઈ શકે છે તેના નમૂના જેવી છે. ૩૫. **સંચિતા**—ભેગી થયેલી, એવી સંપત્તિથી તો વિપત્તિનાં તોફાનો જ જાગે. ૩૬. એ મોટા મહેલો કેવા ભયંકર ભોગે ચણાયા છે! —અનેકને પાયમાલ કરી એ પહાડ જેવા ઊંચા બન્યા છે! ૩૮. એ સંપત્તિ પોતે જ પોતાના નાશનો નશો પી રહી છે. ૪૦. એ સંપત જ ક્રાન્તિની જનની છે, અને ૪૧–૪૨. એ ક્રાન્તિનું ચિત્ર! કેવું ત્રાસજનક છે! 'હર્મ્યવાસીને ચણાની જેમ ભૂંજશે' પંક્તિ વાંચતાં જાણે ત્રાસથી આપણી આંખ આપણને બીડી દેવાનું મન થઈ આવે છે—એ કારમું દૃશ્ય નથી સહેવાતું જાણે! ૪૫–૪૬. માં કવિએ એક મહાન સત્ય ગૂંથી લીધું છે. માણસે વિકાસનો ક્રમ સમજીને જ ચાલવું રહ્યું—એમ ન કરે તો સત્યાનાશ ઊભું જ છે! ૪૯. **પિષ્ટ**— પિસાયેલા. એમની પૂંજીનું વર્ણન પણ કેવું કરુણ છે! 'પિષ્ટ પ્રાણની' 'રૂંઢેલી જિન્દગીઓની' અને 'તપેલી ઉરઊર્મિની' પૂંજીનું ચિત્ર કદી ભુલાશે ખરું?]

## ૧. ઘણ ઉઠાવ

[પૃથ્વી]

ઘણુંક ઘણું ભાંગવું, ઘણ ઉઠાવ, મારી ભુજા!
ઘણુંક ઘણું તોડવું, તું ફટકાર ઘા, ઓ ભુજા!
અનંત થર માનવી હૃદય-ચિત્ત-કાર્યે ચઢ્યા
જડત્વ યુગ જીર્ણના, તું ધધડાવી દે ઘાવ ત્યાં.
ધરા ધણધણે ભલે, થરથરે દિશા. વ્યોમમાં
પ્રકંપ પથરાય છો, ઉરઉરે ઊઠે ભીતિનો
ભયાનક ઉછાળ છો, જગત જાવ ડૂબી ભલે,
પછાડ ઘણ ઓ ભુજા! ધમધમાવ સૃષ્ટિ બધી!
અહો યુગયુગાદિનાં પડ પરે પડો જે ચઢ્યાં!–
લગાવ ઘણ! ઘા, તુટો તડતડાટ પાતાળ સૌ,
ધરાઉરદટાઈ મૂર્છિત પ્રચંડ જ્વાલાવલી
બહિર્ગત બની રહો વિલસી રૌદ્ર ફુત્કારથી.
તોડીફોડી પુરાણું,
તાવી તાવી તુટેલું,
ટીપી ટીપી બધું તે અવલનવલ ત્યાં અર્પવા ઘાટ એને
ઝીંકી રૂહે ઘા, ભુજા ઓ! લઈ ઘણ, જગને ઘા થકી ઘાટ દેને!

## ૨ ફૂટપાથના સૂનાર

સૂતાં છે સોડમાં લેઈ પૂંજીઓ પોટલી તણી,
ફાટેલાં ચીંથરાંની કે સૂકેલી રોટલી તણી.
વિશાળા રાજરસ્તાના વિશાળા ફૂટપાથની
પથારી પથ્થરપોચી કરી પોઢ્યાં પ્રશાન્ત સૌ.
પોઢાડવા પથ્થર-પંથ-શાયીને હોટેલમાં ગાયન છે થૈ રહ્યાં,
પિશાબખાનાં તણી વાસવંતો વાયુ થઈ વીંઝણલો વહી રહ્યો,
ને મીટરોના થડકાટ બાજે લક્ષ્મીપરીના ઘૂઘરા સમાણા,
તાઢી સપાટી ફૂટપાથ કેરી આમંત્રતી સો મણની તળાઈ શી!

સૂતાં છે બાળ ને બુઢ્ઢાં, જુવાનો જિંદગીભૂખ્યાં,
અધૂરે વસ્ત્ર ને પેટે ગંદકીની ગમાણમાં.
પડ્યાં છે ડબલાં ઊંધાં પાણીનાં હાથ વાગતાં,
ઊંઘમાં અંગ આકારો ધરે બેડોળ એમનાં.
પ્રશાન્ત છે. જીવનની અશાંતિને જન્માવનારી સરી છે જ જાગૃતિ.
પ્રશાન્ત કાયા; મન આત્મ એમનાં અનાદિથી જાગૃતિહીન શાંત છે.
પરિસ્થિતિચક્ર ચલંત કારમું ખેંચી અહીં આ સમુદાય લાવ્યું,
જતું રહ્યું જ્યાં શિરથી જ છાપરું ગયું હશે શું નહિ શું જ એમનું?
ગયું શાને, કશી રીતે, સમજ્યાં સમજ્યાં ન એ,
કપાળે હાથ કૂટીને અહીં સૂતાં થયાં જ એ.
આત્મઅજ્ઞાનનો દોષ. સકંજો કે સમાજનો,
શાહુકાર તણી સૂડી, રાજ્યની કે ખફાદિલી:
એ કૂટ કૈં કારણમાળ ઊઠતી, સંપત્તિના સંગ્રહચક્ર કેરી,
ભીંસીપીસી માનવમાળખાં એ, લે લોટ, આ ફેંકી દીધાં જ ફોતરાં.
વિમૂઢ એ અંતરચિત્ત બાપડાં સંજોગ વંટોળ વિષે ફસાયલાં,
ઊડે પડે ચક્કરતાં, ઘવાતાં, પૃથ્વી પરે સૌ પછડાય પામરાં!
કોણને પ્રાર્થવું, કોને દોષવું યાચવું વળી,
અજાણ્યાં જિન્દગીના આ ગૂઢ આડંબરો થકી,
જાગૃતિ ફૂંકતી જ્વાલા શમતાં તે પડ્યાં અહીં,
જાગૃતિ ઊંઘતી જાતે, ચક્ર સંયોગનું સૂતું.
એ જગના અંતરને ઊંઘાડવા યોજાય છે યુક્તિ પરંપરાઓ—
આચારની, ભક્તિની, રાષ્ટ્રભાવની મોહોર્મિજાળો મધુ ઘેન પ્રેરતી.
ઊંઘાડવાની પણ ઔષધિ કદી જગાડવાની જ બની પડે કદી,
જંજીરને જે ઘડતી હથોડી ઘડી દિયે છે સમશેર કોક દી.
જાગશે ભૂમિ પોઢ્યાં આ, પથ્થરે પાંખ આવશે,
કાલે તો ભીખશે જોકે, અકાલે ક્રાન્તિ લાવશે.
સંપત્તિ સંચિતા સર્જે ઝંઝાનિલો વિપત્તિના
એહના ગિરિ શા હર્મ્યો સર્જે દારિદ્ર્ય-જંગલો.

દિનેદિને એ દડતી દરિદ્રતા સંપત્તિને અર્પત ખાદ્ય મોંઘું.
ઐશ્વર્ય વિસ્તાર થકી જ રાચતી સંપત્તિ પીતી નિજ નાશનો નશો.
દારિદ્ર્યનો એ દવ દીન કેરાં હૈયાં વિશે નિત્ય થતો જ સંચિત,
હર્મ્યે થતી સંચિત સંપતો એ, સંચે અરે સત્ત્વ જ ક્રાન્ત કેરાં!

દારિદ્ર્યારણ્યથી રે હા દાવાનળ ભભૂકશે,
સુખિયાં હર્મ્યવાસીને ચણાની જેમ ભૂંજશે;
ગુંજશે કારમાં ગીતો, સોણલાં મિષ્ટ ભાંગશે,
જાગેલું સત્ત્વ સૃષ્ટિનું ના પછી ભીખ માંગશે.

વિકાસનો જે ક્રમ તે પિછાન્યા વિના કદી માનવ અંધ ચાલશે,
વિકાસના ગર્ભ વિષે ભરાયલો સંહાર ત્યાં સર્જન અર્થ આવશે!
એ ભાવિની મંગલનાદ ઘંટા ગુંજારતી કર્ણ વિષે મધુરવું,
પ્રચ્છન્ન એના અધૂરા નિનાદના અભાન આશ્વાસનમાં સૂતાં આ.

સૂતાં છે સોડમાં લેઈ પૂંજીઓ પિષ્ટ પ્રાણની,
રૂકેલી જિન્દગીઓની તપેલી ઉર-ઊર્મિની,
વિશાળી સંપતે સર્જ્યાં વિશાળાં દુઃખધામની
પથારી પથ્થરપોચી વિષે પોઢ્યાં પ્રશાન્ત છે!

## સ્વાધ્યાય

૧. ઘણ ઉઠાવવાની ઘોષણા કવિ શા માટે કરે છે? શું શું ભાંગવાનું છે?

૨. એ ભાંગીને નવું શું બનાવવાનું છે?

૩. 'ફૂટપાથનાં સૂનાર'ના વર્ણનની મદદ લઈ 'ફૂટપાથના સૂનાર'નું એક રેખાચિત્ર દોરો.

૪. 'ફૂટપાથનાં સૂનાર'માંથી કેટલાંક જોરદાર ચિત્રો વર્ણવો.

૫. કવિ ક્રાન્તિનાં બીજ શામાં જુએ છે?

૬. એ ક્રાન્તિ વિષે કવિ કેવી આગાહી કરે છે તે જણાવો.

# ઉમાશંકર જોષી

[આ ત્રણે કાવ્યો ગીતના પ્રકારનાં છે. ગાવા માટે લખાયેલું કાવ્ય તે ગીત. ત્રણેના ઢાળ એટલા સરળ છે કે સહેજ પ્રયત્ન કરતાં સહેલાઈથી એ ગાઈ શકાશે. પહેલા ગીતમાં દરેક ચરણે એક એક સુરેખ ચિત્ર ચીતરાઈ રહે છે. સમુદ્રમાં હોડી જેમ જેમ આગળ જાય તેમ તેમ એક પછી એક ક્ષિતિજો ઊઘડતી જાય તેનું વર્ણન કરતી પંક્તિ 'સામે આભના તે આંગળા ખૂલે' એનું સુન્દર ઉદાહરણ છે. આ કાવ્યને રૂપક કાવ્યનો— એક પ્રકાર લેખી કોઈ વિશેષાર્થ કાઢવાનો પ્રયત્ન કરવા કરતાં માત્ર એક હોડીના જ વર્ણન લેખે વાંચતાં સહજ રસાસ્વાદ થઈ શકશે.

બીજું ગીત માનવ હૃદયની સૂક્ષ્મ લાગણીઓને સ્પર્શે છે. કાવ્યમાં કોઈ એક ગીતની શોધનું વર્ણન આવે છે. એ ગીત કયું છે તે તો આપણને સ્પષ્ટ રીતે નથી કહેવામાં આવતું. પણ એ ગીતની શોધ ક્યાં ક્યાં કરવામાં આવી છે તે જણાવ્યું છે. શ્રી નરસિંહરાવ કૃત 'તુજ પ્રેમના સંદેશ ક્યાં?' કાવ્ય ઉપરની નોંધ જોજો, અને તેની સાથે સરખાવીને આ કાવ્ય વાંચજો. ત્રીજા ગીતમાં જે ભાવ છે તેવો ભાવ કોઈ વખતે તમે પણ નથી અનુભવતા? અને કોકિલાનો માળો એટલે શું? કોકિલા માળો બાંધે છે? કે અશક્ય વસ્તુઓની જ આ ઝંખના છે?]

## ૧. હોડીને દૂર શું? નજીક શું?

છોને છોડે એ ભૂમિના કિનારા ને બંદરના મિનારા,
કે હોડીને દૂર શું? નજીક શું?
એક વાર સઢ ભર્યા ફૂલ્યા, ને વાયરા ખૂલ્યા,
કે હોડીને દૂર શું? નજીક શું?
સામે આભના તે આગળા ખૂલે, ને પંથ નવા ગૂલે,
કે હોડીને દૂર શું? નજીક શું?
એના પહોળા પાલવ દૂર ફરકે, ને ઝીણું ઝીણું મરકે,
કે હોડીને દૂર શું? નજીક શું?
કદી ફૂદી દે તારલાને તાલી, હસંત મતવાલી,
કે હોડીને દૂર શું? નજીક શું?

કદી ઝંઝાને વીંઝણે રમન્તી, તૂફાને ભમંતી,
કે હોડીને દૂર શું? નજીક શું?
એ તો સરખાં સમોવડાંને ભેટે, ત્રિકાળને ત્રિભેટે,
કે હોડીને દૂર શું? નજીક શું?
આજ બીજકળા દેખીને ઊપડી, પૂનમ એની ઢૂકડી,
કે હોડીને દૂર શું? નજીક શું?
એણે ધ્રુવતું નિશાન ભલું તાક્યું, બાકી ન કાંઈ રાખ્યું,
કે હોડીને દૂર શું? નજીક શું?
છોને છોડે એ શહેરના મિનારા, ને ભૂમિના કિનારા,
કે હોડીને દૂર શું? નજીક શું?

## ૨. ગીત ગોત્યું ગોત્યું

અમે સૂતા ઝરણાને જગાડ્યું, ઉછીનું ગીત માગ્યું,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે વનવનના પારણાંની દોરે, શોધ્યું ફૂલોની ફોરે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે ગોત્યું વસંતની પાંખે, ને વીજળીની આંખે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે શોધ્યું સાગરની છોળે, વાદળને હિંડોળે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે ગોત્યું કંઈ સેંથીની વાટે, લોચનને ઘાટે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે ખોળ્યું શૈશવને ગાલે, કે નેહનમી ચાલે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે જોયું જ્યાં સ્વર્ગંગા ઘૂમે, ને તારલાની લૂમે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે જોઈ વળ્યાં દિશ દિશની બારી. વિરાટની અટારી,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.

ઉરે આંસુ પછવાડે હીંચંતું, ને સપનાં સીંચંતું,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.

'નિશીથ'માંથી

## ૩. ભોમિયા વિના

ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા,
જંગલની કુંજ કુંજ જોવી હતી;
જોવી'તી કોતરો ને જોવી'તી કંદરા,
રોતાં ઝરણાંની આંખ લ્હોવી હતી.
સૂના સરવરિયાની સોનેરી પાળે,
હંસોની હાર મારે ગણવી હતી;
ડાળે ઝૂલંત કોક કોકિલાને માળે,
અંતરની વેદના વણવી હતી,
એકલા આકાશ તળે ઊભીને એકલો,
પડઘા ઉર બોલના ઝીલવા ગયો.
વેરાયા બોલ મારા, ફેલાયા આભમાં,
એકલો, અટૂલો ઝાંખો પડ્યો.
આખો અવતાર મારે ભમવા ડુંગરિયા,
જંગલની કુંજ કુંજ જોવી ફરી;
ભોમિયા ભૂલે એવી ભમવી રે કંદરા,
અંતરની આંખડી લ્હોવી જરી.

'ગંગોત્રી'માંથી

### સ્વાધ્યાય

૧. 'હોડી' સંબંધીના કાવ્યનું ધ્રુવપદ સમજાવો.

૨. આ ત્રણે કાવ્યોમાંથી કેટલીક સુંદર પંક્તિઓનો ઉલ્લેખ કરી તે પંક્તિ શાથી સુંદર બની છે તે જણાવો.

૩. કોકિલા માળો બાંધે છે ? કોકિલાના માળાથી કાવ્યમાં શું અભિપ્રેત છે તે જણાવો.

૪. 'ગીત ગોત્યું ગોત્યું' અને 'તુજ પ્રેમના સંદેશા ક્યાં!' કાવ્યની તુલના કરો.

૫. 'ભોમિયા વિના' કાવ્યનું રહસ્ય સમજાવો.

# ‘ આસીમ ’ રાંદેરી

[ માતા પ્રત્યેના પ્રેમનું આ કાવ્ય છે. તે બતાવવા માટે કવિએ વિષયની પસંદગી ઉત્તમ રીતની કરી છે. જેને આંખ નથી તેવી એક બાલિકા જેટલી તીવ્રતાથી આ ભાવ કોણ અનુભવી શકે ? એને તો પોતાની ઉપર અનહદ ઉપકાર કરનારી માતાનું મુખ પણ જોવા મળ્યું નથી ! કવિએ પ્રભુ પ્રત્યેની પ્રાર્થનાના રૂપમાં કાવ્ય રજૂ કર્યું છે એ બીજી એક મોટી ખૂબી છે. તે સિવાય એ છેવટની ‘ તુજને પણ જોવાની ઇચ્છા, ઓ પ્રભુ ! હા, હા, નથી ’ પંક્તિ કેમ આપી શકત ?

આ સંગ્રહમાં આ વિષય ઉપર એક ચિત્ર છે. આ કાવ્ય અને એ ચિત્ર બંનેનો આસ્વાદ એકમેકની મદદથી વધારે લઈ શકાશે. ૮ **નેઅમત** — ઈશ્વરી ભેટ. ]

## આંધળી છોકરી

તેં ચમક તારાને અર્પી, ચાંદને દીધો પ્રકાશ,
સૂર્યને પણ તે જ દેવામાં, ન તેં રાખી કચાશ !
કોણ છે સૃષ્ટિ મહીં, તુજ નૂર-દૃષ્ટિથી નિરાશ ?
ઓ પ્રભુ ! મુજને છતાં એની નથી ઈર્ષા કે આશ !
  એક ઇચ્છા છે કે મારી માનું મુખડું જોઈ લઉં !
લોક કે' છે કે ઘણાં રંગોથી છે દુનિયા ભરી,
લાલ, પીળો, વાદળી, લીલો, ગુલાબી, કેસરી !
આંખવાળા કાજ, એને ‘ અમૃત ’ ભલે હો અવતરી
મુજને એ જોવા, પ્રભુ ! ઇચ્છા નથી મનમાં જરી ! !
  એક ઇચ્છા છે કે મારી માનું મુખડું જોઈ લઉં !
સાંભળું છું, બાગમાં ફૂલો ખીલે છે બેશુમાર,
ધુવે છે, ઝાકળનાં બિન્દુ કળીઓ-મુખ પ્રત્યેક સવાર;
કે'છે સખીઓ, બાગમાં લૂંટે છે શ્રાવણની બહાર;
હું નથી કહેતી, ‘ એ સૌ નિરખું ! ’ ઓ મુજ પરવરદિગાર !
  એક ઇચ્છા છે કે, મારી માનું મુખડું જોઈ લઉં !
કોણ છે, મમતાથી મુજ સેવા કરી, જીવે છે જે ?

શ્વાસ ઠંડા, ઠંડા મુજ ગમમાં ભરી, જીવે છે જે?
ઓ પ્રભુ! મુજમાં કંઈક આશા ધરી, જીવે છે જે!
હે! મને જિવાડવા, પોતે મરી, જીવે છે જે!
  એક ઇચ્છા છે એ મારી માનું મુખડું જોઈ લઉં!
કેવી છે એ મા, અને એ મામાં શું એવું હશે?
જેના કદમોમાં છે જન્નત, તેનું મુખ કેવું હશે!
ઓ પ્રભુ લોકો કહે છે, શું ખરું તેવું હશે?
તો પછી એ મુખ ખરેખર નિરખવા જેવું હશે!
  એક ઇચ્છા છે એ મારી માનું મુખડું જોઈ લઉં!
મારી આંખોને લગારે નૂરની પરવા નથી,
આંધળાપણનું, જરાયે દિલમાં દુઃખ મારે નથી;
જોવાવાળી આંખની ઈર્ષા નથી, ઇચ્છા નથી;
તુજને પણ જોવાની ઇચ્છા, ઓ, પ્રભુ! હા, હા, નથી;
  એક ઇચ્છા છે કે મારી માનું મુખડું જોઈ લઉં!

## સ્વાધ્યાય

૧. માતા પ્રત્યેનો સ્નેહ કવિએ કેવી રીતે નિરૂપ્યો છે?

૨. શ્રી. ઠાકોરનાં 'માતૃસ્નેહ' જોડે આ કાવ્યને સરખાવો.

૩. વૈશંપાયન પોપટે અનુભવેલા વાત્સલ્ય સાથે આ કાવ્યના ભાવને સરખાવો.

૪. 'મા' ઉપર નિબંધ લખો.

# નર્મદાશંકર

[નર્મદનો આ લેખ પોણોસો વર્ષ ઉપર લખાયેલો હોવા છતાં તેમાં એણે 'કવિ અને કવિતા' અંગેના જે મુખ્ય મુખ્ય વિચારોની ચર્ચા કરી છે એમાં ભાગ્યે જ પાછળથી બહુ ઉપયોગી ઉમેરો થયો હોય. પોતે આપણી જોડે વાત કરતો હોય તેમ એ પોતાનો વિષય આપણને સમજાવતો જાય છે. વચ્ચે પોતાની તસવીર એક કડિયાએ કેમ લીધેલી તેનો હેવાલ આપે છે ત્યારે થાય છે કે એના પોતાના માણસ ગણીને જ જાણે આપણી જોડે વાત કરતો ન હોય. વચ્ચે વળી વિષયાંતર થઈ જતું હોય એમ લાગતાં, 'ઊભા રહો. આપણે આડા જઈયે છે,' કહી વાતને પાછી પાટે ચડાવે છે. આમ એના લખાણમાં આત્મીયતા ઉપરાંત નિખાલસતા પણ આપણને દેખવા મળે છે.

લેખમાં પહેલાં એણે, મનુષ્યમાત્ર તે જ્યાં સુધી સુખ અને દુઃખની લાગણી અનુભવવાની એને શક્તિ છે ત્યાં સુધી કવિ છે એમ કહી આપણ સૌને કવિ ઠરાવી આપણો પ્રેમ જીતી લીધો છે! પણ પછી ક્રમે ક્રમે ઉપરના વિચારમાંથી બાદબાકી કરતો જાય છે ને છેવટે સાચા કવિ કોને કહેવા તે બતાવે છે. . . . ભાષામાં રચના કરે તેને જ કવિ કહેવા એવું નથી એમ એ બતાવે છે. નૃત્ય, સંગીત, ચિત્ર, શિલ્પ (મૂર્તિ-રચના) અને સ્થાપત્ય (ઇમારતોની રચના)—એમાંની એક પણ કળા જેને આવડતી હોય તે કવિ છે, એટલું જ નહિ, કાયદા બનાવનાર, મોટાં મોટાં શહેરો બાંધનાર, તેઓ પણ કવિઓ છે. શરૂઆતમાં કવિનો જેમ 'સાધારણ અર્થ' આપ્યો હતો તેમ આ 'વિસ્તીર્ણ અર્થ' હવે આપ્યો. . . . પછી કવિ ભાષા દ્વારા થતી કવિતાની જ વાત કરે છે, કેમકે બોલચાલમાં તેને જ આપણે કવિતા કહીએ છીએ. પણ તે કવિતા રાગડામાં નથી તેના અર્થ અને રસમાં છે એ બતાવે છે. . . . પછી કવિતા વિષે કહે છે. હોય તેવું બતાવવું—ફોટોગ્રાફી એ કવિતા નથી. ભવિષ્યમાં પણ કેવું હશે એ તરફ કવિતાનું લક્ષ હોય છે, તેથી કવિને 'ક્રાન્તદર્શી' (સમયની આરપાર જોનાર) કહ્યો છે. . . . છેવટે કવિતાથી થતો પરમ લાભ દર્શાવ્યો છે.

તર્ક અને તર્કબુદ્ધિ—આ શબ્દો કવિએ કલ્પના શક્તિના અર્થમાં વાપર્યા છે.]

## કવિ અને કવિતા

છોકરૂં જેવું જન્મે છે,—આ દુનિયાનો વા ખાય છે તેવું તરત તો તે ગભરાયેલી હાલતમાં હોય છે, પણ થોડી વાર પછી જન્મન-વેદનાથી છૂટું થઇ, અહીંના વાને અનુકૂળ થાય છે. પ્રથમ તેને ધાવવાનું, અને જે જે તેની આંખોને પડે છે, શરીરને અડકે છે, જીભ ઉપર ને નાક આગળ આવે છે, તેનું કંઇ ભાન હોતું નથી. પણ એટલું તો જોવામાં આવે છે કે બહારની તથા અંદરની સુખ-દુઃખ દેતી વસ્તુઓથી તેને સુખદુઃખ થાય છે અને એ સુખદુઃખના અનુભાવ જે હસવું ને રડવું તે આપોઆપ બહાર નીકળે છે. તરત જન્મેલાને ભાન હોતું નથી ને મુએલાને શબરૂપે ભાન હોતું નથી; તરત જન્મેલાંને સુખદુઃખ થાય છે ને શબને થતું નથી. આ વાત ઉપરથી જણાય છે કે શરીરની અંદર કંઇ છે કે જે જન્મે છે ત્યારથી ને મરતાં લગી સુખદુઃખાભિમાની છે. આ વખતથી માણસ—સ્ત્રી અથવા પુરૂષ (પેલું છોકરૂં) કવિ બનવાની તૈયારી કરે છે, એમ જાણવું.

રસ-જ્ઞાન તો સૌ માણસને હોય છે, ત્યારે શું સૌને જ કવિ કહેવા! પણ રસજ્ઞાન સઘળા માણસનું સરખું હોતું નથી. જુદા જુદા પ્રસંગો ઉપરથી, જુદી જુદી મન શરીરની પ્રકૃતિ ઉપરથી, જુદી જુદી વસ્તુઓ ઉપરથી, જુદાં જુદાં અવલોકન ઉપરથી, જુદાં જુદાં શ્રમ ઉપરથી અને જુદા જુદા દેશ ઉપરથી માણસનું રસજ્ઞાન થોડું ઘણું પોલું—નક્કર અને ઊંઘતું જાગતું હોય છે. જેનું રસજ્ઞાન થનથન કરી રહેલું હોય છે, જે લાગણીઓને વશ હોય છે, જે કામક્રોધાદિકને સારી પેઠે ઓળખે છે, જેવું દીઠું સાંભળ્યું તેવું બોલવાની, કરી દેખાડવાની અથવા કોઇ પણ રીતે સમજ્યો એમ જુક્તિથી રંગીને બતાવવાની જેની શક્તિ છે, તેઓને "કવિ" કહેવા. સઘળાનામાં એમ કરવાની શક્તિ હોતી નથી; થોડાએકને જ હોય છે. માટે થોડા એકને જ કવિ કહેવા. આ બધી વાત ઉપરથી હમારા વાંચનારાઓના જાણવામાં આવ્યું હશે કે, કવિ

થવામાં કંઈ પણ સ્વાભાવિક બુદ્ધિ જોઈએ ખરી. કેટલાકને સ્વાભાવિક બુદ્ધિ હોય છે, પણ પ્રસંગ ન આવેથી તેઓની બુદ્ધિ મનમાંની મનમાં ખઈના રોગે મરી જાય છે.

"ઊગે પુષ્પ સોહામણાં, નજરે ના દેખાય;
વન સઘળું વાસિત કરે, મિથ્યા ખીલી ખરી જાય. ૧

કેટલાકને સ્વાભાવિક બુદ્ધિ થોડી હોય છે, પણ પછી સારા ને અનુકૂળ પ્રસંગ આવેથી કવિતા કળી બીજાં પાસેનાં સુવાસિત પુષ્પોના સુગંધરૂપ હૂંફથી ખીલીને પ્રસિદ્ધિ પામે છે.

એક વિચારને બીજા વિચાર સાથે કેટલો સંબંધ છે અને તેમાં ખરો ખોટો કયો છે, એ વાતની તપાસ કરનાર જે આપણી મનશક્તિ, તેને વિવેકબુદ્ધિ કહેવી અને એક બે અથવા વધારે વિચારોને પોતાની તરફનો પ્રકાશ આપી રંગનાર અને તેજ આપનાર અને તેમ કરી નવો વિચાર ઉત્પન્ન કરનાર એવી જે મનની શક્તિ તે તર્કબુદ્ધિ, ને "તર્કબુદ્ધિનું નિરાસણ" એટલે તેનું શરીર ઉપર અથવા બહાર નીકળી આવવું તે 'કવિતા'—એમ એક વિદ્વાન કહે છે. કવિતામાં વિવેકબુદ્ધિનું થોડું ઘણું કામ પડે છે એ વાત ખરી, તોપણ હમે એમ કહેવાને વાજબી ધારીએછ કે, કવિતાની જણતી તર્કબુદ્ધિ છે. પછી એ જણતરને થોડી વાર એ વિવેકબુદ્ધિરૂપી ધાવ મળી હોય તો તે સારું કેળવાય, એમાં કંઈ શક નહીં. તે વિદ્વાન કહે છે કે જેમ કોઈ ગોખમાં મૂકેલી સતાર, જુદી જુદી ગતિના પવન વડે હાલે છે અને મધુર સુરાવટ કહાડે છે, તે પ્રમાણે માણસના ઉપર બહારની તથા અંદરની વસ્તુઓની છાપ પડેથી મધુરી અસર થાય છે. રે એટલું જ નહીં, પણ તે અસર પેલી અસલ છાપના જેવી જ આબેહૂબ થાય છે: બિંબ પ્રતિબિંબ જ. આ વાત માણસનામાં સતારના કરતાં વિશેષ છે. સતારના સુરને અને પવનની ગતિને લય અથવા સામ્ય નથી. પણ માણસના મનને અને બાહ્યાંતર છાપ ને લય છે. જેમ ગવૈયાના બોલવાને અને તંબૂરાના સુરને હોય છે, તેમ માણસમાં

એવું કંઈ છે કે, જેથી જોયેલી અથવા સાંભળેલી વસ્તુની છાપ તેના મનમાં ખુશ કરતી રીતે બરાબર પડે છે.

છોકરું રમતું રમતું પોતાના અવાજથી અને ગતિથી પોતાની ખુશી બતાવે છે. જંગલી માણસ પણ આસપાસ વસ્તુઓ જોઈને નાચે છે, કૂદે છે. સુધરેલી સ્થિતિના મંડળમાં તો તરેહ તરેહવાર રીતનાં માણસનાં રસજ્ઞાન હોય છે. સીધીભાઈ નાળિયેરના ડોઈયામાં કાંકરા ઘાલી તે વગાડી મન રંજન કરે છે. ગોકુળનો ગોવાળિયો કાનુડો વાંસળી વગાડી પોતે ખુશ થઈ ગોવાલણોને રીઝવતો હતો. નારદમુનિ વીણા લઈને ભમ્યા કરે છે. ગંધર્વ અને અપ્સરા, નાટ્ય, નૃત્ય અને નૃત્તથી ઇંદ્રપુરીમાં આનંદના મેઘ વરસાવે છે. ઈશ્વરે અહીં ને તહીં, નાના પ્રકારની વસ્તુઓ ઉત્પન્ન કરેલી છે, જે જોઈને, જેને વિષે સાંભળીને, જેના ઉપર વિચાર કરીને, માણસના દિલમાં કંઈ થઈ આવે છે ને જેથી જોયેલી, સાંભળેલી અને વિચારેલી વસ્તુની છાપ તેના ઉપર આબાદ પડે છે ને તેને તે વસ્તુઓનો રસ સમજાય છે. રસ એટલે અંદરની મઝા — દુઃખથી પણ રસ ઊપજે છે. કોઈને દુઃખી જોતાં આપણામાં વાસ્તવિક ભાવ પેદા થાય છે તે પણ એક રસ છે. એમાં વળી મીઠાશ ઓર છે.

બોલવામાં, ગાવામાં, ઈશ્વરી અને કૃત્રિમી પદાર્થોની નકલ કરવામાં થોડો ઘણો સઘળા લોકો રસ જોય છે. પણ એકનો એક જ તેનો તેજ નથી જોતાં. માટે જેઓ ઉપર લખ્યા પ્રમાણે ઘણા આગળપડતા છે તેઓને “કવિ” કહેવા.

ઉપરના લખાણથી કવિનો સાધારણ અર્થ સમજ્યા પછી તે અર્થમાં પણ ઘણા લોકો આપણે આણી શકીએ છૈયે. કવિઓ અથવા જેઓ, ન જતો રહે એવો ઉપર લખેલો “રસ” વિચારે છે અથવા બતાવે છે તેઓ ભાષાકવિ, ગાનારા, નાચનારા, ઇમારત બાંધનારા, સલાટો, ચિતારાઓ માત્ર નથી, પણ કાએદા કરનારા, કળા શોધનારા, અને રાજ્ય સ્થાપનારા હોય છે — એટલે, આ

સઘળા કવિઓ જ છે. એમ નહિ કે ભાષામાં કવિતા કરે તેને જ કવિ કહેવા. હરકોઈને — ઉપર લખેલી વાતોથી અનુકૂળ થાય તેને કવિ કહેવા, પછી તેઓ કોઈ પણ રીતે અને કોઈ પણ બાબત ઉપર પોતાનું રસજ્ઞાન કહાડે. ભાષા, રંગ, આકાર, એ સર્વ કવિતાની બાબતો અને કવિતા લખવાનાં સાધન છે.

સલાટો અને ચિતારા પોતાનાં કામ કરવાને "લખવું" કહે છે. લખવું અક્ષર કહાડવાને જ કહેવું એમ કંઈ નથી. અક્ષર પણ ચિહ્ન છે ને પૂતળાં ચિતાર પણ ચિહ્ન છે. આ ઉપરથી જોતાં સાફ માલૂમ પડે છે કે કવિતા તે માણસની અંદર છે, પણ તે પછી ઉપર પ્રમાણેનાં રૂપમાં બહાર નીકળે છે. અમને ખૂબ યાદ છે કે સને ૧૮૫૬ના નવેમ્બરની ૨૧મી તારીખને શુક્રવારને પાછલે પહોરે, જે વેળા હાજી નામના સુરત ભરુચમાં પ્રખ્યાત થયેલા કડિયાએ અમારી તસવીર પેનસિલે ચીતરી હતી તે વેળા તેણે પ્રકાશને છાયો એના ઉપર આહા! કેટલું ધ્યાન આપ્યું હતું! અમારાથી એક યાર્ડ દૂર બેસીને અમારા મોંની નીરખ કરી ઝટઝટ પેનસિલ ચલાવા માંડી, એ શું કવિતા નો'તી! અમારા મોંની છાપ તેના મનની આંખો ઉપર કેવી બરાબર પડી હશે! કેટલાક ચિતારા એવા તો હોય છે કે એક જ વખત મોં જોઈ જાય ને પછી ઘર આગળ જઈને પેનસિલ કાગળ લઈને કામ કરે ને બરાબર તસવીર લખી દેખડાવે. સલાટોમાં પણ તેમ જ છે. લોકની સારી નરસી રીતભાતે જ્યારે કેટલાકને દિલમાં અસર કરેલી, ત્યારે તેણે જ કાયદા કહાડેલ કેની! કવિતાને સઘળી વાત જોડે સંબંધ છે, તેમાં ભાષાકવિઓનો ઘણો સંબંધ ધર્મ જોડે માલૂમ પડે છે.

ઉપર પ્રમાણે કવિનો સાધારણ વિસ્તીર્ણ અર્થ છે. પણ વ્યવહારમાં ગાનારા, નાચનારા, સલાટ અને ચિતારા કવિ શબ્દે નથી ઓળખાતા. જે પુરુષો પોતાનું રસજ્ઞાન ભાષાની મારફતે કહાડે છે, તેઓ જ લોકમાં કવિ શબ્દે ઓળખાય છે; ને એ વિષય ઉપર હમારે વિશેષ લખવાનું છે. પણ વાસ્તવિક વિચારતાં તો કોઈ પણ

સાહિત્યવિદ્યાને કવિતા કહીએ તો ખોટો અર્થ કીધો એમ ન કહેવાય. પણ હવે ભાષા કવિતા વિષે નીચે પ્રમાણે બોલિયે છિયે.

ભાષાનો ગુણ જ એવો છે કે, આપણા જીવનાં જે કર્મ અને જોસ્સા, તેના તે બરાબર ચિતાર આપે છે. શું સલાટોના પૂતળાથી અને ચિત્રથી અસલ વસ્તુનું ચોખ્ખું સ્વરૂપજ્ઞાન થતું નથી? થાય છે. પણ ભાષામાં કંઈ વિશેષ ગુણ છે. ભાષા તરેહ તરેહવાર રીતે સેંલથી વપરાઈ શકાય છે — રંગ, આકાર અને ગતિ ફેરવાતાં નથી. ભાષાનો કવિતાશક્તિ જોડે પાસેનો ને સીધો સંબંધ છે તેથી ભાષા તેનું કહ્યું તરત ને ઘણું કરે છે. સલાટ અને ચિતારાનાં કામમાં ધારેલી વસ્તુઓ અને પોતાનાં રસજ્ઞાન એની વચમાં બીજી કેટલીક વસ્તુઓ — હથિયારો, હુન્નરની રીતિઓ, કેટલાક વિચાર આવી નડે છે, તેથી તેઓનું કામ વધારે મુસ્કેલ થાય છે. ભાષા પોતાનું રસજ્ઞાન ટપ દઈને ભાષામાં બોલી બતાવશે, પણ સલાટને પથરા ને હથિયાર જોઈશે. ચિતારાને પણ કાગળ અને લખણુ જોઈશે ને દેખાઈતું છે કે એ લોકોનો કિસબ ભાષાકવિના કિસબને પાણી ભરાવે છે; ને તેઓ મોટા માનને યોગ્ય છે. તોપણ કેટલાક ભાષાકવિઓએ બેહદ તર્કશક્તિ બતાવી છે કે, જેની આગળ મોટામોટા સલાટો અને ચિતારા પોઈસ છે. પણ ઊભા રહો. આપણે આડા જૈએ છ. આ રીતનો મુકાબલો કરવો એ ખોટો ન્યાય છે. જુદી જુદી બાબતોનાં માણસોનો મુકાબલો કરવો નહિ, માટે એવા મુકાબલાથી પાછા હઠિયે છૈયે.

અવાજ અને વિચાર એ બેનો પરસ્પરે અને જે વસ્તુઓ વિષે કહેવાનું છે તેની સાથે ઘણો સારો સંબંધ છે, અને એવું છે વાસ્તે કવિઓ પોતાનાં રસજ્ઞાનના તાનમાં મધુરી રસિક કવિતા કરે છે. બીજ ભાષાનો કેશવ કવિ રસિક પ્રિયામાં કહે છે.

દોહોરો — જ્યોં બિન દીઠ ન સોહિયે, લોચન લોલ બિશાલ
સોંહિં કેશવ સકળ કબિ, બિન બાની હી રસાળ. ?

અર્થ — જેમ આંખના ડોળા મોટા ને સારા હોય, પણ કીકી (દીઠ) વગર શોભતા નથી; તેમ કવિઓ બાની વગર શોભતા નથી. બાની એટલે બોલવાની તથા લખવાની છટા —

'બાની' કેટલીક રીતે જરૂરની છે. પણ શું તેને જ કવિતા કહેવી ? હમે છંદને આ રીતે બોલીયે તો શું તે કવિતા કહેવાય ?

રરરરારરરા, રારરારરા
લલલલાલલા, લાલલાલલા
વવવવાવવા, વાવવાવવા
સસસસાસસા. સાસસાસસા

ના; ના. રાગ કંઈ કવિતા નથી; કવિતા તે એક જુદી જ મનની વિચારશક્તિ છે. જે રાગનાં રૂપમાં અવતરીને બહાર આવે છે. તોપણ, મનમાંહેલાં રસજ્ઞાનને (મનની ખુશીને) રાગના આલાપ રૂપે જ બહાર કહાડિયે તો તે આલાપને કદાપિ સાધારણ અર્થમાં કવિતા કહિયે તો ચાલે, પણ વિશેષ અર્થમાં નહિ. આલાપને અથવા સુંદર મધુર અવાજને જ માત્ર ભાષા કવિતા પ્રકરણમાં કવિતા નથી કહેતા ત્યારે ભાષા કવિતા તે શું ? 'પિંગળ પ્રવેશ'માં લખ્યા મુજબ શું અક્ષર માત્રાના નિયમવાળી જ ભાષાને કવિતા કહેવી ?

દોહરો — અક્ષર માત્રા નિમગણી, રચવો શબ્દ સમાસ.
તે કવિતા નર્મદ કહે, છંદ વૃત્ત સુખ આસ. ૧

ના; કવિતા ગદ્યને વિષે પણ હોય છે. ગદ્યમાં લખનારા મોટા કવિ હતા, છે ને થશે. માટે હવે ભાષાકવિતા (પછી ગદ્યમાં હોય કે પદ્યમાં હોય) કોને કહેવી ?

જે વાક્યમાંથી લખનાર, વાંચનાર, બોલનાર અને સાંભળનારને રસ ઉત્પન્ન થાય છે તે વાક્યને કવિતા કહેવી. વિશ્વનાથ કવિરાજકૃત સાહિત્યદર્પણ નામનો ગ્રંથ છે. તેમાં કવિતાની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે :

'वाक्यं रसात्मकं काव्यम्'

વાક્યરૂપી શરીરમાં જે રસરૂપી જીવ છે તે કવિતા. આ રીતે તો કવિતાની પરીક્ષા એટલી જ કે, તે ખુશ કરતી અને અસર કરતી જોઈએ.

ત્યારે હવે કવિતામાં શું છે કે જે આપણું મન હરણ કરે છે? શું તેનો રાગ? એમ જો હોય તો સઘળા જ કવિતા કરે ને સરખા દરજ્જાના કવિ થઈ શકે.

કવિતા તે જ છે કે જે ગુપ્ત રીતે અસર કરતી રીતે આપણા મનની સાથે વાતો કરે છે, જે આપણી પરોપકાર બુદ્ધિ અને દયાને જાગતી કરે છે, જે પ્રીતિના જોસ્સાને બહાર કાઢે છે, જે આપણી લાગણીઓને કેળવીને લાયક કરે છે, જે પડતી દશામાં દલાસો, ચડતીમાં ક્ષમા અને જિંદગીમાં નાના પ્રકારનાં નિર્મળ સુખ આપે છે.

વસ્તુઓને અને બનાવોને જેવા હોય તેવા જ રંગમાં ચીતરી બતાવવામાં કે પછી ગમે તે રીતે તેને કવિ પોતાના તર્કના પ્રદેશમાં લઈ જઈને જેવો રંગ આપે તેવા રંગથી ચીતરી બતાવવામાં (એમાંથી કોઈ રીતની કવિતા કીધાથી) કવિને માન છે? સારા સારા વિદ્વાન કહે છે કે કવિતાનું મુખ્ય તાકવું આનંદ તરફ છે, માટે જે જે અલૌકિક વર્ણન અને વાર્તાથી આશ્ચર્ય અને ખુશી ઊપજે, તે તે વર્ણન અને વાર્તા ઉપયોગમાં આવવી જોઈએ. એવું કંઈ જરૂરનું નથી કે વસ્તુઓ આશ્ચર્ય ઉપજાવે તેવી જોઈએ, તે ગમે તેવી હોય પણ તેને જે તર્કથી વણાયેલું ને રંગાયેલું વસ્ત્ર પહેરાવવું, તે તર્ક અલૌકિક જોઈએ ખરો.

એક વિદ્વાન કહે છે કે જેવું કુદરતમાં હોય તેવું ચીતરી બતાવવું; એટલું જ નહિ પણ તેની સાથે કર્મ અને બીનાઓને આશ્ચર્યકારક અને ફેરફારવાળી અને નવાઈ જેવી રીતથી બતાવવાં જોઈએ. બન્યું તે જ ન બતાવવું, પણ જે ભવિષ્યમાં બની શકે તે બતાવવું, એ કવિનું કામ છે.

એક વિદ્વાન કહે છે કે કવિતા એ એવો હુન્નર છે કે, જે પોતાની મધુર પ્રેરણાથી અણઘડ, નિર્દય, અને પથ્થર જેવી છાતીનાં

માણસમાં પણ ધર્મ નીતિનું રસજ્ઞાન કરાવે છે. મિલ્ટન પણ કહે છે કે, આહાહા ! ઇશ્વરી અને મનુષ્ય કૃત વસ્તુઓમાં આપણે કવિતાનો કેવો ધર્મા, યશસ્વી, અને ઉત્સાહી ઉપયોગ કરી શકીએ છયે. કવિતાનો કેટલાએક જણ નઠારો ઉપયોગ કરે, તેમાં કવિતાનો શો દોષ ? કવિનો રસ કવિને જ માલૂમ છે એમ નથી. મોટા મોટા રાજદરબારે બેસનારા અમીર વઝીરોને અને શૂરા લડનારાઓને પણ કવિતાએ પોતાને વશ કર્યા છે. સિકંદર બાદશાહને વિશે એમ કહેવાય છે કે તે હોમર નામના ઉત્તમ કવિની ચોપડી રૂપાની પેટીમાં લઈ લઈને સઘળે ફરતો હતો, અને રાત્રે તેને પોતાના ઓશીકા તળે મૂકતો હતો. આપણા રજપૂત ભાટોમાં ચંદની બરાબરી કોણ કરી શકનાર છે ? કેટલાક હારેલા રાજાઓ વીરરસનાં કવિતો સાંભળી ઘોડા ઉપર ચડીને ફતેહ કરી આવેલા છે. જગતનો ફેરફાર સઘળો કવિતા ઉપર આધાર રાખે છે. જે વેળા બ્રહ્મજીવન કવિતામાં રાગરૂપે થાય છે, તે વખતે રૂંવે રૂંવે આનંદ આનંદ વ્યાપી રહે છે.

કવિતા જેવો મિત્ર કોણ છે? એનાથી જેવો ઘા રુઝાય છે તેવો ઓસડથી રુઝાતો નથી. કહો તો હસાવે, કહો તો રોવાડે, કહો તો ગુસ્સો આણે, કહો તો બિવડાવે. સઘળા ગુણસંપન્ન કવિતા જેવી વસ્તુ મળવી મુસ્કેલ. અહીં નાના પ્રકારનાં નિર્મળાં સુખ ભોગવાવી પરલોકને વિષે સમજ આપનાર પણ તે જ છે. કવિતા વિષે જેટલું બોલીએ તેટલું થોડું છે. વીત્યા વિના સઘળું ખોટું. જેને વીત્યું હોય તેને ખબર પડે કે આટલું ને આવું સુખ થાય છે. કવિતાનું સુખ અલૌકિક છે. સંસારની ઉષ્ણતામાં કવિતાચંદ્ર મનને શાંત કરે છે. કવિતાની મઝા અને લહેજત જુદી જ છે. કવિતા જગતનો પ્રાણ છે.

## સ્વાધ્યાય

૧. આ પાઠની ગુજરાતી અને આજની ગુજરાતી વચ્ચે તમને જે ફેર લાગ્યા હોય તે જણાવો; અને નર્મદના કવિતા સંબંધી વિચાર આપો.

# રમણભાઈ નીલકંઠ

[ભદ્રંભદ્ર આપણા ગુજરાતી સાહિત્યનો અમર પુરુષ છે. એની જો કોઈની જોડે તુલના કરવી હોય તો ડૉન ક્વીક્ઝોટ જેવા વિશ્વવિખ્યાત અમર પુરુષ જોડે જ થઈ શકે. 'ભદ્રંભદ્ર' જે હાસ્યરસ પ્રેરે છે,' અને જે કટાક્ષનો અધિદેવ છે તેનો પૂરો રસ માણવા માટે જે જમાનામાં એનું સર્જન થયું તે જમાનાનો થોડો ઘણો ખ્યાલ હોય તો ઠીક પડશે. તે વખતે દેશમાં એક વર્ગ એવો હતો કે જે નવું તે બધું ખરાબ અને જૂનું તે બધું સારું એ મતનો હતો — પછી કેમ તેમાં વહેમ, ભૂતપલિત વગેરેની વાતોમાં વિશ્વાસ વગેરે ન હોય; જ્યારે બીજો સુધારાવાળો પક્ષ જૂનામાં સારું હોય તે લેવું અને નવામાંનું સારું પણ અપનાવવું એ મતનો હતો.

જૂનું તે બધું સારું એ મતના ઉપાસકો ભાષાશુદ્ધિની પણ બહુ ચીવટ રાખતા. પરભાષાના એક પણ શબ્દનો ઉચ્ચાર કરતાં તેમને ભ્રષ્ટ થઈ જવાની સતત ભીતિ લાગતી. આથી 'ટિકિટ' જેવો 'યાવની' શબ્દ તો કેમ જ બોલી શકાય? એટલે એને માટે અહીં 'મૂલ્યપત્રિકા' શબ્દ વપરાયો છે; તેવી જ રીતે સ્ટેશન માટે 'અગ્નિરથસ્થાપનસ્થલ' જેવો સમાસ વપરાયો છે. વળી ભદ્રંભદ્ર મહાશયનું મૂળ નામ તો દોલતશંકર — પણ 'દોલત' તો પરદેશી ભાષાનો શબ્દ! એ ખ્યાલ આવતાં દોલતશંકરને શું થયું હતું એ જાણવા માટે ભદ્રંભદ્રનું પહેલું પ્રકરણ જોવું — અને તેમાંથી દોલતશંકરના ભદ્રંભદ્ર કેમ થયા તેનો રસિક કિસ્સો જાણી લેવો. યવન શબ્દ પહેલાં આયોનિયન ગ્રીક લોકો માટે વપરાતો. એનો અર્થ પરદેશી. જે ભાગ અહીં ઉતાર્યો છે તે, ભદ્રંભદ્ર મુંબઈમાં માધવબાગની સભામાં સુધારાવાળાઓની સામે દિગ્વિજયનો ડંકો વગાડવા પ્રયાણ કરે છે તે પ્રસંગનો છે.]

## આગગાડીના અનુભવ

જમીને અમે સ્ટેશન પર ગયા. ઘેરથી નીકળતાં ભદ્રંભદ્રનો આનંદ અપાર હતો. કપાળે કંકુનો લેપ કરતાં મને કહે કે 'અંબારામ! આજનો દિવસ મોટો છે. આપણે આપણા વેદધર્મનું રક્ષણ કરવા, આર્ય ધર્મનો જય કરવા, સનાતન ધર્મનો પ્રચાર કરવા પ્રયાણ કરીએ છીએ. રાવણનો પરાજય કરવા નીકળતાં શ્રીરામની વૃત્તિ

કેવી હશે ? કંસના વધનું કાર્ય આરંભતાં શ્રીકૃષ્ણનો ઉત્સાહ કેવો હશે ! કીચકને મર્દન કરવાની યુક્તિ રચતાં ભીમસેનનો ઉમંગ કેવો હશે ?'

ચકિત થઈ મેં કહ્યું 'અકથ્ય, મહારાજ અકથ્ય.'

ભદ્રંભદ્ર બોલી ઊઠ્યા, 'તો મારી વૃત્તિ પણ આજ અકથ્ય છે. મારો ઉત્સાહ પણ આજ અકથ્ય છે. મારો ઉમંગ પણ આજ અકથ્ય છે. અને અંબારામ ! એમ ન સમજીશ કે આગગાડીમાં જાઉં છું તેથી જ મારી ગતિ આટલી ત્વરિત છે. મારો વેગ— મારો પોતાનો વેગ તને વિદિત છે ?

મેં કહ્યું, 'મહારાજ, તે દહાડે જમાલપુર દરવાજા બહાર એક શિયાળવાને વરુ ધારી આપણે પાછા ફર્યા હતા તે દહાડે તો તમે મારાથી બહુ અગાડી નીકળી ગયા હતા. તેવો વેગ કહો છો ?

ભદ્રંભદ્રે ગંભીરતાથી કહ્યું, 'કંઈક તેવો, પણ તેથી સરસ.'

ઉત્સાહની વાતો કરતા કરતા અમે સ્ટેશન પર જઈ પહોંચ્યા. અમારી બન્નેની ટિકિટ કરાવવા ભદ્રંભદ્ર ગયા. હું જોડે ઊભો રહ્યો. બારીમાં ખભા સુધી ડોકું ઘાલી ભદ્રંભદ્રે કહ્યું, 'શ્રીમોહમયીની બે મૂલ્યપત્રિકા આપો.'

ટિકિટ માસ્તર પારસી હતો. તેણે કહ્યું, 'સું બકેચ ? આય તો તિકિત આફિસ છે.

ભદ્રંભદ્રે ઉત્તર દીધો. 'યવન ! તેથી હું અજ્ઞ નથી. મારે મોહમયીની બે મૂલ્યપત્રિકાની આવશ્યકતા છે, તેનું વિતરણ કરવું એ તવ કર્તવ્ય છે.'

ટિકિટ ઓફિસમાં એક હિંદુ હતો. તેણે કહ્યું, સોરાબજી, 'એને ગ્રાંટરોડની બે ટિકિટ આપો.'

ટિકિટ આપતાં સોરાબજી બોલ્યા કે 'સાલો કંઈ મેદ થયેલોચ. હું તો સમજતો જ નહીં કે એ સું બકેચ.'

ભદ્રંભદ્ર હવે કોપ શમાવી શક્યા નહિ. તેમણે મોટે નાદે કહ્યું, 'દુષ્ટ યવન ! તારી ભ્રષ્ટ વાસનાને લીધે તું અજ્ઞાન રહ્યો છે, મૂર્ખ' —

અગાડી બોલવાને બદલે ભદ્રંભદ્રે એકાએક ડોકું બહાર ખેંચી લીધું. ધબકારો થયો હતો અને બહાર આવી નાક પંપાળતા હતા તે પરથી મેં ધાર્યું કે પારસીએ મુક્કો માર્યો હશે. પણ મને તો એટલું જ કહ્યું કે, 'દુષ્ટ યવનનો સ્પર્શ થયો છે, માટે મારે સ્નાન કરી લેવું પડશે.'

સ્નાન કરી રહ્યા પછી અમે આગગાડીમાં જઈ બેઠા. ગાડી ઊપડવાને પંદર મિનિટની વાર હતી તેથી નીચે ઊતરી પાણી છંટાવી ચોકો કરી તે ઉપર ઊભા રહી પાણી પીધું. ગાડી ઊપડવાની તૈયારી થઈ તેવામાં બે આદમી દોડતા દોડતા રઘવાયા થયેલા આવી બારણું ખેંચી બૂમ પાડવા લાગ્યા કે, 'માસ્તર, આ તો બંધ છે. બારણું ઉઘાડો, બારણું ઉઘાડો.' એક પોર્ટરે આવી બારણું ઉઘાડી બન્નેને જોસથી અંદર ધકેલી દીધા. તે ભદ્રંભદ્રની પાસે બેસી ગયા. ભદ્રંભદ્રે સંકોચાઈને પૂછ્યું, 'કયી નાત છો?' 'બ્રાહ્મણ છીએ.' એવો જવાબ મળ્યો એટલે ભદ્રંભદ્રે સંતોષથી પૂછ્યું, 'ક્યાં જશો?' 'મુંબઈ' કહ્યું એટલે જિજ્ઞાસાથી પૂછ્યું, 'નામ શું?' પેલા બેમાંના એકે કચવાઈને જવાબ દીધો, 'મારું નામ રામશંકર અને આ ભાઈનું નામ શિવશંકર. પણ અમારાં ઘરનાં નામ નખોદિયો અને ઘોરખોદિયો છે. છોકરાં ન જીવે તેથી માબાપે એવાં નામ પાડેલાં.'

એક ઉતારુ બોલ્યો કે, 'વહેમ, ઈમ કંઈ સોકરાં જીવે છે?'

બીજો ઉતારુ બોલી ઊઠ્યો, 'અમારા ગામના શંભુ પુરાણીનો ભાણેજ મુંબઈ જઈ અંગ્રેજી ભણી આવ્યો છે, તે તો કહે છે કે "એ તો સુધારાવાળાએ ઈંગ્રેજ લોકોની દેખાદેખી કરી શાસ્ત્ર જોયા વિના વહેમ વહેમ કરી કહાડ્યું છે. શાસ્ત્રમાં તો લખ્યું છે કે આપણા શરીરમાં નાસકમાં કઠોડાં મળે છે તેવા કોઠા છે. તેમાં વચ્ચે કમરખ જેવી દાબડી છે, તેમાં પ્રાણવાયુ ભરેલો છે. આવાં હલકાં નામ બોલીએ ત્યારે કમરખ આસપાસ કોઠામાંથી પિત્ત નીકળે એટલે તેના જોરથી પેલા કમરખમાંથી પ્રાણવાયુની ધાર છૂટે તે જીભને વળગી બહાર ઝરે તેની જોડે પેલું પિત્ત છૂટતું જાય ને તેનું જોર નરમ પડે

એટલે આયુષ્ય વધે. તેથી એ કાંઈ વહેમ નથી. ખરી વાત છે. ઘણાએ અજમાવી જોયેલું છે.”

આ વાતો ચાલતી હતી એટલામાં ગાડી ઊપડી. ઊપડી કે તરત ભદ્રંભદ્ર તથા હું ઊભા થઈ ‘માધવબાગકી જે!’ પોકારવા લાગ્યા. અમે તો ધાર્યું હતું કે ગાડીમાંના બધા લોકો અમારી સાથે ઊભા થઈ ‘જે’ પોકારવા લાગશે અને બીજી ગાડીઓમાં તથા સ્ટેશન પર પણ માધવબાગની ‘જે’ બધે ગાજી રહેશે, અને એ જયનાદથી જ શત્રુદળ ધ્રૂજી જશે. પણ તેમ ન થતાં બધા નવાઈ પામી અમારી સામું જોવા લાગ્યા. અમે બેસી ગયા એટલે પેલા વહેમ કહી ટીકા કરનારે મને પૂછ્યું કે ‘માધવબાગની જાત્રાએ જાઓ સો? એ તીરથ ક્યાં આવ્યું?’

આવું શરમ ભરેલું અજ્ઞાન જોઈને સ્તબ્ધ થઈને ભદ્રંભદ્ર ભણી જોયું.

ભદ્રંભદ્ર આશ્ચર્ય પામી બોલ્યા, ‘કેવી મૂર્ખતા! માધવબાગની વાત જાણતા નથી? જે સભાના સમાચાર દશ દિશામાં પ્રસરી રહ્યા છે, પૃથ્વીના ચતુરંતમાં વ્યાપી રહ્યા છે, દિગંતમાં રેલી રહ્યા છે; જે સભાના સમાચારના આઘાતથી મેરુ પર્વતની અચલતા સ્ખલિત થઈ છે, દિગ્ગજ લથડી પડ્યા છે, દધિસમુદ્ર શાકદ્વીપને ઉલ્લંઘી દુગ્ધસમુદ્ર સાથે એકાકાર થઈ ગયો છે; જે સભાના સમાચારથી સુધારાવાળા યવનાદિ શત્રુગણ ભયત્રસ્ત થઈ પલાયન કરતાં પડી જઈ શેષનાગના શીર્ષને ધબકારાથી વ્યથા કરે છે, આશ્રયસ્થાન શોધતાં અરણ્યવાસી તપસ્વીઓની શાંતિ ભગ્ન કરે છે, આર્તસ્વરથી દેવોની નિદ્રા હરી લે છે; જે સભાના દર્શન સારુ આવતા કરોડો જનોનાં ટોળાંએ માર્ગમાંનાં વ્યાઘ્રવરુને ભય પમાડી પોતે ઉજ્જડ મૂકેલાં ગૃહોનાં નિવાસી કર્યાં છે; જે સભાના દર્શન સારુ ઊતરી આવતા દેવોનાં વિમાનોથી સૂર્ય આચ્છાદિત થતાં બ્રહ્માંડમાં અંધકાર વ્યાપી રહ્યો છે; જે સભાના દર્શન સારુ સમુદ્ર ઘડી ઘડી ઊંચો થઈ નિરાશ થઈ પાછો પડે છે, તે માધવબાગની સભાથી તમે અજ્ઞ છો? અપશોચ! અપશોચ!’

મોટે નાદે કહેલાં આ વાક્ય સાંભળી કેટલાક ઉતારુ ઊભા થઈ ગયા હતા, કેટલાક પાસે આવ્યા હતા, કેટલાક સામું જોઈ રહ્યા હતા, તેથી ભદ્રંભદ્ર પાટલી ઉપર ઊભા થઈ ગયા અને ભાષણ કરવા માંડ્યું.

શંકરના પુત્ર ગણપતિનું સ્મરણ કરી ભદ્રંભદ્ર બોલ્યા કે, 'ભારતવાસી આર્યજનો! શ્રવણ કરો! આપણી આર્યભૂમિમાં કેટલો અધર્મ વ્યાપી રહ્યો છે, આપણી આર્યનીતિ — રીતિગીતિધીતિપીતિપ્રીતિભીતિ અહા કેવી તે ઉત્તમ! અહા શી તે ઉત્કૃષ્ટ! અહા! જય જય શ્રી રંગ રંગ! ઉમંગ! નંગ! આવા દેશનું કેવું દુર્ભાગ્ય! શિવ! શિવ! શિવ! આપણો દેશ પૃથ્વીથી પણ શ્રેષ્ઠ હતો. દેવગણની કૃપા માત્ર આપણા દેશ પર જ હતી. બીજી ભૂમિઓના લોકોને ઇન્દ્રાદિ દેવો વિષે માહિતી નહોતી. ઇન્દ્રાદિ દેવોને તેમના વિષે માહિતી નહોતી. આજ લગી નહોતી, હાલ નથી અને હવે પછી નહિ થાય, એવી સર્વ કલા અને પ્રવીણતા, આ આપણા આર્યદેશમાં હતાં. આપણા મુનીઓ ત્રિકાળજ્ઞાની હતા એટલે કોઈ જાતની શોધ કરવાની તેમને જરૂર નહોતી. આપણા બાપદાદા આપણા જેવા જ સર્વ વાતે સંપૂર્ણ હતા. અહા! હાલ કેવી ભ્રષ્ટતા થઈ ગઈ છે, લોકો ધર્મહીન થઈ ગયા છે. વેદ ધર્મ કોઈ પાળતા નથી. પણ નિરાશ થવાનું કારણ નથી. આપણો આર્યધર્મ તો સનાતન છે. આપણે હજી એવા ને એવા શ્રેષ્ઠ છીએ. વિપરીત દેખાય છે તે માયા છે. સંસાર સર્વ માયામય છે. માટે ઊઠો! યત્ન કરો! જય કરો! અધર્મીનો નાશ કરો! અહા! આપણો ધર્મ કેવો નાશ પામ્યો છે! શાસ્ત્રની આજ્ઞાને વહેમ કહેનાર આ મૂર્ખ આપણા ધર્મનું રક્ષણ કરવા મળનારી માધવબાગ સભા વિષે કેવળ અજ્ઞ છે. રે મૂર્ખ! રે દુષ્ટ! રે પાપી! તારા જીવતરમાં ધૂળ પડી. તારાથી ગધેડા'—

હું ભદ્રંભદ્રના પ્રતાપી મુખ તરફ જોઈ રહ્યો હતો. એથી તે એકાએક પડ્યા શાથી તે ખબર પડી નહિ. પણ પેલો વહેમ વહેમ

કહેનાર રજપૂત કાં તો સ્નાનથી મોં પર બધે પસરી ગયેલા કંકુનો લેપ જોઈ ઉશ્કેરાયો હોય કે અધર્મ જોડે યુદ્ધ કરવાના આદેશમાં ભદ્રંભદ્ર જોડે યુદ્ધ કરવા મંડી પડ્યો હોય, પણ એકદમ તે નીચે પડ્યા કે તેમના પર ચડી બેસી તે મુક્કા પર મુક્કા લગાવવા લાગ્યો; ભદ્રંભદ્ર બૂમો પાડવા લાગ્યા; હું બારણું ઉઘાડું છે કે બંધ તે તપાસવા લાગ્યો; બે ત્રણ જણ અમારો સામાન તપાસવા લાગ્યા, પણ યુદ્ધના નિઃસ્વાર્થ આવેશમાં હું દૂરથી જ કાંપવા લાગ્યો. કોઈ 'મારો લ્યા મારો,' કોઈ 'જવા દો લ્યા જવા દો' એમ બૂમો પાડવા લાગ્યા.

કેટલાક ઉતારુ વચમાં પડ્યા તેથી પેલો રજપૂત ખસી ગયો. 'એ બામણો મને કુણ ગાળો ભાંડનાર ? એ લાંબું લાંબું બોલ્યો તે તો હું ના હમજ્યો પણ મારા ભણી આંગળી કરી હો માણહ દેખતાં મને મૂરખ ને ગધાડો કહે સે તે જીવતો ના મેલું,' એમ બોલતાં ઘડી ઘડી તે અમારી તરફ વળતો હતો. પણ બીજા લોકો તેને સમજાવવા ગાડીના બીજા ભાગમાં લઈ ગયા. ભદ્રંભદ્ર વાયુદેવને યુદ્ધમાં ઊતરવાનું કહેણ મોકલતા હોય તેમ મુખ અને નાસિકા દ્વારા ધમણ માફક પ્રાણવાયુની પરંપરા કાઢવા લાગ્યા. મેં ભાષણ અગાડી ચલાવવા કહ્યું ત્યારે કહ્યું કે 'આવતે અગ્નિરથસ્થાપનસ્થલે બીજી ગાડીમાં જઈ ત્યાં બોધ કરીશું. એના એ જ માણસોને વક્તૃત્વશક્તિનો બધો લાભ આપી દેવો એ બીજા પર અન્યાય કહેવાય.'

ભદ્રંભદ્રના નિષ્પક્ષપાતી સ્વભાવ પર મને સાનંદાશ્ચર્ય પ્રેમ ઉત્પન્ન થયો. જાણે કંઈ બન્યું જ ન હોય તેમ ભદ્રંભદ્ર રામશંકર અને શિવશંકર જોડે વાતો કરવા મંડી ગયા. શી મોટા માણસોની ઉદારતા ! પેલા રજપૂત ભણી ક્રોધમય દૃષ્ટિ કરવાને બદલે તેની નજર ન પડે તેમ એક માણસને ઓથે બેઠા. હું પણ તે તરફ પીઠ કરીને બેઠો.

. . રામશંકરને પૂછ્યું કે 'મોહમયીમાં ક્યાં જશો?' રામશંકર કહે કે 'અમારું મુંબઈમાં ઘર નથી, પણ, આ ઘોરગોદિયાના બાઈબંધ કુશલવપુશંકરના કાકા પ્રસન્નમનશંકરને ઘેર ઊતરવાના છીએ. તમે ક્યાં ઊતરશો?'

ભદ્રંભદ્ર કહે, 'અમારા પાડોશીના દીકરાના મામાનો સસરો ભરૂચમાં મહેતાજી છે. તેના ફુઆના સાવકા ભાઈનો સાળો શ્રી ભૂલેશ્વર સમીપ મોતી છગનના માળામાં રહે છે તેને ત્યાં ઊતરવાનો વિચાર છે.'

આ વાતો ચાલતી હતી તેવામાં અમારા સામાનના પોટલા પર મારી નજર પડી. બધું ચીંદાઈ ગયું હતું તેથી મેં તપાસી જોયું તો માંહેથી એક ધોતિયું ને એક ચાદર ખોવાયેલાં માલૂમ પડ્યાં. ભદ્રંભદ્ર કહે 'લાભ અને અલાભ પર ધીર પુરુષે સમદૃષ્ટિ રાખવી જોઈએ, આપણા વેદધર્મનું રક્ષણ કરવામાં તન ગુમાવું છું, મન ગુમાવ્યું છે અને ધન ગુમાવવાને તૈયાર છું. હજી તો મહાભારત પ્રસંગ આવવાના છે. માટે અંબારામ, શોક કરવો નહિ, પણ મિત્રના શોકમાં ભાગ લઈ તે ઓછો કરવો એ કર્તવ્ય છે. તારી ચાદર માટે હું શોક મૂકી દઉં છું, અને મારા ધોતિયા માટે તું શોક મૂકી દે.'

મને આ વહેંચણીમાં પૂરી સમજણ પડી નહિ, પણ ભદ્રંભદ્રના મુખની ગંભીરતા જોઈ મેં વધારે પૂછ્યું નહિ.

પેલો શાસ્ત્રની વાતો કરનાર અમારી પાસે આવી બેઠો. તે ભદ્રંભદ્રને કહે કે, 'મહારાજ આપ શાસ્ત્ર ભણેલા છો તેથી એક ખુલાસો પૂછવાનો છે. બ્રાહ્મણથી શિંગોડાં ખવાય કે નહિ?'

ભદ્રંભદ્રે કહ્યું. 'કેમ ન ખવાય! ફરાળમાં શિંગોડાંનો લોટ વપરાય છે ને?'

તે ઉતારુએ કહ્યું, 'તે તો ખરું, પણ, અમારા ગામમાં એક શાસ્ત્રી આવ્યા હતા તે કહેતા હતા કે શાસ્ત્રમાં શિંગોડાં ખાવાની

ના લખી છે. કેમકે તેનો આકાર શંકુ જેવો છે, અને તેથી તેમાં બ્રહ્માજીનો વાસ છે; કારણ કે અસલ બ્રહ્માંડરૂપી ઈંડું શિંગોડાં જેવું શંકુ આકારનું હતું.'

શાસ્ત્રનું આ મોટું અને ઉપયોગી તત્ત્વ સાંભળી ભદ્રંભદ્રના મુખ ઉપર ગંભીરતા પ્રસરી રહી. તેમની આંખોના ચળકાટથી તેમને કોઈ ચમત્કારી નવું જ્ઞાન પ્રાપ્ત થયાનું ભાન થતું હોય એમ જણાયું. તેમણે ઉત્સુકતાથી પૂછ્યું, 'પછી તે શાસ્ત્રીએ શું કહ્યું?' તે ઉતારુ કહે કે, 'શાસ્ત્રી મહારાજે આખા ગામને દેહશુદ્ધ પ્રાયશ્ચિત્ત કરાવી ગોદાનના સંકલ્પ કરાવી તેના નિશ્ચય દીઠ દરેક પાસેથી રૂપિયો રૂપિયો લઈ સર્વને પાપમાંથી મુક્ત કર્યા.'

ભદ્રંભદ્રના મુખ પર સ્વદેશહિતેચ્છુ હર્ષ જણાઈ આવ્યો. તેમની પરોપકાર વૃત્તિ તત્પર થઈ રહી. કપાળે આંગળી મૂકી એક ક્ષણ સ્થિર દૃષ્ટિએ વિચાર કરી તેમણે પોટલીમાંથી એક નોટબુક કાઢી. તેમાં "શ" નામના મથાળાવાળા પાના પર લખી લીધું કે, "શિંગોડાં — અભક્ષ્ય — આખા હિંદુસ્તાનને અને શિંગોડાં ખાનાર મૃત્યુ પામેલા પૂર્વજોને પ્રાયશ્ચિત્તની આવશ્યકતા — શંકા — પક્ષ-સિદ્ધાન્ત — શાસ્ત્રાર્થ." પેલા ઉતારુને કહ્યું કે, આ વિશે વધારે વિચાર કરી પંડિતોના મત પુછાવી અને બનશે તો વિદ્વાનોની સભા કરી નિર્ણય પ્રસિદ્ધ કરાવીશું એટલે તમારા ગામમાં ખબર પડશે.

સ્ટેશન આવ્યું એટલે બીજી ગાડીમાં જઈને બેઠા. પછી મને ભદ્રંભદ્ર કહે, 'આ શિંગોડાંનો પ્રશ્ન બહુ અગત્યનો છે; આખા દેશના કલ્યાણનો આધાર આ પ્રશ્નના નિર્ણય પર છે. જે માણસના મનમાં સ્વદેશાભિમાનનો અંશ પણ હોય તેનાથી આની અવગણના થાય તેમ નથી. જો આ વાત ખરી ઠરશે તો શિંગોડાંનિષેધક સભાઓ સ્થાપવી પડશે. શ્રી કાશી સુધી એ વાત લઈ જવી પડશે. વારુ અંબારામ! શિંગોડાં શબ્દની વ્યુત્પત્તિ શી છે?'

'મને ખબર નથી.'

'એ પણ શોધી કાઢવું પડશે. કદાચ કાલની સભામાં આ વાત મૂકવી પડશે. મારે વિચાર કરી રાખવો જોઈએ. મારાથી હમણાં ભાષણ નહિ આપી શકાય.'

એમને ગંભીર વિચારમાં પડેલા જોઈ હું બારી બહાર જોવા લાગ્યો. તારના થાંભલા હું બહુ રસથી ગણતો હતો એવામાં ભદ્રંભદ્રની પાઘડી એકાએક મારા પગ પર પડી. જોઉં છું તો તેમની આંખો બંધ હતી, નાકમાંથી ધ્વનિ નીકળતો હતો, અને ઘીના ધાડવાવાળું ત્રાજવું સામે કાટલાં મૂકતાં ઊંચું નીચું થાય તેમ તેમનું ડોકું હાલતું હતું. મને એમણે એક વખત કહ્યું હતું કે, 'હું નેત્ર બંધ કરી ધૂણતો હોઉં ત્યારે મને ઊંઘતો ન સમજવો. એ તો એક જાતની સમાધિ છે. એક બાવા પાસેથી હું શીખ્યો છું.' તેથી તેમાં ભંગાણ પાડવું મને ઠીક ન લાગ્યું. વખતે શિંગોડાંના પ્રશ્ન માટે આ જરૂરનું હોય તેથી મેં પાઘડી મૂકી છાંડી.

### સ્વાધ્યાય

૧. હાસ્યના જે જે પ્રસંગો તમને આમાં માલૂમ પડ્યા હોય તે નોંધો.

૨. 'આગગાડીના અનુભવો'માંથી ભદ્રંભદ્રના વ્યક્તિત્વ વિષે તમારા મન પર જે છાપ પડી હોય તે આલેખો.

૩. આવા હાસ્યરસથી ભરેલા પ્રસંગો તમે ગુજરાતી કે અન્ય કોઈ ભાષામાં વાંચ્યા હોય તો જણાવો.

૪. આમાં જે પ્રસંગો વર્ણવ્યા છે તેમાં અતિશયોક્તિનો અંશ તમને મળે છે?

# આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

[ નાનપણમાં ભણેલી ચોપડીઓ આગળ ઉપર યાદ આવ્યા વગર રહેતી નથી. તમે વૃદ્ધ માણસોને પૂછશો તોપણ તેઓને બાળપોથીના પાઠ હજી યાદ છે એમ માલૂમ પડશે. એનો અર્થ એ છે કે નાનપણમાં વાંચેલાં પુસ્તકોનો આપણું જીવન ઘડવામાં મોટો ફાળો છે. આચાર્યશ્રી ધ્રુવે આવા અસાધારણ મહત્ત્વવાળાં પાઠ્યપુસ્તકોને સકારણ 'નાનપણના **સાથી**' તરીકે ઓળખાવ્યાં છે.

આ લેખ ઈ. સ. ૧૯૧૩ માં તેઓશ્રીએ લખેલો. પણ ફરીથી પાછો 'વસન્ત'માં ઈ. સ. ૧૯૩૮ માં છાપ્યો હતો. ત્યારે તેમણે નોંધ કરી હતી તે અહીં ઉતારીએ છીએ : 'આજથી લગભગ ૨૫ વર્ષ ઉપર લખેલો આ લેખ અહીં ઉતારું છું તે એમ બતાવવાને કે અમે અંગ્રેજીના પાઠમાં પણ રસ લેતા, અને એમાંથી જીવનભર કામ આવે એવું ઘણું શીખેલા. આપણા દેશના ઋષિઓનાં અને સન્તોનાં ચરિત્રો મેં વાંચ્યાં છે, પણ એ જ સંત ચરિતાવલિમાં ડૉ૦ પ્રિમરોઝને એક સાંખ્યયોગી તરીકે ઉમેરું અને એમ કહું કે અંગ્રેજીએ પણ મને લાભ કર્યો છે તો એમાં ખોટું છે?'

ઉપરના ઉતારામાં બે વાર 'પણ' આવે છે તે લક્ષમાં લેવા જેવું છે. સંસ્કૃત–ગુજરાતી એ તો લાભ કર્યો જ છે, સાથે અંગ્રેજીએ **પણ** કર્યો છે એમ કહેવાનો આશય છે. આપણને સંસ્કૃત–ગુજરાતી **પણ** લાભ કરે છે કે કેમ એ તપાસવા જેવું નથી ? ]

## મારા નાનપણના સાથી

મુંબઈ યુનિવર્સિટીની એમ. એ. ની 'ભાષા અને સાહિત્ય'ની પરીક્ષામાં એક અંગ્રેજી નિબન્ધ લખવાનો હોય છે. ઘણા જૂના — યુનિવર્સિટીના લગભગ આરંભના — કાળમાં વિદ્યાર્થીઓ પાસે નિબન્ધને ઠેકાણે એક અંગ્રેજી કવિતા રચાવવાનો રિવાજ હતો. આમ પરીક્ષા માટે કવિતા રચાવવાથી કાંઈ કવિઓ ઉત્પન્ન કરી શકાતા નથી, પણ પદ્યરચનાના મહાવરાથી કાન કેળવાઈ કાવ્યનો આનંદ લેવાનું એક મુખ્ય સાધન પ્રાપ્ત થતું હશે એમ તો લાગે જ છે. જતે દહાડે કવિતાને ઠેકાણે ગદ્ય નિબન્ધ દાખલ થયો. હાલ આ નિબન્ધ, પરીક્ષા માટે

નીમેલાં પુસ્તકોમાંના, અગર તેને લગતા, કોઈક વિષય ઉપર લખાવવામાં આવે છે: પણ અમારા વખતમાં એમ મનાતું કે—પરીક્ષક ગમે તે વિષય ઉપર નિબન્ધ લખાવી શકે: દાખલા તરીકે, સાહિત્યના વિદ્યાર્થીને 'સાઇક્લોન' વિષે નિબન્ધ લખવાનું પણ કહે! અંગ્રેજી ભાષાના કાબૂ ઉપરાંત નિબન્ધની વસ્તુમાં સત્ત્વ પણ આવવું જોઈએ તે માટે અમારા પ્રોફેસરે અમને જુદાં જુદાં શાસ્ત્રોની માર્ગોપદેશિકા ('Science Primers.) વાંચવાની ભલામણ કરી હતી. આથી કાંઈ અમે તે તે શાસ્ત્રોમાં નિષ્ણાત થઈ જતા એમ નહિ; પણ જુદાં જુદાં શાસ્ત્રો પ્રત્યે અમને રુચિ ઉત્પન્ન થતી, તથા સર્વ શાસ્ત્રનું થોડું થોડું જ્ઞાન એકઠું થઈ અમારી કેળવણી વધારે સંસ્કારી બનતી. પણ અમારા પ્રોફેસરે આ ઉપરાંત અમને એક બીજી કીમતી સલાહ આપી હતી તે એ કે, અંગ્રેજી પહેલી ચોપડીથી માંડી બી. એ. સુધીના અભ્યાસક્રમમાં જે જે ચોપડીઓ અમારે આવી હોય તે ક્રમવાર ફરી વાંચી જવી. આ જાતનું પુનરાવર્તન કેટલું લાભકારી છે એ કહેવાની જરૂર નથી. એ સલાહ મારા હૃદયમાં એવી ઊતરી ગઈ કે ત્યાર પછી ઘણી વાર મારાં નાનપણમાં સ્કૂલ અને કોલેજમાં વાંચેલાં પુસ્તકો હું ફરી વાંચું છું. અને કેટલાંકની તો જૂની એ ની એ નકલ હજુ મારી પાસે હોવાથી તે વાંચતાં 'अहो जानामि तस्मिन्नेव स्थाने तस्मिन्नेव काले वर्ते'— એવો આહ્લાદભર્યો અનુભવ અનુભવું છું.

ખરેખર! જાણે એ જ સ્થાન અને એ જ કાળ! છતાં પણ કેટલો બધો ભેદ! પૂર્વે સરળ હૃદય જ્યાં માત્ર કાવ્યના સંસ્કાર જ ઝીલતું, ત્યાં અત્યારે વિચારપરાયણ બુદ્ધિ એ સંસ્કારને દુનિયાના અનુભવ અને પુસ્તકોના જ્ઞાન સાથે મેળવે છે. મેળવે છે, એમાંથી સાર ખેંચે છે, કેટલીક વાર બગાડી નીરસ પણ કરી નાંખે છે.

હમણાં જ મેં ગોલ્ડસ્મિથનાં 'ડિઝર્ટેડ વિલેજ' અને 'વિકાર ઓફ વેકફીલ્ડ' ફરી વાંચ્યાં. એ કવિનાં પુસ્તકો અમારાં છેક બાળપણનાં સાથી હતાં. ('ડિઝર્ટેડ વિલેજ' ચોથા ધોરણમાં. 'વિકાર' છઠ્ઠામાં અને 'ગુડનેચર્ડ મૅન' અને 'શી સ્ટૂપ્સ ટુ કોન્કર'

પ્રિવિયસમાં અમારા વાંચવામાં આવ્યાં હતાં. ), એ કારણ હો અથવા તો એ કવિમાં જે મોહક નિર્દોષતા અને સરળતા છે એ કારણ હો, ગમે તેમ હો, પણ એના સમાગમમાં ઘડીક બેસીએ છીએ ત્યાં એમ જ થાય છે કે જેમને મિલ્ટન, વર્ડ્ઝવર્થ અને બ્રાઉનિંગ જોઈતા હોય તે ભલે લો, અમને તો અમારો બાળકવિ ગોલ્ડસ્મિથ જ આપો!

આ વાંચી કેટલાકને એમ થશે કે—એક સાર્વજનિક ગુજરાતી માસિકમાં, આ આત્મવૃત્તાન્તનું, અંગ્રેજી કવિની કૃતિના અવલોકનનું શું પ્રયોજન? હું અત્રે આત્મવૃત્તાન્ત લખવા નથી બેઠો, અને ગોલ્ડસ્મિથના ગ્રંથો ઉપર વિવેચન ચલાવવા પણ નથી માગતો—જોકે મને એમ તો લાગે છે કે આપણા વિદ્વાનો, દી. બ. અંબાલાલભાઈથી માંડી તાજામાં તાજા ગ્રેજ્યુએટ પર્યંત, પોતપોતાના સમયની કેળવણીનું વર્ણન આપે તો એમાંથી આપણાં છેલ્લાં સાઠ વર્ષની કેળવણીનો બહુ રસિક અને બોધકારક ઇતિહાસ ઊભો થાય; તેમ જ અંગ્રેજી કવિઓ વિષે કોઈ કોઈવાર ગુજરાતી માસિકોમાં અવલોકન આવે તો તે પણ નિરર્થક નથી; કારણ કે એથી જે વર્ગને અંગ્રેજીનો લાભ મળેલો નથી, તેને એ ભાષાના કવિઓના વિચારો સાથે પરિચય થાય અને તેઓની સાહિત્યવિષયક દૃષ્ટિમર્યાદા વિસ્તરે, તથા જેઓ અંગ્રેજી જાણે છે તેમને પણ માતૃભાષામાં એ સંબંધી પોતાના વિચારોનો પરસ્પર વિનિમય કરવાથી એ વિચારો પરાયા મટી પોતાના થઈ જાય. પરંતુ અત્યારે આ બેમાંથી એકે હેતુથી મેં આ નોંધ લખવા માંડી નથી. મારો ઉદ્દેશ માત્ર ગોલ્ડસ્મિથની પૂર્વોક્ત કૃતિઓ આજ વાંચતાં, આપણા દેશની વર્તમાન જરૂરિયાતો વિષે જે વિચારો સૂઝ્યા છે તે જ ટૂંકામાં નોંધવાનો છે.

'ડિઝર્ટેડ વિલેજ' માં એક સુખી ગામડું કેવું હોય, અને તેની વસ્તી જતી રહેતાં એ કેવું થાય, તેનું બહુ અસરકારક વર્ણન છે. કવિ એના વહાલા ગામને સંબોધી એના સુખના દિવસો સંભારે છે, અને અત્યારે એ ઉજડ થઈ ગયું છે તે માટે શોક કરે છે. ગામડાંના મેળાવડાઓ, જેમાં આખો દિવસ કામ કરી પરવારીને ગામડાંનાં

તરુણ અને વૃદ્ધ સ્ત્રીપુરુષો એકઠાં મળે છે, જેમાં બહાદુર જુવાનિયાઓ અંગકસરતની રમતો રમે છે, અને વાતોડિયા ઘરડાઓ પાસે બેસીને વાહવાહ કહી ઉત્તેજન આપે છે, એનું મનોહર વર્ણન કરે છે; અને તે પછી ગામના પાદરી અને મહેતાજીનાં બહુ મજાનાં ચિત્રો દોરે છે. આ વાંચી પ્રશ્ન થયા વિના રહેતો નથી કે — હિંદુસ્તાનની અત્યારે ખરામાં ખરી અને મોટામાં મોટી જરૂર તે એનાં ગામડાંની સ્થિતિમાં સુધારો કરવો એ જ નથી? હિંદુસ્તાનની વસ્તીનો ઘણો મોટો ભાગ ગામડાંમાં જ વસે છે. અને તેથી આ દેશનું ખરું કલ્યાણ ગામડાંની સ્થિતિ સુધારવા ઉપર આધાર રાખે છે. ગામડાંનાં ખેડૂત અને મજૂર વર્ગનાં માણસો પાસેના મોટા શહેરનાં કારખાનાંમાં મજૂરી કરવા જાય અને એને પરિણામે ગામડાંની ખેતી પડી ભાંગે એથી એકંદરે લાભ નથી. કારખાનાનો નફો શહેરના ધનિક વર્ગમાં જ વહેંચાય છે, અને મજૂર ગામડિયાને એમાંથી મજૂરીના ચાર પૈસા ગામડા કરતાં વધારે મળે છે, પરંતુ એને બદલે શહેરનાં દુર્વ્યસનો વળગી તનથી અને ધનથી એ મજૂરવર્ગ વધારે ખરાબ થાય છે. ગામડાં ભાંગી વસ્તી શહેર તરફ વળે એ વધતા સુધારાનું સ્વાભાવિક ચિહ્ન છે, અને તે અનિવાર્ય છે એટલું જ નહિ પણ ઇષ્ટ છે, એમ મિ. જસ્ટિસ રાનડેના એક લેખને અનુસરી ઘણા માને છે. એ લેખ બહુ વર્ષો ઉપર, હું ધારું છું કે, લોકમાં હુન્નરકારીગરીનાં નવાં કારખાનાંઓ કાઢવાનો ઉત્સાહ પ્રેરવાના ખાસ ઉદ્દેશથી જ લખાયેલો હતો. અને જો ખેતીને પણ જમીન ઉપર હળ વતી દશવીસ લીટા ખેંચી એ ઉપર દાણા વેરી આકાશ સામું જોઈને બેસી રહેવા કરતાં વધારે બુદ્ધિ અને પુરુષાર્થવાળો હુન્નર બનાવવામાં આવે તો, હું ધારું છું કે, આજ મિ. જસ્ટિસ રાનડે એ પ્રવૃત્તિને બહુ ઉમંગથી વધાવી લે એટલું જ નહિ. પણ એ તરફ લોકનો ઉત્સાહ પ્રેરે.

૧. ખેતીને બુદ્ધિ અને પુરુષાર્થવાળો હુન્નર શી રીતે બનાવવો? આ પ્રશ્નનો ઉત્તર ટૂંકામાં ટૂંકા શબ્દોમાં આપું, તો ગયા ઓકટોબર

માસના 'રિવ્યુ ઑફ રિવ્યુઝ' ના 'Give us this day our daily bread' (હે અન્નદાતા, આજ અમને અમારો રોજનો કોળિયો દે!) એ મથાળાના એક સમર્થ લેખમાંની નીચેની પંક્તિઓ ઉતારું :

'ખેતીવાડી વિભાગનાં ચાર ખાતાં હોય. પહેલું તે કારોબાર. મંડળીઓ, ખેતરોની વાડીઓની પુનર્વ્યવસ્થા અને સંમેલનોનું કામ કરે. બીજું ખેતીની પેદાશ સુધારવી, નુકસાનકારક જીવજંતુનો નાશ કરવો, ખેડાઉ જમીનમાં વધારો કરવો અને ઉદ્યોગો સુધારવાનું કામ સંભાળે. ત્રીજું તે ઢોરઉછેરમાં સુધારો, આખલાઓની પસંદગી અને તપાસ, ઢોરોના રોગો અને લુહારી કામને લગતી બાબતો, એ સંભાળે. ચોથું ખાતું ઘોડાઓના ઉછેર અને સુધારાને લગતી તથા તબેલાઓને અંગેની બાબતો સાચવે. જે દેશોમાં ખેતીવાડી ઉપર ગંભીરપણે ધ્યાન આપવામાં આવે છે ત્યાં ખેતીવાડીના મંત્રી (પ્રધાન)નું ખાતું તે સૌથી વધારે કુશળતાથી યોજાયું હોય છે.'

ઉપરની સૂચનાઓ ઇંગ્લંડની ખેતી સુધારવા માટે ઘડાયેલી છે, પણ એમાંની છેલ્લી સૂચનાઓ ઘોડાને બદલે બળદ મૂકી લઈએ તો જાણે હિંદુસ્તાનની જરૂરિયાતને માટે જ એ ઘડવામાં આવી હોય એમ લાગે. એ સૂચનાઓ આપણી લોકોક્તિના 'ખેડ, ખાતર અને પાણી' અને તે માટે જોઈતી નાણાંની સગવડ — એટલા શબ્દોમાં સાદે રૂપ સમાવી શકાય. અને તે આપણા ખેડૂતોને, તથા એમનું કલ્યાણ કરવાનું જેમના હાથમાં છે તેમને, સારી રીતે જાણીતી છે, પણ એને ક્રિયામાં મૂકવા માટે આપણા પ્રાન્તમાં સર્વતોમુખ અને સર્વાંશી યત્ન થતો જણાતો નથી. મારા સાંભળ્યા પ્રમાણે દખ્ખણના જેવું ગુજરાતનું પણ એક 'ઍગ્રિકલ્ચરલ એસોસિયેશન' યાને ખેતીનો ઉત્કર્ષ કરવા ઇચ્છતું મંડળ છે. પણ દિલગીરીની વાત એટલી જ છે કે દખ્ખણનું મંડળ બહુ ઉત્સાહથી, અને પૂનાની ખેતીવાડીની કૉલેજનો અને ખાસ કરીને એના ઉત્સાહી પ્રિન્સિપાલ ડૉ. મેનનો પૂર્ણ લાભ લઈને કામ કરે છે, ત્યારે આપણું ગુજરાતનું

મંડળ અસ્તિત્વમાં છે કે નહિ એ પણ કોઈ ભાગ્યે જ જાણે છે. આવાં મંડળનું શું કામ હોવું જોઈએ તે એ લેખમાં નીચે પ્રમાણે બતાવ્યું છે:

૧. સભાઓ. સંમેલનો, પ્રદર્શનો. ખેતીવાડીની વેચવાલાયક વસ્તુઓનું સંગ્રહાલય અને હાથઉદ્યોગોની પરિષદો.

૨. અહેવાલો, ભાષણો, અને પૃથક્કરણો રૂપ સારોદ્ધાર.

૩. બિયાં, ખાતર, ખેતીવાડીનાં યંત્ર અને સાંઢિયાની અદલાબદલી અને વહેંચણી.

૪. ગેરુ, તીડ, ઇત્યાદિ આપત્તિઓ સામેનાં પગલાં.

૫. નહેરો, પાણી પહોંચાડવાની વ્યવસ્થા અને તેને અંગે જમીનોની ઘટતી ગોઠવણ.

૬. પ્રોત્સાહન અને તૈયારીનું કામ.

૭. ખેતીવાડીની અને ઉદ્યોગોની નીપજ.

૮. ખેતીવાડીવિષયક આંકડાઓ.

૯. અમલદારો તરફના પ્રશ્નોનો પ્રત્યુત્તર.

૧૦. સુધારા અને વિકાસનો પ્રશ્ન.

૨. ખેતીનો સુધારો માત્ર બાહ્ય સાધનો ઉપર જ આધાર રાખતો નથી. ગોલ્ડસ્મિથ એના પૂર્વોક્ત કાવ્યમાં સુખી ગામડાની સ્થિતિ —

'Where health and plenty cheered the labouring swain.'

— એ શબ્દોવડે બહુ સારી રીતે દર્શાવે છે: પહેલી તંદુરસ્તી (health) અને પછી સમૃદ્ધિ (plenty) એમ ક્રમશઃ અને જ્યાં મહેનતુપણું (labour) છે ત્યાં જ એ બે આવે એ પણ ખરું છે. પરંતુ આપણા ખેડૂતોને જોકે અંગતોડ મહેનત કરવાની તો ટેવ છે, તોપણ દારિદ્ર્ય અને અજ્ઞાનને લીધે તંદુરસ્તીના બીજા નિયમો પાળવાની તેઓમાં શક્તિ નથી અને આવડ પણ નથી. આ કારણથી આપણાં ગામડાંમાં હવા અને પાણીની સ્વચ્છતા રખાવવાના યત્નો

હજી જોઈએ તેવા સફળ થયા નથી. છતાં સરકારના યત્નોને ગામના લોક તરફથી મદદ મળે અને કેળવાયેલા લોકો આ વિષયમાં અજ્ઞાન લોકને વ્યહવારુ ઉપદેશ કરે તો કેટલુંક કાર્ય સિદ્ધ થાય.

૩. પણ આ માટે ખરી કેળવણીની જરૂર છે. આખા દેશમાં ગામેગામ નિશાળ સ્થાપવાની અને મફત અને ફરજિયાત કેળવણી દાખલ કરવાની સરકાર પાસે માગણી કરવામાં આવે છે. એ માગણી ગમે ત્યારે સફળ થાઓ, પણ અત્યારે તો ખરા દેશભક્તોનું એ કર્તવ્ય છે કે સરકારના ઉપર આધાર ન રાખતાં એ તરફ આપણાં ધર્માદા ફંડ વાળવાં જોઈએ. ગોલ્ડસ્મિથ પોતાના વહાલા ગામડામાં પણ મહેતાજીનું મહત્ત્વ નોંધવું ચૂકયો નથી. એમાં દોરેલું મહેતાજીનું રમૂજી ચિત્ર કદી પણ ભુલાય એવું નથી:

ને પેલી વાડ જતી જે જરી વાંકીચૂકી,
પુષ્પો પ્રફુલ્લ વળી વ્યર્થ ઉમંગી જેનાં
ફેલાય કોર સરખાં પડખેની વાટે;
ધોંઘાટથી સભર એક મકાનમાં ત્યાં
બેસાડતા નિજની નાનકડી નિશાળ
મહેતાજી, જે કુશળ શિસ્ત પળાવવામાં.
દેખાવમાં કડક, કૈંક વળી કઠોર.
એ જાણતા સહુ—છતાં રખડુ, વિશેષ.
એનો પ્રભાત સમયે નીરખી ચહેરો,
સૌ કંપતા બટુક કાળ કળી જ લેતા;
ને ખોટું ખોટું હસતા, કરતાં મજાક
મહેતાજી; હા, બહુ જ એ કરતા મજાકો.
ને આંખ સ્હેજ ઊંચકે, ખબરો કૂંડાળે
આખે ઊંચા ગણુગણાટથી પહોંચી જાતી.
માયાળુ તોય બહુ, ને અકળાય તો ત્યાં
મા શારદાનું કમ સેવન એ જ ગુનો.
ફડે ગામ તો: 'અધધ! આવડું શું ગનાંન!'

સાચે જ ને લખીપઢી શકતા જ પોતે.
માપે જમી, ગ્રહણકાળ ભવિષ્ય ભાખે,
કહેવાતું કે ભલભલાનુંય માપ લે લે.
ચર્ચા વિષેય કદી પાછી કરે ન પાની,
જિતાય તોય બસ હોય દલીલ ચાલુ.
ત્યાં પંડિતાઈભર શબ્દ પ્રચંડ ગાજે;
ચોમેર ગ્રામજન સૌ સુણતા અચંબે,
તાકી રહે, ગરક થાય વધુ અચંબે
કે, 'આવડા મગજમાં બધું શું ગનાન !'

આ વાંચી બેશક આપણને એ સમયના મહેતાજીના સાદા જ્ઞાન ઉપર હસવું આવે છે — પણ જરા વિચાર કરીએ તો, જે જીવ નાંખીને અને પોતાના ઉમદા ધંધામાં તન્મય બનીને એ મહેતાજી કામ કરતા દેખાય છે, તેવું આપણા ટ્રેઇન્ડ કોલેજિયન મહેતાજીઓ કરતા હશે કે કેમ એ વિષે મને ઘણો શક છે.

૪. આ ગામડાની બીજી મહત્ત્વની વ્યક્તિ તે ત્યાંનો સંતોષી, પવિત્ર, માયાળુ અને પરોપકારી ધર્મગુરુ ( પાદરી ) છે. ગોલ્ડસ્મિથ એનું ચિત્ર નીચે પ્રમાણે આપે છે:

ચાહે એને જનપદ બધો, ભાવ રાખે અપાર.
'બે વીશો તો બહુ થઈ ગયા વર્ષોના!' એવી એની
ધીંગી રિદ્ધિ; નગર થકી એ દૂર દૈવી વિસામો.
પોતે ઇચ્છે નગર વસવું ના, કદીયે વસ્યો વા.
એને ચાટુ વચન વદતાં તો ન કેમેય ફાવે,
સત્તા ચાહે નવ, સમયને વર્તી રહેવાની ટેવ.
એને હૈયે પરિચય કર્યો અન્ય આદર્શ કેરો;
પોતે ઊંચા વધવું ન ભલે, લેઉ ઊંચે પડ્યાંને.
ધારે મૂર્તિ પ્રવચન સમે નમ્ર તે સાચી શોભા,
દૃષ્ટિ તો એ પુનિત સ્થળનું મોંઘું જાણે ઘરેણું.

એને હોઠે દ્વિગુણ બળથી સત્ય ઉચ્ચાર પામે.
આવે અજ્ઞો ડખલ કરવા ને ભળે પ્રાર્થનામાં.
પૂરું થાતાં પ્રવચન, બધા ગામના લોક ભોળા
નિત્યે દોડ્યા ભરઉમળકે જાય ધર્મિષ્ઠ પૂંઠે.
બચ્ચાં તેયે તહીં અનુસરે વહાલસોયા તુફાને,
ઝાલે એનો જરી ઉપરણો, ને સ્મિતો પામી રાચે.
એને નિત્ય સ્મિત તરવરે હૂંફ માબાપ જેવી.
રાચે સૌનું કુશળ નીરખી, દુઃખ જોઈ દુભાય,
સૌમાં એનું રચ્યુંપચ્યું રહે સ્નેહચિંતાથી હૈયું.
કિન્તુ એનાં મનન સહુ ગંભીર તો ક્યાંય રાજે
ઊંચે ઊંચે; ખડક જ્યમ કો ભવ્ય આકાર ધારી
ખીણો વચ્ચે ઊપસી, વસતો દૂર ઝંઝાથી ઊંચે.
એને હૈયે ગડગડ થતાં વાદળો વિસ્તરે છો,
શોભે દૈવી દ્યુતિ રવિ તણી નિત્ય એ મસ્તકે તો.

ખેદ થયા વિના રહેતો નથી કે જ્યાં આવા સાદા પણ ઉન્નત ધાર્મિક જીવન ગાળતા ધાર્મિક નેતાની જરૂર છે, ત્યાં આપણા દેશમાં અત્યારે નિરુદ્યમી બાવાનાં ઝુંડ ગામને ગાંદરે અડંગા નાંખી પેટ ભરવામાં કૃતાર્થતા માને છે! આપણા દેશમાં ધાર્મિક સાહિત્યની ખોટ નથી, એના પ્રચાર માટે ગામેગામ દેવસ્થાનમાં કથા કરવાનો રિવાજ પ્રાચીન કાળથી જાણીતો છે. પરંતુ એ જૂની સંસ્થા યોગ્ય મનુષ્યને અભાવે નિરર્થક અને અસ્તપ્રાય બની ગઈ છે. ગામના દેવસ્થાનમાં હજી પણ કોઈ વાર એકાદ સંતપુરુષ વસતો હોય છે તો તે ગામના લોકને જીવનથી અને ઉપદેશથી કેવો ઉપકાર કરી શકે છે, એમના જીવનમાં કેવી સાચ, પ્રામાણિકતા, દયા, શાન્તિ, સ્વચ્છતા વગેરે અનેક ગુણો પ્રેરી શકે છે—એ તદ્દન અજ્ઞાત નથી. વળી ખરા સંતપુરુષનું જીવન ગૃહસ્થાશ્રમમાં પણ બની શકે છે. અને તે કેવું હોવું જોઈએ એ ગોલ્ડસ્મિથે 'વિકાર ઓફ વેકફિલ્ડ'માં વધારે સ્પષ્ટતાથી અને વિસ્તારથી બતાવ્યું છે.

ડૉ. પ્રિમરોઝ નામનો એક ગામનો પાદરી એ નવલકથાનો નાયક છે. એના ઘરનું સાદું પણ ખરા દિલનું અને નિરર્ગળ આતિથ્ય 'ચાળીસમી પેઢી'નાં સગાંવહાલાંને માટે ખુલ્લું છે. એ પાદરી દેશદેશાવર ફરેલો માણસ નથી, અને એની સ્ત્રી પણ જમાનાના પ્રમાણમાં જ કેળવાયેલી હતી — ગોલ્ડસ્મિથ કહે છે તેમ, એ 'રસોઈ, અથાણાં અને મુરબ્બા કરી જાણતી તથા ભાગ્યાતૂટ્યા બે શબ્દ વાંચી જાણતી.' બંને બહુ કુટુંબવત્સલ હતાં. મોટા છોકરાનાં લગ્ન પાસેના એક પાદરીની છોકરી સાથે થવાનાં હતાં એટલામાં લંડનનો એક વેપારી ભાગ્યો, અને એમાં ડૉ. પ્રિમરોઝની બધી પૂંજી ગઈ! સામા પાદરીને એણે પોતાની બદલાયેલી સ્થિતિ જણાવી અને એને પરિણામે છોકરાનો વિવાહ ભાગ્યો. ડૉ. પ્રિમરોઝે પોતાના કુટુંબને પોતાની બદલાયેલી સ્થિતિને અનુકૂળ થઈ જવા ઉપદેશ કર્યો અને સર્વ હવે ગરીબાઈથી રહેવા લાગ્યાં. મોટો છોકરો ભણી ગણી ઊતર્યો હતો અને વિદ્વાન થયો હતો — તેને લંડનમાં કમાવા મોકલ્યો. પ્રસ્થાન વખતે પિતાએ પુત્રને આપેલો ઉપદેશ અને વાત્સલ્યનો ઉદ્ગાર થોડા પણ બહુ અસરકારક શબ્દોમાં ગોલ્ડસ્મિથે મૂક્યો છે:

'હું જુવાન હતો અને હવે વૃદ્ધ થયો છું; છતાં હજી સદાચારી માણસને સૌ ભૂલી ગયું હોય અને એની પ્રજાને રોટલો ભીખવો પડે એવું મેં કદી જોયું નથી. તારી જીવનયાત્રા જેમ જેમ આગળ વધતી જાય તેમ તેમ આ શબ્દો તને આશ્વાસનરૂપ બની રહો. આગળ ધપ, બેટા. અને ભાગ્યની દશા ગમે તેવી હોય, તારે એક વાર તો મને મળવું જ. હૃદયથી સારો રહેજે. ઈશ્વર તારું ભલું કરે!

સત્પુરુષને પ્રભુ તાવે તો છે, પણ કદી ત્યજતો નથી. માથે દુઃખ આવવાં એ સંસારી જીવની સ્વાભાવિક સ્થિતિ છે, અને એ જીવની વિશુદ્ધિની અને પરમાત્મપ્રેમની એ કસોટી છે. દુઃખ એ પ્રભુના ત્યાગની નિશાની નથી, એ ત્યાગની ખરી નિશાની સન્નિષ્ઠામાંથી ચ્યુત થવું એ જ છે.' સત્ય ધર્મનો આ પરમ સાર વિકાર (પાદરી) — ના જીવનમાં ગોલ્ડસ્મિથે આપણને બતાવ્યો છે.

ડૉ. પ્રિમરોઝને હવે જીવનનિર્વાહ માટે બીજા ગામનું પાદરીપણું લેવું પડ્યું. બધું કુટુમ્બ નવે ગામ ગયું, અને ત્યાં સાદી રીતે દિવસો નિર્ગમવા માંડ્યા. પહેલેજ રવિવારે દેવળમાં જવા માદીકરીઓ ટાપટીપ કરી મેડીએથી ઊતર્યાં—એ જોઈ ડૉ. પ્રિમરોઝને ખેદ થયો કે હજી એ બીચારાં પોતાની ખરી સ્થિતિ સમઝ્યાં નથી. ડૉ. પ્રિમરોઝ બોલ્યા: 'ઊભાં રહો, ભાડે બગી મંગાવીએ! આ વેષે તમારાથી ચાલતાં જવાશે નહિ—ચાલતાં જશો તો ગામનાં છોકરાં મશ્કરી કરશે!' મા અને દીકરીઓ શરમાઈ ગયાં. મા બોલી: 'મેં જાણ્યું—સૌને સ્વચ્છ વસ્ત્ર પહેરેલાં જોઈને તમે રાજી થશો.' ડૉ. પ્રિમરોઝે કહ્યું, 'ખરું; પણ ટાપટીપ અને સ્વચ્છતા એ એક નથી. આ લૂગડાંમાં જે નકામી ચીજો બાંધી છે અને નિરર્થક ઘેર રાખ્યા છે તે કાઢી નાંખો, તો એટલા લૂગડામાંથી બિચારાં નવસ્ત્રાં ગરીબ લોકનાં શરીર ઢંકાય.' કુટુમ્બ ડૉ. પ્રિમરોઝની ઉમદા અસર નીચે ઊછર્યું હતું—એટલે આ ઉપદેશ માન્ય કરતાં કોઈને વાર લાગી નહિ.

ગરીબ અવસ્થાના કેટલાક ગુણ છે—સાદાઈ, ઉદ્યોગ વગેરે—તેમ એક દોષ પણ છે: પૈસાદારને જોઈ ગરીબનું મન ઘણી વાર અંજાઈ જાય છે અને વિવશ બની જાય છે. ડૉ. પ્રિમરોઝના મહાન આત્માને તો પૈસાનો ચળકાટ કદી પણ મોહ ઉપજાવે એમ ન હતું, પણ એના ઘરમાં પાસેનો 'સ્ક્વાયર' (ગામનો જમીનદાર ધણી—નાનો લૉર્ડ) આવતો જતો થયો. એને જમાઈ કરવાની ડૉ. પ્રિમરોઝની સ્ત્રીને અને છોકરીઓને લાલસા ઉત્પન્ન થઈ. આ વખતથી ડૉ. પ્રિમરોઝને માથે સંકટની પરંપરા આવવા લાગી. ડૉ. પ્રિમરોઝ સુધ્ધાં આખું કુટુમ્બ ભોળિયું હતું—અને તેમને ધુતારાઓ ઠગી જતા; અને પેલો 'સ્ક્વાયર' તો વિકારની એક છોકરીને કાઢી નાસી ગયો! બિચારા વિકારનું ઘર બળી ગયું, બે નાનાં છોકરાંને બચાવવા જતાં એનો હાથ બળ્યો! ભાડા માટે એને સાધારણ ગુનેગારો ભેગો તુરંગમાં રાખવામાં આવ્યો

—પણ 'સુખડને જેમ જેમ ઘસો તેમ તેમ તેમાંથી સુગંધ જ નીકળે છે' એ ન્યાયે આ અત્યંત સંકટની દશામાં પણ એણે પોતાના સહવાસી બંદીવાનોને ધર્મ અને નીતિનો ઉપદેશ કરી એમનું કલ્યાણ કરવામાં જ વખત કાઢ્યો. ઉદાર દિલે એ સ્ક્વાયરની દુષ્ટતાને ક્ષમા કરે છે—પણ સ્ક્વાયર તેની બીજી દીકરીને પણ કઢાવી જાય છે; અને મોટા છોકરા ઉપર ખૂનનો ખોટો આરોપ લાવી બંદીખાનામાં નંખાવે છે. બીચારા ડોસાનું હૃદય ભાંગી જાય છે—એ મરણતોલ થઈ પડ્યો છે, પથારીમાં પરાણે બેસી શકે છે, પણ એ અવસ્થામાં પણ છોકરાને ને માને ટેકો દઈ બેઠો થઈ—સંસારના સુખદુઃખના રહસ્ય ઉપર પોતાના છોકરાને અને બંદીવાનોને ઉપદેશ દે છે. એ ઉપદેશનો સાર એવો છે કે નાસ્તિક તત્ત્વજ્ઞાન એક રહસ્યનો જે ખુલાસો કરે છે તે યથાર્થ નથી, એનો ખરો ખુલાસો ધર્મથી જ મળે છે: એ તત્વજ્ઞાન કહે છે કે આપણે સુખ ભોગવી જાણીએ તો દુનિયા પુષ્કળ સુખથી ભરેલી છે—થોડાંક અનિવાર્ય દુઃખ છે ખરાં, પણ જિંદગી ટૂંકી છે એટલે એનો જલદી છેડો આવી જાય છે. તેથી દુઃખો માટે ફરિયાદ કરવાનું કારણ રહેતું નથી. ડૉ. પ્રિમરોઝ કહે છે કે, દુનિયામાં સુખદુઃખના રહસ્યનો આ ખરો ખુલાસો નથી—કારણ કે એમાં વ્યાઘાતદોષ આવે છે.—જો જિંદગી સુખથી ભરેલી છે અને તે જ સાથે તમે કહો છો તેમ એ ટૂંકી છે, તો તેની ટૂંકાઈ એ જ મોટું દુઃખ છે. અને એ લાંબી છે એમ કહો તો જે દુઃખો તમે કબૂલ કરો છો એ લાંબો વખત ચાલ્યા કરીને સુખને દાબી નાંખે છે. ધર્મ—જે પરલોકનું અસ્તિત્વ મનાવે છે—એ જ આ રહસ્યનો ખરો ખુલાસો આપે છે. તે એવી રીતે કે, જો આપણે સુખી છીએ તો પરલોકમાં પણ એ સુખ અનંત ગણું થઈ ચાલતું રહેશે; અને જો અહીં આપણે દુઃખી છીએ તો એ દુઃખનો અંત આવી પરલોકમાં સુખ થશે. પ્રભુ 'અનાથનો નાથ', 'નિર્ધનનું ધન', 'દીનનો દયાળ' છે—એમ કહેવામાં આવે છે તે યોગ્ય જ છે, કારણ કે પ્રભુના ધામનું સુખ જેવું આ દુનિયાના દુઃખી જીવને

મીઠું લાગે છે તેવું સુખી જીવને લાગી શકતું નથી, ઇત્યાદિ. આખરે ડૉ. પ્રિમરોઝનો અને આખા કુટુંબનો દિવસ ફરે છે. સ્ક્વાયર સુધ્ધાંત એના દુશ્મનો પણ પસ્તાઈને ઠેકાણે આવે છે. છોકરા છોકરીઓ ઠેકાણે પડે છે. દેવાળું કાઢી નાસી ગયેલો વેપારી બેલ્જિયમમાં પકડાય છે, એની મિલકતમાંથી ડૉ. પ્રિમરોઝનું ગયું ધન પણ પાછું આવે છે અને સઘળાં સારાં વાનાં થાય છે.

આજે મને આ વાર્તામાં ડૉ. પ્રિમરોઝનું અડગ ધૈર્ય, એની અદ્ભુત પ્રસન્ન વૃત્તિ, એનું ભોળું ક્ષમાળું હૃદય, અને એનો પ્રભુ ઉપર પૂર્ણ વિશ્વાસ — એ તત્ત્વો આકર્ષક લાગે છે. અને તેથી એના ગુણોના વર્ણનમાં ધાર્યા કરતાં મારાથી વધારે લંબાણ થઈ ગયું. પણ મારે કહેવું જોઈએ કે, નાનપણમાં મને અને — હું ધારું છું, મારી સાથેના સર્વ વિદ્યાર્થીઓને જે વધારેમાં વધારે ગમતું અને જેનો અત્યારે હું ઉપર ઉલ્લેખ કરવો પણ ભૂલી ગયો, તે ડૉ. પ્રિમરોઝના બે ટટ્ટુ — એક કાણું અને બીજું બાડું, — અને એ ઉપર દેવળ જવા ચઢેલી કુટુમ્બની સવારી — પાસેના શહેરના શુક્રવારમાં ટટ્ટુ વેચવા ગયેલો અને એને બદલે પાંચ છ આનાનાં ચશ્માં લઈ પાછો આવેલો મોઝીઝ (વિકારનો નાનો છોકરો), અને વિકારને પણ મૂંડી ગયેલો પેલો મોટો દાઢીવાળો શબ્દાડંબરી ફિલસૂફ ધુતારો — મિ. જેન્કિન્સ.

## સ્વાધ્યાય

૧. આમાંથી તમને જે કોઈ એક પાત્ર ગમ્યું હોય તેની ઓળખ આપો.

૨. ગામડાંના વિકાસ વિષે નોંધ લખો.

૩. તમારા 'નાનપણના સાથી' વિષે નિબંધ લખો.

# દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

[ રેતી પર પડતાં પગલાંના અવલોકનમાંથી જન્મેલું આ એક કાવ્યમય વર્ણન છે. કુદરત આખીમાં પ્રત્યેક વસ્તુને પોતાની પાછળ પોતાની છાપ મૂકી જવાની જે ટેવ છે તેનું આમાં જે પૃથક્કરણ છે તેને વિશેષ ઉદાહરણો ઉમેરી લંબાવતાં આનંદ આવશે. લેખકે જે જે પ્રસંગો નોંધ્યા છે, અને તે ઉપરથી જે અનુમાનો તારવ્યાં છે તેથી જુદા પ્રકારનાં અનુમાનો એ પ્રસંગોમાંથી તારવી શકાય ? જરા બુદ્ધિને કસી જોજો. યદિ ભાઃ વ૦ આભમાં હજાર સૂર્યનો પ્રકાશ એકી સાથે ઊગી આવે તો તે એ મહાત્મના તેજની તોલે આવે :

એકી સાથે ઊગી ઊઠે આભે સૂર્ય સહસ્રની
આભા, તો તેજની તોલે આવે એ તે મહાત્મના. ]

## પગલાંની લિપિ

ઈશ્વરે માણસની દૃષ્ટિ આગળ રાખી છે, પાછળ નથી રાખી. તેથી માણસ આગળ જોઈ શકે છે, પણ પોતાનાં કર્મોનાં પરિણામ પાછળ કેવાં થાય છે એ તરફ એનું ધ્યાન નથી રહેતું. માણસે કરેલી મોટરમાં પણ આગળ અજવાળું અને પાછળ ગંધાતો ધુમાડો હોય છે. છતાં માણસ પાછળ એનાં પગલાં પાડી રાખવાની વ્યવસ્થા કુદરતે કરેલી છે જ. અંગ્રેજીમાં કહેવત છે કે ખૂનની વાત છાની રહી શકતી નથી. પણ એ નિયમ તો દુનિયાની દરેક વસ્તુને લાગુ પડે છે. કુદરતના પેટમાં કશું માતું જ નથી. એ કહી દે છે. આઠ દસ હજાર વર્ષ પછી પણ કહ્યા વગર એનાથી રહેવાતું નથી. સમુદ્રના ઉદરમાં કેવા શંખલા હોય છે એ બહારની દુનિયાને બતાવ્યા વગર મોજાંઓથી રહેવાતું જ નથી. હજારો વરસ પહેલાંનાં પ્રાણી, તુચ્છ ગણાતાં પ્રાણી કેવાં હતાં એનો ઇતિહાસ પૃથ્વીના પેટમાં પથરાનાં કે કોલસાનાં પડ વચ્ચે સાચવેલો જડે છે. જેટલી ઘટનાઓ કુદરતમાં થાય છે તે બધી કુદરત ક્યાંક ને ક્યાંક નોંધી રાખે છે અને ઉપર લખે છે દા. પોતે. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, તારા, પશુપક્ષી, ઝાડપાન, પહાડો અને નદીઓ, શહેરો ને ગામડાંઓ, નદીના

પટ ને સમુદ્રનાં તળિયાં, દરેક જણ પોતાનો ઇતિહાસ બોલે છે. અને માણસ? માણસ દંભી છે, ઠગ છે, કળાબાજ છે, ડોળ કરવાની એની શક્તિ અસાધારણ છે. છતાં એ પણ પોતાનો ઇતિહાસ ઉઘાડો પાડ્યા વિના રહેતો નથી. માથા પરના વાળ, કપાળ પરની કરચલીઓ, ગાલ પરના ખીલ અને આંખ પરની કાળાશ, સુકાઈ ગયેલા હોઠ અને ગંચળ કે જડ આંખ, ખસી ગયેલા દાંત તળેના અવાળુ અને ફાટી ગયેલો અવાજ, દરેક વસ્તુ જીવનનો ઇતિહાસ જાહેર કરે છે. જે સમજી શકે તે સમજી શકે છે. માણસની ભાષા અને એનું લખાણ, અક્ષરનો આકાર અને લીટીઓનો ચડાવ કે ઢોળાવ, દરેકમાંથી એનો સ્વભાવ સ્પષ્ટ થાય છે. માણસ જ્યારે ગાફેલ હોય છે ત્યારે એનો રૂઢ સ્વભાવ જાગ્રત હોય છે. માણસ ઇરાદાપૂર્વક બોલે છે ત્યારે એનો અનુભવ અને એના સંસ્કારો બોલે છે. પણ જ્યારે એનાથી બોલાઈ જવાય છે ત્યારે જિંદગીની મૂડી ઉઘાડી પડે છે. માણસ આગળ ચાલે છે. એનાં પગલાં પાછળ પડે છે. સમુદ્રકિનારે મોજાંઓ પોતાનો ઇતિહાસ રેતીમાં લખી રાખે છે. થોડીક ટેવ પછી, પવન કેમ વાતો હતો અથવા આજે કઈ તિથિની ભરતી હતી, એ રેતીનાં મોજાં પરથી માણસ જો વરતી શકે તો તેમાં નવાઈ નથી. રેતીના પટ પર લોકોનાં પગલાં પડેલાં તપાસવાનો મને છંદ લાગ્યો છે. કેટલાક વરણાગી લોકો પોતાનો પોશાક અને પોતાના રુઆબની આસપાસના લોકો પર કેવી છાપ પડે છે એ તીરછી આંખે ચૂપચાપ જોઈ લે છે. એ છાપ બરાબર પડવા માટે બિચારા કેટલી કૃત્રિમતા કેળવે છે. પણ એ બાપડાને ખબર નથી હોતી કે એમનો સાચો સ્વભાવ કેવો છે, એ સંસ્કારી છે કે અસંસ્કારી છે, એની છાપ એમના પગ રેતી પર પાડી બતાવે છે. ઈમાનદાર મજૂરોના પગ જુદી રીતે પડે છે, અને આળસુ ઉજળિયાત લોકોના પગ જુદા પડે છે, એ એમના અંગૂઠા પરથી તપાસી લેજો. જેને ખૂબ ચાલવાની ટેવ છે એની એડીઓ જુદી દેખાય છે, અને જેઓ ચાલવાનો ડોળ જ કરે છે

તેમની એડી જુદી હોય છે. ફેશનેબલ સ્ત્રીપુરુષો અને છોકરા-છોકરીઓ ચાલ્યાં ગયાં હોય તો એમનાં પગલાં પણ એમના બધા ચાળાની ચાડી ખાય છે. પોતાનું નારીપણું સમાજ પર વધારે ઠસાવવા માટે ઝીણી પાતળી એડીવાળાં બૂટ તેઓ પહેરે છે તેથી તો ઘણું સહેલું થાય છે. ડોસાઓની લાકડી એક રીતે બોલે છે, જ્યારે રમતિયાળ છોકરીઓની લાકડીની છાપ જુદી હોય છે.

આજે ફરીને પાછા આવતાં 'હાયપરબોલા' (Hyperbola)-ના આકારની નિશાનીઓ દૂર સુધી મેં જોઈ. શાની હશે એની કેમે કરીને કલ્પના ન થાય, ઘડીકમાં વર્તુળ થાય, ઘડીકમાં અણીદાર થાય, પણ એનો વાંક અત્યંત સ્વાભાવિક અને એ છાપ સરખે આંતરે પડતી હતી. આ છાપ શાથી પડી હશે? મેં મારી લાકડી વતી એવી છાપો પાડવાનો ખૂબ પ્રયત્ન કર્યો. પણ પેલી છાપ જેમ સમભદ્ર હતી તેવી ન આવે. ક્યાંક ને ક્યાંક વેલાંટી જેવો ઝુકાવ આવે. હું ફરી વિચાર કરવા લાગ્યો અને તપાસવા લાગ્યો. જોયું તો દરેક વક્ર છાપ વચ્ચે બૂટની નિશાની પડેલી. એકએ ઠેકાણે એ લીટી ઉપર જ બૂટની છાપ પડીને તેટલી લીટી ભૂંસાઈ ગયેલી. લીટીનો વક્ર કોણ જ્યાં વિશાળ હોય ત્યાં લીટી જાડી થતી અને જ્યાં લઘુ હોય ત્યાં પાતળી થતી. બૂટની છાપ તપાસતાં ખાતરી થઈ કે એ પગ નાના બાળકનો છે અને ઘણે ભાગે એ છોકરીનો હોવો જોઈએ. એની એડી અણિયાળી ન હતી પણ ચાલવાની ઢબ જ બનાવતી હતી કે 'લેડી શુ'થી ચાલવાનું અનુકરણ કરવાનો એમાં પ્રયત્ન છે. આનો અને પેલી લીટીનો સંબંધ હોવો જ જોઈએ. એટલામાં ધ્યાન આવ્યું કે બૂટ પરથી બાળકીની ઉમરની જેટલી કલ્પના કરીએ એના પ્રમાણમાં કદમ દૂર દૂર પડ્યાં છે. આટલો મસાલો ભેગો થયો અને તરત જ એમાંથી અનુમાન સળગી ઊઠ્યું કે છોકરી 'સ્કિપિંગ રોપ' લઈને રમતી હોવી જોઈએ. દોરીના બે છેડા હાથમાં પકડી માથા પરથી પગ સુધી ચક્કર ચલાવતી ચલાવતી એ ચાલતી હોવી જોઈએ.

પરમ દિવસે એક ઠેકાણે એક મોટું હાડકું પડેલું હતું અને એની આસપાસ કૂતરાનાં પગલાં પડ્યાં હતાં. નિહાળીને જોતાં ખાતરી થઈ કે કૂતરાં બે હોવાં જોઈએ. એકના નખ ટૂંકા હતા, બીજાના જરા લાંબા હતા. જેના નખ ટૂંકા હતા એના પગ તળેના તળિયાના ડાઘા ચપટા હતા એટલે એ કૂતરું નાનું હોવું જોઈએ. હાડકા માટે બન્ને દોડતાં આવ્યાં હશે, જરાક લડ્યાં હશે અને સમુદ્રનાં માછલાંઓએ હાડકા પર કરડવા જેવું કશું રાખ્યું નથી એનો અનુભવ થયા પછી નકામા લડ્યાનો પશ્ચાત્તાપ કરી મિત્ર થઈને પાછાં ગયાં હશે.

ગઈ કાલે સવારે એક ગાય અને વાછરડીનાં પગલાં રેતીમાં પડ્યાં હતાં. વાછરડી ગાયની પાછળ પાછળ ચાલતી હશે એ અનુમાન તો સહેજે થાય છે, પણ પગલાં બતાવતાં હતાં કે ગાય સીધી ચાલતી હતી જ્યારે વાછરડી ઘડીકમાં જમણી બાજુ ચાલે અને ઘડીકમાં ડાબી બાજુ ચાલે. આમ કેમ હશે? કલ્પના બાંધી કે ચાલતાં ચાલતાં ધાવી શકાય તો ધાવી લેવું એવો મનસૂબો વાછરડીએ કર્યો હોવો જોઈએ.

માણસનાં પગલાંમાં એક મોટો ભેદ દેખાય છે. કેટલાકના શરીરનો આખો ભાર પગની અંદરની બાજુ પડે છે, કેટલાકનો બહારની બાજુ, એનું કારણ હજી શોધી શક્યો નથી. જોકે શક જાય છે કે કદાવર લોકોનો ભાર અંદર પડતો હશે; અને ઠીંગણા લોકોનો ભાર બહારની બાજુ. અત્યારે તો એ ખાલી કલ્પના છે. રેતીના પટને લીધે ઘણા લોકોને તપાસવાની તક મળી છે. કંઈ પણ નિયમ બાંધી શકાશે ખરો. કેટલાક લોકો અમુક દૂર સુધી ફરવા જઈ પાછા ફરે છે. એ વખતે પાછા ફરવાનો નિશ્ચય તરત કર્યો છે કે થોડોક વખત અનિશ્ચિત દશામાં રહી પછી નિશ્ચય કર્યો છે, એ પણ પગલાં બતાવી દે છે. એકલા એકલા ફરનારા લોકો ઘણે ભાગે જેવા ગયા તેવા જ પાછા ફરે છે. આ નિયમ સાર્વત્રિક નથી. પણ જેઓ

ફરતી વખતે મનમાં વિચાર કરતા જાય છે, અંતર્મુખ હોય છે, તેમને માટે આ નિયમ હોવો જોઈએ. મોઢું ટોળું હોય તો સીધું નથી ચાલતું. શંખલાની હારમાં જેઓ ચાલે છે તેઓ કેકાણે કેકાણે થોભેલા દેખાય છે. મારાં પોતાનાં જ પગલાં પાછા વળતાં તપાસી કેટલાંય અનુમાનો બાંધી શક્યો છું. અને કોઈક વાર મારી પેઠે પગલાંનું નિરીક્ષણ કરનાર કોઈ પાગલ મારી પાછળ આવે અને કંઈક અનુમાન બાંધે તો એને ભુલાવામાં નાખવા માટે નિયમ વિરુદ્ધ પણ થોડોક ચાલ્યો છું. પગીઓએ અને ચોરોએ આવી રીતે પોતાનું શાસ્ત્ર નક્કી કરેલું હોવું જોઈએ. વચમાં મનમાં વિચાર આવ્યો કે જોડા કે ચંપલ ઊંધા પહેરીને એટલે કે આંગળી તરફ એડી કરીને ચાલવાનો પ્રયત્ન જો થઈ શકે તો પગેરું કાઢનારની દિશાભૂલ કરી શકાય કે નહિ? પ્રયોગ કર્યા વગર એ કહી ન શકાય. પગના પડતા ખૂણા ઉપરથી એ યુક્તિ પણ વરતી શકાય એમ લાગે છે.

કુદરત આખી પોતાના હસ્તાક્ષર જ્યાં ત્યાં નોંધી રાખે છે. માણસનાં પગલાં એની પાછળ રહી જાય છે, દરેક માણસનો સ્વભાવ એના વંશજોમાં અને એના સમાજમાં કાયમનો નોંધાયેલો હોય છે. છાનું કે જાહેર માણસ જે કંઈ કરે છે તેની અસર આખા સમાજ પર થાય છે. આખું વિશ્વ સંકળાયેલું છે.

ત્યારે આકાશના તારાઓ એ કોનાં પગલાં હશે? એ કોનો ઇતિહાસ હશે? કવિઓ કહેશે કે પરમાત્માનો છે. પણ તેમ ન માની શકાય, કેમકે —

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता।
यदि भाः सदृशी सा स्याद् भासस्तस्य महात्मनः॥

## સ્વાધ્યાય

૧. આ નિબંધનું મથાળું કેટલે અંશે સાર્થ છે તે ચર્ચો

૨. લેખકે જે જે પ્રસંગો નોંધ્યા છે તે દરેકમાં લેખકની દલીલ કેટલે અંશે તમને બરોબર લાગે છે તેની ચર્ચા કરો.

૩. માનવ ઇતિહાસને કોઈ લિપિ તરીકે ઓળખાવવો હોય તો તમે એને શાની લિપિ તરીકે ઓળખાવશો ?

૪. પોતાના સંસ્કાર મનુષ્ય પાછળ મૂકતો જાય છે એને પણ પગલાં કહી શકાય કે નહિ ? લેખક એ સંબંધી કોઈ જગ્યાએ કંઈ સૂચન કરે છે ?

૫. આ નિબંધ જીવન માટે કેવા આદર્શોની પ્રેરણા આપે છે ?

# કનૈયાલાલ મુનશી

[ આ દૃશ્ય 'લોપામુદ્રા' ભાગ ૩ માંથી લીધું છે. વિશ્વરથ ( કૌશિક ) ભરતોનો રાજા હતો. અગસ્ત્યને ત્યાં ભણતો હતો તેવામાં તેનું અને સહાધ્યાયી ઋક્ષનું આર્યોના વિરોધી દસ્યુરાજ શમ્બરે હરણ કરેલું. શમ્બરના કિલ્લામાં સંજોગવશાત્ વિશ્વરથ અને શમ્બરકન્યા ઉગ્રાનાં મન મળી ગયાં. પાછળથી આર્યોનાં ઉપાના અવતાર સમાં સ્ત્રી-ઋષિ લોપામુદ્રા પણ આ કિલ્લામાં કેદ થયાં. ભરત અને તૃત્સુ જાતિના લડવૈયાઓને લઈ અગસ્ત્ય આ ત્રણેને બચાવવા શમ્બર પર ચડાઈ કરે છે. શમ્બરનો ધર્મગુરુ ભૈરવ ત્રણે કેદીઓનો દસ્યુદેવ ઉગ્રકાલ આગળ ભોગ આપવાનું ઠરાવે છે. છેક છેલ્લી ઘડીએ ઉગ્રા વિશ્વરથના સ્નેહને કારણે આર્યોને શમ્બરગઢનો ભેદી માર્ગ બતાવી અંદર દાખલ કરી દે છે અને ત્રણે બચી જાય છે. આર્યોને હાથે પોતાનાં પિતામાતા, ભાઈભાંડુને મરતાં ઉગ્રા જુએ છે, તોય તે સરળ દસ્યુકન્યા વિશ્વરથને વળગી રહે છે. આર્યો વિજયી થઈને તૃત્સુઓના ગ્રામમાં અગસ્ત્યને આશ્રમે સરસ્વતીતીરે પાછા ફરે છે, ત્યાં વિશ્વરથ ધડાકો કરે છે, કહે છે કે, 'દસ્યુકન્યા ઉગ્રાને રાજરાણીને પદે સ્થાપો તો જ રાજા થાઉં.' પણ એ કાંઈ સહેલ વાત છે ? સામે ઊભા છે 'આર્યો થતા નથી — જન્મે છે' એમ દૃઢ અભિપ્રાય ધારણ કરનાર શુદ્ધિવાદી વસિષ્ઠ, અને આવી વર્ણસંકરતામાંથી આર્યોની સંસ્કૃતિને બચાવવા માટે વિશ્વરથ એની અયોગ્ય માગણી સવાર સુધીમાં ન છોડી દે તો પ્રાણ ત્યાગવા તૈયાર થનાર ગુરુ અગસ્ત્ય. ખુદ ભરતો પણ કદાચ પોતાની રાજરાણી તરીકે દસ્યુકન્યાને સ્વીકારવા પહેલાં એને, રાજાને ને એવું કહેનારને ચાંચડની માફક મસળી નાખે. તૃત્સુઓ પણ મિત્રતા છોડી દે ને વિરોધી બને. પણ વિશ્વરથ કોઈની અને કશાની પણ પરવા કરતો નથી. એક વખત એવો હતો કે પોતે ગુરુપુત્રી રોહિણીનો પ્રેમ મેળવવામાં પોતાનું

અહોભાગ્ય માનત. આજે રોહિણી તૃત્સુકુમાર સુદાસ જોડેના એના વિવાહ ફોક થયાના, એટલે કે વિશ્વરથ ધારે તો એને પરણી શકે એવા લોભાવનારા, સમાચાર લાવે છે. વિશ્વરથ દસ્યુકન્યા ઉગ્રાની મૂર્તિ સ્મરણમાં લાવી આ પ્રલોભન તરફથી આંખ ફેરવી લે છે. બધા જ એનો વિરોધ કરે છે, છતાં એ પોતાની શ્રદ્ધામાં અચલ અને અડગ ઊભા રહે છે. ઋષિઓ જેની કૃપાથી ઋષિ થાય છે એવા વરુણની પ્રેરણા એ યાચે છે, અને સૂર્યનું આવાહન કરે છે. એના મુખમાંથી માનવોને અખૂટ પ્રેરણારૂપ થઈ પડનાર ગાયત્રીમંત્રના શબ્દો ઝરે છે. એ મંત્ર ઉગ્રા પાસે એ કટકે કટકે ઉચ્ચારાવે છે: 'તે સવિતાદેવના વરેણ્ય (ઇચ્છવાલાયક) ભર્ગ (પ્રકાશ)નું અમે ધ્યાન ધરીએ છીએ, જે અમારી બુદ્ધિને પ્રેરો.' અને કરગરતા અવાજે સૂર્યને પૂછે છે, 'દેવ! સવિતા! બોલો! ઉગ્રા આર્યા છે કે નહિ? બોલો!' ચારે દિશામાંથી સૂર્યનો હકારનો અવાજ ગાજી રહે છે. આને ચમત્કાર કહો કે વિશ્વરથની આત્મશ્રદ્ધાનો પડઘો ગણો, લેખક જે વસ્તુ પર ભાર મૂકવા માગે છે તે એ છે કે રંગથી આર્યતા કે દસ્યુતા નથી, હૃદયથી છે. આ સત્ય વિશ્વરથને લોપામુદ્રાઋષિના આશીર્વાદથી લાધ્યું તેથી એ વિશ્વરથના વિશ્વામિત્ર બન્યા. પહેલાં એ વિશ્વનો રથ હતા, ભારે ગૌરવભર્યું એ પદ હતું. પણ હવે એ વિશ્વના મિત્ર બન્યા. આ પદ સાથે બીજા કયા પદની તુલના થઈ શકે?

પ્રવેશ શરૂ થાય છે ત્યારે શામ્બરીને પરણવાની ઘેલછા છોડી દેવા વિશ્વરથને તેનો સેનાપતિ પ્રતર્દન, જમદગ્નિ નામનો એક તેજસ્વી યુવાન, કર્દમ નામનો એક વૃદ્ધ ભરત, વગેરે સમજાવી રહ્યા હોય છે. સામ, દંડ, ભેદ આદિ બધી યુક્તિ પ્રયુક્તિઓ તેઓ અજમાવી ચૂક્યા હોય છે. પણ તેમાંની એકેય કામ નથી આવતી. એવામાં વસિષ્ઠ આવે છે. વિશ્વરથના ગુરુ અગસ્ત્યના તે ભાઈ છે, અને તેમના બોલને સહુ વેદવાક્યની જેમ માનપૂર્વક ઝીલે છે. વિશ્વરથને પણ તેમને માટે અપાર આદર છે. હવે આગળ વાંચો.]

## લોપામુદ્રામાંથી

વસિષ્ઠ — [હસીને] વિશ્વરથ છે કે?

વિશ્વરથ — મુનિવર્ય! વંદું છું. [પગે પડે છે.]

જમદગ્નિ — મહર્ષિ ! મારા પણ —

[પગે પડે છે પ્રતર્દન ને કર્દમ પણ પગે પડે છે]

વસિષ્ઠ — વત્સો ! શત શરદ જીવજો. બેસો. [બધા બેસે છે.]

વિશ્વરથ — [મહામહેનતે ચિત્ત ઠેકાણે રાખી] મુનિવર્ય ! આવ્યા તે કૃપા કરી. બોલો, આજ્ઞા કરો !

વસિષ્ઠ — વિશ્વરથ ! મારે તારી જોડે વાત કરવી છે - ખુલ્લે દિલે. અત્યાર સુધી મેં તારું મન જાણ્યું નથી. મને જણાવશે ?

વિશ્વરથ — [એદથી] ખુશીથી. આ બધા અંગના માણસો છે. પૂછો - જે પૂછવું હોય તે. [નીચું જુએ છે.]

વસિષ્ઠ — [ભાવવિહીનતાથી] તું શું કરવા બેઠો છે તેની તને ખબર છે ?

વિશ્વરથ — [ઊંચું જોઈ, ધીમેથી] હા.

વસિષ્ઠ — ભગવાન્ અગસ્ત્ય તને છોડી જશે —

વિશ્વરથ — [દયામણી રીતે] માત્ર એ ભયે હું દેવની આજ્ઞા કેમ લોપું ?

વસિષ્ઠ — તૃત્સુઓ જોડે વેર થશે તો ?

વિશ્વરથ — [ફિક્કું હસીને] એ પણ ભય જ ને —

વસિષ્ઠ — તારી ઘોપામા પ્રાણ છોડશે તો ?

વિશ્વરથ — [અવાજમાં શ્રદ્ધા આવે છે.] એ રાગે કેં દેવાજ્ઞા ઉથાપાય ?

વસિષ્ઠ — ને ભરતો — [પ્રતર્દનને જોઈ અટકે છે.]

વિશ્વરથ — [આંખો ચમકે છે.] પદભ્રષ્ટ કરે તો ! મારી નાંખે તો ! [પ્રેરણાભર્યે અવાજે] મુનિવર્ય ! મુનિવર્ય ! મને રાજ્યપદનો મોહ નથી. મને જિંદગી વહાલી નથી.

વસિષ્ઠ — [હસીને] પણ ત્યારે શાનો મોહ લાગ્યો છે ? દસ્યુકન્યાનો ?

વિશ્વરથ — ના. [વિજયથી ઊંચું જોઈ] કહું? મને મોહ લાગ્યો છે મારા દેવની આજ્ઞાનો.

વસિષ્ઠ — [દૃઢતાથી] દેવો આવી આજ્ઞા કરે નહિ!

વિશ્વરથ — [કાંપતે સ્વરે] કરે છે! કરે છે! ઘડીએ ને પલે—

વસિષ્ઠ — શી?

વિશ્વરથ — જે સ્ત્રીને મેં સ્વીકારી - જેનો જીવનપ્રવાહ મારામાં ભળ્યો તે જ મારી, તે જ મારી પત્ની, તે જ સમભાગિની ને તે જ સહધર્મચારિણી!

વસિષ્ઠ — આ દેવની આજ્ઞા નથી. [તિરસ્કારથી હસીને] આ કોની પ્રેરણા છે તે હું સમજી શકું છું.

વિશ્વરથ — [અધીરાઈથી] ભગવતી લોપામુદ્રા મારે મન પૂજ્ય છે. એની એ પ્રેરણા હોય તોય તેમાં મને દેવની આજ્ઞા સંભળાય છે.

વસિષ્ઠ — પણ શામ્બરી આર્યા નથી.

વિશ્વરથ — [ઉત્સાહથી] નથી? નથી? શા માટે નથી? વેદજ્ઞ મુનિવર્ય! દસ્યુકન્યા દાસી બને - અવરુદ્ધા બનાવી શકાય - તો - તો ભાર્યા કેમ નહિ? એનામાં આર્યાઓને દુષ્પ્રાપ્ય એવાં શુદ્ધિ ને સ્નેહ છે. એણે મારે માટે બાપ ને જાત મરાવ્યાં. શું ઓછું છે?

વસિષ્ઠ — [તટસ્થ ન્યાયવૃત્તિથી] વત્સ! આ છોકરવાદી છે - દેવાજ્ઞા નથી. એનાથી તને કાળાં, ચીબાં છોકરાં થશે, તેને અથર્વણ ને અગસ્ત્યની વિદ્યાના અધિકારી બનાવશે? તેને કુશિક ને જહ્નુને સિંહાસને બેસાડશે?

[પ્રતર્દન અને કર્દમ માથા વતી અનુમતિ દર્શાવે છે.]

વિશ્વરથ — [પૂજ્યભાવભર્યે અવાજે] મુનિવર્ય! હું રાત ને દિન દેવોની પ્રેરણા પ્રાર્થું છું. પણ મને આ સમજાતું નથી. હજારો ભૂંડી આર્યાઓ ગ્રામે ગ્રામે રઝળે છે, ને શામ્બરી આર્યા શા માટે નહિ?

વસિષ્ઠ — [નિશ્ચલતાથી] આર્યો બનતા નથી, જન્મે છે.

વિશ્વરથ — [ આક્રંદ કરીને ] ના–ના–ના. મને દેવની વાણી જુદી સંભળાય છે. મારામાં જો આર્યત્વ હોય તો હું બીજાને કેમ ન અર્પી શકું ? ને ન અર્પું તો મારું તપ એટલું ઓછું.

વસિષ્ઠ — [ સખત નાપસંદગી દર્શાવી ] મને શી ખબર કે તું છેક આવો ગાંડો થઈ ગયો છે. અનાર્યના આર્ય કદી થયા છે ?

વિશ્વરથ — [ આકળા થઈને ] ન થાય તો અથર્વણ, અંગીરા ને મૈત્રાવરુણની વિદ્યા નકામી. મુનિ ! આપનાં તપ ને શુદ્ધિ નિરર્થક. [ગૂંગળાઈને] કોઈ મને સમજતું નથી. દેવ ! દેવ ! હું ખરો કે આ બધા ? [ બેધ્યાન બની અંતરીક્ષમાં જોઈ રહે છે. થોડી વાર કોઈ બોલતું નથી. ]

વસિષ્ઠ — [ ઊઠીને ] તું નહીં જ માને ? તો ભલે ! પણ અનંત કાલ સુધી આર્યોના વિધ્વંસક તરીકે ઓળખાશે. પિતૃઓ પણ તારો સ્વીકાર નહીં કરે.

[ બધા ઊભા થાય છે. ]

વિશ્વરથ — [ નીચું માથું નાખીને ] જેવી દેવની ઇચ્છા. મુનિવર્ય ! હું દેવને આધીન છું. પણ – પણ – આમાં જ, કરું છું તેમાં જ – આર્યોનો ઉદ્ધાર નહીં સમાયો હોય ?

[ પગે લાગે છે. ]

વસિષ્ઠ — વારુ ! દેવ વરુણ તને સદ્‌બુદ્ધિ આપે.

[ જાય છે. ]

વિશ્વરથ — [ બેધ્યાનપણામાંથી જાગીને ] કર્દમ ! પ્રતર્દન ! મને ક્ષમા કરો. [ નિશ્ચયથી ] જોઈએ તો ભરતો જહ્નુનું સિંહાસન બીજાને આપે. શામ્બરી વિના હું એકલો એ સિંહાસને નહીં ચઢું. જોઈએ તો જાઓ – [ અધીરાઈથી ] – મને છોડી, ચાલ્યા જાઓ.

પ્રતર્દન — [ ગભરાઈને ] ઓ મારા દેવ !

કર્દમ — ધાણ નીકળી ગયો.

[ માથું ધુણાવતો બહાર જાય છે. ]

પ્રતર્દન — ભાર્ગવ ! શું કરીશું ?

જમદગ્નિ — દેવની ઇચ્છાને આધીન થઈ બેસીએ, બીજું શું ?

[ રોહિણી આવે છે. ]

રોહિણી — કૌશિક છે, ભાર્ગવ?

પ્રતર્દન — પધારો!

જમદગ્નિ — [ચિન્તાથી] તું ક્યાંથી? ગુરુદેવનો કંઈ સંદેશો છે?

રોહિણી — [ખેદથી માથું ધુણાવે છે.] ના. મારે કૌશિકને મળવું છે. કેમ છે?

જમદગ્નિ — [નિરાશાથી] ખોટું! ઘણું ખોટું થાય છે.

રોહિણી — મારે કૌશિક જોડે વાત કરવી છે.

જમદગ્નિ — એકલાં?

રોહિણી — હા.

જમદગ્નિ — બેસ! હું મોકલી આપું.

પ્રતર્દન — ત્યારે હું રજા લઉં છું. તૈયારી ઘણી કરવાની છે.

[જમદગ્નિ અંદર જાય છે. પ્રતર્દન ધીમે ડગલે અગ્નિ પાસે જઈ એક પાટ પર બેસે છે. વિશ્વરથ આવે છે ને પાસે આવીને ઊભો રહે છે.]

વિશ્વરથ — [દૈન્યથી અને ખેદભર્યા અવાજે] રોહિણી! તું!

[બેસે છે. પણ અગ્નિ તરફ જોઈ બેધ્યાન બને છે.]

રોહિણી — [ધીમેથી] કૌશિક — કૌશિક! [સાશ્રુ] મારી જોડે ગુસ્સે છે? [વિશ્વરથ બેધ્યાન બેસી રહે છે] મારી જોડે પણ નહિ બોલે?

[એની સામું જુએ છે. એ રડે છે ને છેડા વડે આંખ લૂછે છે.]

વિશ્વરથ — [ધ્યાનમાં આવીને ચમકીને] નહીં! નહીં! [કરગરીને] રડ નહીં. તું રડે છે તે મારાથી જોવાતું નથી. [ધ્રુસકું આવે છે]

રોહિણી — [અજાયબ થઈને] વિશ્વરથ! તું પણ રડે છે?

વિશ્વરથ — [ધ્રુસકાં ખાઈને] મને રડવા દે! રડવા દે' તારી આગળ નહીં રડું ત્યારે કોની આગળ? [દયામણી રીતે] તું આટલા દહાડા મને મળીયે નહીં.

રોહિણી — [આંસુ લૂછીને] તું એટલો ગુસ્સે હતો કે તારી પાસે આવવાની મારી હિમ્મત નહિ ચાલી.

વિશ્વરથ — [ચકિત બની] ગુસ્સે! કોણે કહ્યું?

રોહિણી — [ફિક્કું હસીને] જગત કહે છે.

વિશ્વરથ — ને તું માને છે? રોહિણી! [ધ્યાનથી જોઈને] તારી પ્રકૃતિ કેમ છે? સારી નથી લાગતી. જો...ને [કૈંક ભૂલી ગયેલી વસ્તુ સંભારતાં] તારા લગ્ન વિષે.....સુદાસ જોડે...... [કંઈ યાદ આવતું નથી. નિરાશાથી] મેં શું સાંભળ્યું હતું? ચોક્કસ યાદ નથી. [નિસાસો મૂકીને દયામણી રીતે] મારું માથું ખસી ગયું છે. બધું – બધું ભૂલી જવાય છે.

[રોહિણી તરફ જોઈ રહે છે.]

રોહિણી — કૌશિક! કાકાએ મારા પર દયા કરી, સુદાસ જોડેનો મારો વિવાહ ફોક કરાવ્યો.

વિશ્વરથ — [હર્ષના આવેશમાં] તું સુદાસ જોડે નથી પરણવાની! [ધ્યાન ઠેકાણે આવવાથી મુખ પર વેદના દેખાય છે.] ઓ દેવ! દેવ!

રોહિણી — [કરગરીને] કૌશિક!

વિશ્વરથ — [ત્રાસીને] શું દેવો મને જીવતો જળાવવા માગે છે? [આંસુ લૂછે છે.]

રોહિણી — [દયામણી] વિશ્વરથ —

વિશ્વરથ — [રડતે રાગે] એક વાર એ પ્રસંગ માટે વલખાં મારતો હતો. આજે [રડતે રાગે] તને હું શામ્બરીની સપત્ની કયે મોઢે બનાવું? [રડી દે છે.]

રોહિણી — [નિરાશાભરી] એ સ્વપ્નાં છોડી દે. ગાંડા! [આંખ લૂછી ટટાર થાય છે.] સાંભળ! હું કહેવા કંઈ આવી ને કંઈ કહેવાઈ ગયું.

વિશ્વરથ — કહે. [સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતાં] શું કહેવું છે?

રોહિણી — તને ખબર છે? જો તું શામ્બરીને કાલે નહીં આપે – તો – તો –

વિશ્વરથ — હું જાણું છું.

રોહિણી — ના. તું નથી જાણતો — તાત પ્રાણ ત્યાગશે.

વિશ્વરથ — [એકદમ ટટ્ટાર થઈ, ફાટે ડોળે] હેં ! શું કહે છે?

રોહિણી — હમણાં જ મને એમણે પોતાનો સંકલ્પ કહ્યો.

વિશ્વરથ — [આત્મતિરસ્કારથી] અને હું અનાર્ય — કુલદ્રોહી — જાતિદ્રોહી — ગુરુહત્યારો ! [અવાજ પણ તૂટે છે.] તારો પણ હત્યારો!

રોહિણી — તો શા માટે આ જીદ લઈ બેઠો છે? શામ્બરી તારી સાથે રહી સુખી થવાની છે?

વિશ્વરથ — ના. એ તો હતભાગિણીને કર્મે દુઃખ જ લખાયું છે; [ થોડી વાર બેધ્યાન જોઈ રહે છે. ] પણ–પણ દેવો — [ આક્રંદ કરીને ] રોહિણી ! – દેવો મને જંપવા દેતા નથી. [ થોભીને ] મને વરુણદેવ રોજ કહે છે : તેં એને સ્વીકારી — મન, વાણી ને કર્મે પત્ની કરી — અને જીવનની ભાગિયણ કરતાં ડરે છે? મારાં વ્રત ભાંગશે?

રોહિણી — પણ એ તો કાળી, અનાર્ય છે —

વિશ્વરથ — રોહિણી! દેવો કંઈ જુદી આજ્ઞા કરી રહ્યા છે. મારા હૈયામાં, મારી વાણી દ્વારા એમના વેણના પડઘા પડે છે. [ પ્રેરણામય અવાજે ] વરુણે સ્પષ્ટ કહ્યું છે :— આર્યત્વ રૂપ ને રંગ વડે નથી. એ તો છે તપ વડે — સત્યમાં — ઋતના અનુકરણથી જે બધા [ પયગંબરી ધ્વનિ એના શબ્દોમાં ગાજે છે. ] શામ્બરી ત્યાગવાનું કહી રહ્યા છે તે વર્ણદ્વેષ — જન્મભેદનાં અનાર્યત્વ વાંછે છે. શામ્બરીના રંગ માટે તું બળીને ભસ્મ થશે તો જ તેમાંથી ખરું આર્યત્વ પ્રગટશે. લાખો શમ્બરો એ રાખ દિલે ચોળી, આર્યો બનશે ને મારી પ્રજા અખંડિત રાખશે.

[ ખંડ નિઃશબ્દ રહે છે. ]

શામ્બરી — [નિપથ્યે, અત્યંત નિર્બલ અવાજે] કૌશિક —

વિશ્વરથ—[નશામાંથી જાગતો હોય તેમ] ઓ ! ઓ !... [રોહિણીને, દયામણી રીતે] જો એ મને બોલાવે છે. રોહિણી! હું શું કરું? હું ગુરુનું કહ્યું માનું તો શામ્બરી દેહ છોડશે—હું મરીશ—દેવો અને પિતૃઓ મને શાપ દેશે.

શામ્બરી.—[નેપથ્યે] કૌશિક!—

વિશ્વરથ—આવ્યો—[ચાલી જાય છે.]

રોહિણી—[ધીમે ધીમે-સાશ્રુ કંઠે] બેમાંથી એક...કાલે મરવાના...અને...સાથે હું તો ખરી જ......દેવ!

[હાથમાં હપટી રાખી, અગ્નિમાં જોતી તે પૂતળા જેવી બેસી રહે છે. પાછળથી લોપામુદ્રા આવે છે. તે રોહિણીની પાસે ધીમે ધીમે આવી હેતભર્યે નયને જોયા કરે છે.]

લોપામુદ્રા—[રોહિણીને ખભે હાથ મૂકી] બહેન! તું ક્યાંથી?

રોહિણી—હેં! [ચમકીને] ભગવતી! વંદું છું.

લોપામુદ્રા—[હસીને માથે હાથ મૂકે છે.] તું અહીંયાં ક્યાંથી? વિશ્વરથને સમજાવવા આવી છે?

રોહિણી—હું કેમ સમજાવું? [માથે હાથ દઈ] મારું તો ભાગ્ય ફૂટી ગયું.

લોપામુદ્રા—શું કહે છે?

રોહિણી—[રડતાં] ભગવતી! મનુજોમાં બે જણની વાણી મારી જીવનની દોરી છે. કાલે સવારે બેમાંથી એક-કે બંને મરવાનાં,—ને મારી દોરી તૂટવાની.

લોપામુદ્રા—[ચકિત] બે કોણ?

રોહિણી—પિતાજી ને વિશ્વરથ. બેમાંથી જેનો સંકલ્પ તૂટશે તે પ્રાણ છોડશે!

લોપામુદ્રા—[ફિક્કી પડી જાય છે] શું કહે છે? પિતાજી!

રોહિણી—[નિરાધારીથી] હા. મૈત્રાવરુણે પ્રતિજ્ઞા કરી છે. જો કાલે વિશ્વરથ શામ્બરીને ન સોંપી દે તો એ યમલોક જશે. [કલ્પાંત કરી] હું શું કરું? મને કંઈ સૂઝતું નથી. ભગવતી!

ભગવતી! કંઈ રસ્તો બતાવો. એ બે વગર હું કેમ જીવીશ?

[ રડે છે. ]

લોપામુદ્રા — [ થોડી વાર વિચાર કરે છે. એની આંખોમાં કંઈક તેજો આવે છે ને જાય છે. હેતથી ] રોહિણી! હું જાણું છું — વિશ્વરથના પણ હૈયામાં તારો વાસ છે. શો રસ્તો બતાવું? [ વિચાર-મગ્ન ] હું કાલે તો જવાની —

રોહિણી — [ કરગરીને ] ના – ના – ન જશો. તમારા સિવાય વિશ્વરથ કોઈનું સાંભળશે નહીં. મારા પર દયા કરો, હું પગે લાગું.

[ હાથ જોડે છે. ]

લોપામુદ્રા — [ ધીમેથી ઊર્મિભર અવાજે ] કરગરવાની જરૂર નથી. મને શી ખબર કે અગસ્ત્ય આવી પ્રતિજ્ઞા લેશે? બહેન! તારા જેવી જ હું છું. એમાંથી એકને હું મરવા દઉં તો મારું શું થાય?

રોહિણી — [ ચમકીને ] તમારું!

લોપામુદ્રા — [ હસીને વાત ઉડાવે છે. ] રોહિણી! ઊઠ – આંસુ લૂછ. [ કંઈ વિચાર આવે છે. હસીને, સંકલ્પથી ] એમાંથી એકે નહીં મરે – હું જીવતી હોઈશ તો. થયું?

રોહિણી — [ અજાયબ થઈ ] ભગવતી — !

લોપામુદ્રા — આંસુ લૂછ. [ પડકાર કરી ] જોઈએ. [ વિજયથી હસે છે. ] એ બે આપણને મારે છે કે આપણે એ બંનેને બચાવીએ છીએ.

રોહિણી — [ પ્રશંસામગ્ન ] ભગવતી! આપ તો ઉષાનાં અવતાર છો.

લોપામુદ્રા — તું અહીંયાં રહે! [ રોહિણીને ખભે હેતથી હાથ મૂકી ] કૌશિકના જીવને શાતા વળશે. [ જાય છે. ]

રોહિણી — [ અગ્નિમાં જોઈ રહી ] અરે દેવ! શું થશે?

[ થોડી વારે વિશ્વરથ શામ્બરીની કેડે હાથ મૂકી, ચાલવામાં ટેકો દેતો આવે છે. શામ્બરી વીસ વર્ષની કાળી, ચીબી, ભારેવાઈ યુવતી છે. એની આંખો મોટી, ફિક્કી, અને મરતી હરણી જેવી છે. તે મહામુશ્કેલીએ ચાલે છે. આખો વખત એની આંખો વિશ્વરથ પર ફેરવી રાખવાની એને ટેવ છે. ]

વિશ્વરથ — ઉગ્રા ! જો ! આ રોહિણી. મેં તને વાત કરી હતી તે.

ઉગ્રા — [ અશક્ત અવાજે ] રોહિણી !

[ વિશ્વરથ એને પાટ પર બેસાડે છે. ]

રોહિણી — કેમ બ્હેન ? કેમ છે ?

ઉગ્રા — [ બીકથી ] પેલા — બિહામણા — તારા ભૈરવની છોકરી. [ વિશ્વરથને ] મારા બાપને હણાવ્યા તે ?

વિશ્વરથ — [ થાક્યે અવાજે ] ભૂલી જા બધું ! એ તો મારા ગુરુ છે — બાપથી પણ વધારે પૂજ્ય. [ રોહિણી તરફ જોઈ ] એ તો મારી બાલપણની સખી છે. હું ને એ ગુરુના આશ્રમમાં સાથે ઊછર્યાં છીએ.

રોહિણી — [દયાભીને અવાજે] બહેન ! શામ્બરી ! બીતી નહીં.

[ શામ્બરી બોલતી નથી. વિશ્વરથ ખેદથી રોહિણી તરફ જોઈ રહે છે. થોડી વાર કોઈ બોલતું નથી. ]

રોહિણી — વિશ્વરથ ! જે થાય તે. હું તો બાલપણની સખી જ છું. [ ઊઠીને ] જાઉં ? ફરી આવીશ.

વિશ્વરથ — વારુ !

[ રોહિણી ઊઠીને જવા જાય છે. સામે પ્રતર્દન હાંફ્લો ફાંફ્લો આવે છે એટલે રોહિણી પાછી આવે છે. ]

કેમ પ્રતર્દન શું છે ?

પ્રતર્દન — [ ગભરાયેલે અવાજે ] રાજન ! ખબર પડી ? ગુરુએ પ્રાણ ત્યાગવાની પ્રતિજ્ઞા કરી છે.

વિશ્વરથ — [ ખેદથી ] હું જાણું છું.

પ્રતર્દન — રાજા દિવોદાસ સૈન્ય તૈયાર કરે છે —

વિશ્વરથ — [ બેદરકારીથી ] શા માટે ?

[illegible]ર્દન — આપને જતા અટકાવવા માટે —

[illegible] — ઠીક ! આપણું સૈન્ય સજ્જ કરો.

[illegible]ર્દન — [ ગૂંચવાઈને ઊભો રહે છે. ] રાજન —

વિશ્વરથ — ઉગ્રા ! જો ! આ રોહિણી. મેં તને વાત કરી હતી તે.

ઉગ્રા — [ અશક્ત અવાજે ] રોહિણી !

[ વિશ્વરથ એને પાટ પર બેસાડે છે. ]

રોહિણી — કેમ બ્હેન ? કેમ છે ?

ઉગ્રા — [ બીકથી ] પેલા — બિહામણા — તારા ભૈરવની છોકરી. [ વિશ્વરથને ] મારા બાપને હણાવ્યા તે ?

વિશ્વરથ — [ થાક્યે અવાજે ] ભૂલી જા બધું ! એ તો મારા ગુરુ છે — બાપથી પણ વધારે પૂજ્ય. [ રોહિણી તરફ જોઈ ] એ તો મારી બાલપણની સખી છે. હું ને એ ગુરુના આશ્રમમાં સાથે ઊછર્યાં છીએ.

રોહિણી — [દયાભીને અવાજે] બ્હેન ! શામ્બરી ! બીતી નહીં.

[ શામ્બરી બોલતી નથી. વિશ્વરથ ખેદથી રોહિણી તરફ જોઈ રહે છે. થોડી વાર કોઈ બોલતું નથી. ]

રોહિણી — વિશ્વરથ ! જે થાય તે. હું તો બાલપણની સખી જ છું. [ ઊઠીને ] જાઉં ? ફરી આવીશ.

વિશ્વરથ — વારુ !

[ રોહિણી ઊઠીને જવા જાય છે. સામે પ્રતર્દન હાંફ્લો ફાંફ્લો આવે છે એટલે રોહિણી પાછી આવે છે. ]

કેમ પ્રતર્દન શું છે ?

પ્રતર્દન — [ ગભરાયેલે અવાજે ] રાજન ! ખબર પડી ? ગુરુએ પ્રાણ ત્યાગવાની પ્રતિજ્ઞા કરી છે.

વિશ્વરથ — [ ખેદથી ] હું જાણું છું.

પ્રતર્દન — રાજા દિવોદાસ સૈન્ય તૈયાર કરે છે —

વિશ્વરથ — [ બેદરકારીથી ] શા માટે ?

પ્રતર્દન — આપને જતા અટકાવવા માટે —

વિશ્વરથ — ઠીક ! આપણું સૈન્ય સજ્જ કરો.

પ્રતર્દન — [ ગૂંચવાઈને ઊભો રહે છે. ] રાજન —

વિશ્વરથ — [ બેદરકારીથી ] શું છે? ખંચા નહિ! કહી નાંખ.

પ્રતર્દન — ભરતશ્રેષ્ઠ! [ ક્ષોભથી ] ગુરુની...પ્રતિજ્ઞાની બધાને ખબર પડી ગઈ છે. એટલે — એટલે —

[ વધારે બોલાતું નથી એટલે અટકે છે.]

વિશ્વરથ — [ વિજયથી ] એટલે ભરતો મારે માટે નહિ લડે, એમ જ ને?

પ્રતર્દન — [ જીભ સુકાય છે. ] ઘણાખરાના મનમાં એવું છે ખરું. હું — [ અટકે છે. ]

વિશ્વરથ — [ સંકલ્પથી ] પ્રતર્દન! જા —

ઉગ્રા — [ વિશ્વરથનું મુખ જોઈ ગભરાય છે. તેનો હાથ પકડતાં ] વિશ્વરથ! મને છોડતો નહિ. . .

વિશ્વરથ — ગભરા નહિ! [ પ્રતર્દનને, નિશ્ચયથી ] જા. ભરતોને કહે — બધાને મારી સેવામાંથી મુક્ત કરું છું. . . રોહિણી! તું પણ જા, ને ગુરુને કહે: [ ગાંભીર્યથી આકાશ સામું જોઈ ] વરુણદેવ એના બાલકને પાછો બોલાવે છે. [ બારણામાંથી આવતો તડકો જોઈ રહે છે. એકદમ ઊભા થઈ જતાં ] જાઓ! હું ખાતરી કરું છું — હમણાં જ —

રોહિણી — શી?

વિશ્વરથ — [ ઉત્સાહથી ] કે શામ્બરી આર્યા થઈ છે કે નહિ.

રોહિણી — [ ચમકીને ] કોની પાસે?

વિશ્વરથ — [ તડકા તરફ જોતાં ] સૂર્યદેવ પાસે — આ રહ્યા — હાજર છે. [ ભયંકર રીતે ] ખાતરી કરી, પછી એની સાથે હું મૃત્યુલોક છોડીશ.

રોહિણી — [ ગભરાઈને માથે હાથ દે છે. ] ઓ —

પ્રતર્દન — [ પાછળ હઠીને ] રાજન —

ઉગ્રા — [ હાથ લંબાવીને ] વિશ્વરથ! મને છોડતો નહિ. . . હું એકલી છું.

[ બેસીને વિશ્વરથનો હાથ પકડે છે. વિશ્વરથ સૂર્યબિંબ તરફ જોઈ રહે છે. ]

વિશ્વરથ — [ પ્રાર્થના કરતે અવાજે ] દેવ ! કહો — મને — ગાધિના પુત્રને — મૈત્રાવરુણના શિષ્યને — ઉગ્રા આર્ય છે કે અનાર્ય ? દેવ ! [ પાણી લઈ શામ્બરી પર છાંટે છે. ] મેં એને પરિસિંચી છે — સત્યે ને ઋતે. [ આથમતું સૂર્યબિંબ બારણામાં મઢાઈ રહે છે. ] ઉગ્રા ! આ આવ્યા સવિતા. હાથ જોડ ! એમની કૃપા યાચ — તારી બુદ્ધિને પ્રેરે. બોલ ! ૐ — તત્સવિતુર્વરેણ્યમ્ —

ઉગ્રા — [ બીકથી ] તત્સવિતુર્વરેણ્યમ્ —

વિશ્વરથ — ભર્ગો દેવસ્ય —

ઉગ્રા — ભર્ગો દેવસ્ય —

વિશ્વરથ — ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્

ઉગ્રા — ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્

વિશ્વરથ — [ બેભાન થાય છે. ] દેવ ! સવિતા ! બોલો ! [ પ્રાણ જતો હોય તેમ કરગરીને ] ઉગ્રા આર્યા છે કે નહિ ? — બોલો [ સાશ્રુ અવાજે ] એ આર્યા છે કે નહિ ?

[ સૂર્યબિમ્બ મોટું, રાતું થાય છે. તેનાથી બારણું ભરાઈ જાય છે. તે સોને મઢયા રથનું સ્વરૂપ લે છે. સૂર્ય પ્રગટે છે. તપ્ત સુવર્ણથી રસેલાં એવાં તેજોમય શરીરે અને ઝળહળતા મુકુટ ને કવચે બધાંને આંધળાં કરતા દેવ પલવાર જોઈ રહે છે. પ્રતર્દન ગભરાઈ ભોંય પર ઢળી પડે છે. રોહિણી આંખે હાથ દઈ પ્રણિપાત કરે છે. ઉગ્રા બેભાન થઈ જાય છે. વિશ્વરથ ઘૂંટણીએ પડી, બે હાથ લંબાવી, ફાટી કરગરતી આંખે ગાંડા જેવો પ્રાર્થી રહે છે. ]

સૂર્યદેવ — હા —

[ ચારે દિશામાં અવાજ ગાજે છે. ]

[ ધીમેથી સૂર્યનારાયણ અદૃષ્ટ થાય છે. તડકો ચાલી જાય છે. વિશ્વરથ મૂર્છા પામે છે ] [ પડદો પડે છે. ]

### સ્વાધ્યાય

૧. વિશ્વરથની મુશ્કેલીઓનો ખ્યાલ આપો.

૨. આર્યત્વ શેમાં સમાયું છે ?

૩. વસિષ્ઠના અભિપ્રાયની ચર્ચા કરો.

૪. પહેલા ભાગમાં 'આત્મકથામાંથી' પાઠ છે તેમાંના રંગદ્વેષ વિષેના વિચારો સાથે આ દૃશ્યના વિચારો સરખાવો.

# રામનારાયણ વિ. પાઠક

[આ વાર્તાનાં બે મુખ્ય પાત્રો એક પછી એક પોતાની કથા કહે છે, અને એમ એક સળંગ વાર્તા બને છે. વાર્તાકથનની આ શૈલી નોંધવા જેવી છે. નવલકથામાં આ રીત ઠીક ઠીક પ્રચલિત છે, પણ ટૂંકી વાર્તામાં કથાનું મંડાણ કોઈ એક મહત્ત્વની ઘટના ઉપર જ હોય છે, એટલે તેમાં આ શૈલીનો ઉપયોગ કરવા જતાં વધારેપડતી અને અસંબદ્ધ વિગતો આવી જાય એવું ભયસ્થાન રહે છે. એ ભયસ્થાનમાંથી 'જક્ષણી' મુક્ત છે કે કેમ તે નોંધજો આ વાર્તા ત્રણ કટકે પૂરી થાય છે. એ દરેક કટકામાં એક એક પ્રસંગ છે. એમાં ગૌણ પ્રસંગો કયા છે, અને મુખ્ય પ્રસંગ કયો છે એ જો સમજાય તો ટૂંકી વાર્તાના સ્વરૂપનો ખ્યાલ આવશે. આ વાર્તાનાં પાત્રો પણ નોંધવા જેવાં છે. દરેકને પોતપોતાની વિશિષ્ટતા છે. કથા કહેનાર નાયક અને નાયિકાનું સંસ્કારિત્વ મનમાં રમી રહે એવું છે. પતિપત્ની વચ્ચેનો મનનો મેળ, અને તેમાંથી જન્મતો મીઠો વિનોદ વાર્તાને એક જાતની પ્રસન્નતા અર્પે છે. પતિ પોતાની જાતને ભોગે પણ કેવો મજાનો વિનોદ કરી શકે છે! શ્રી. પાઠકના હાસ્ય-કટાક્ષયુક્ત 'સ્વૈર વિહાર' જાણીતા છે. તેનો એમણે ટૂંકી વાર્તામાં પણ કેવો ઉપયોગ કરી લીધો છે!]

## જક્ષણી

### ૧

હું ભાતું કરતી હતી, ત્યાં એમનાં પગલાં સંભળાયાં. હું એમના પગ બરાબર વરતું છું. ક્યારે ગમગીન છે, ક્યારે ઉત્સાહમાં હોય છે, ક્યારે વિચાર કરતા કરતા ટહેલતા હોય છે, એ બધું વરતું છું. એમના પગ ઉત્સાહથી ઊપડ્યા, નજીક સંભળાવા લાગ્યા. અંદર આવીને કહે: 'કેમ?' પણ મને ભાતું કરતી જોઈ અચકાઈ ગયા, 'કેમ, આ શું આદર્યું છે?'

મેં કહ્યું: 'ભાતું કરું છું. બપોરની ટ્રેનમાં જાઉં છું.'

'પણ ક્યાં? શા માટે જાય છે?'

'મારા અક્ષર સુધારવા અને તમારો અભ્યાસ વધારવા.'

એક વખત હું લાંબે વખત મળી, મારા મનમાં એમ કે એ શું શું કહેશે, ત્યારે ધીમે રહીને કહે કે, 'જુદાં રહેવાથી ફાયદો થાય છે. સ્ત્રીઓના અક્ષરો સુધરે છે; કારણ કે સ્ત્રીઓ તે દરમિયાન કાગળો લખે છે. તે સિવાય તેમને લખવાનો મહાવરો થતો જ નથી.' અને હું ભેગી હોઉં ત્યારે લગભગ હમેશાં જ ફરિયાદ કરે કે મારે લીધે પોતાનો અભ્યાસ આગળ ચાલી શકતો નથી.

'પણ મારા ખાવાકરવાનો કાંઈ વિચાર કર્યો? આ મોતી શું કરશે?' મોતી અમારી કૂતરી હતી. મોતી જેવી સફેદ, સુંદર, સુંવાળી.

મેં કહ્યું: 'હિંદુસ્તાનમાં કામ કરનારને ખાવા નથી મળતું પણ કામ નહિ કરનારને મળી રહે છે. માણસને નથી મળતું પણ કૂતરાં, કીડીઓ, મંકોડા, માછલાં, એમને મળી રહે છે. તો મને તમારી કોઈની ચિંતા થતી નથી.'

'ભલે, જવાની ના નથી. પણ ક્યાં જવું છે?'

પૂરીઓ વણતાં વણતાં મેં કહ્યું: 'છૂપી પોલીસો અને ગુના પકડ્યાની વાતો લખો છો ત્યારે એટલું તમારી મેળે જ શોધી લેજો.' કદાચ એમના આવ્યા પહેલાં મારે નીકળવું પડે, માટે મેં ચિઠ્ઠી લખીને, તેમના જોવામાં આવે તેમ, એમની અધૂરી લખેલી વારતા ઉપર, દબાવીને મૂકી હતી.

'તમારી આંખમાંથી તો કાંઈ એક્સ—'

'ગુજરાતીમાં બોલો.'

'ક્ષ-કિરણો નીકળે છે!'

મેં પૂરીઓ તળતાં જવાબ આપ્યો: 'ક્ષ નહિ, એથી જરા આગળ, જ્ઞ-કિરણો નીકળે છે.'

'ત્યારે એ જ્ઞ-કિરણો વડે જરા પ્રેમાનંદનાં નાટકો કોનાં છે તે કહોને, મારાં સર્વજ્ઞા બાઈ! બિચારા 'જ્ઞ' ઘણા વખતથી મહેનત કરે છે તેમને મદદ થશે. તે દહાડે આપ્યાં, પણ વાંચ્યાં કેમ નહિ?'

'ચાલો, મેં પીરસ્યું. જમતાં જમતાં વાત કરો. તમે કહેતા હતા કે પ્રેમાનન્દની કૃતિઓ સ્ત્રીબાલવૃદ્ધ સર્વને ગમે તેવી છે. આ નાટકો અમને ગમતાં નથી, તો એ પ્રેમાનન્દનાં નથી એમ સાબિત થયું કે નહિ? હવે તમે ખુશીથી કહી શકો કે એ નાટકો પ્રેમાનન્દનાં નથી.'

'હું એમ પ્રસિદ્ધ કરું કે મારી પત્નીને એ નાટકો ગમતાં નથી માટે એ પ્રેમાનન્દનાં નથી! વાહ!'

મેં કહ્યું: 'વાહ, કેમ? મારો અભિપ્રાય પ્રસિદ્ધ કરતાં શરમાશો? તમે તો એવા ને એવા રહ્યા, અને પેલા ભાઈએ ગાંધીજીનું મોઢું ગમે કે નહિ એ પોતાની બૈરીને પૂછીયે લીધું, અને પ્રસિદ્ધ પણ કર્યું! તમે તો કોઈ મહાજન વિષે મને પૂછ્યું પણ નહિ!'

'લે હું પણ એક અગત્યના મોઢા વિષે પૂછું.'

'પૂછો.'

'મારું મોઢું તને ગમે છે?'

'પણ તમે મહાજન છો?' મેં કહ્યું.

'એક અંગ્રેજ લેખક એક સ્ત્રીપાત્ર પાસે કહેવડાવે છે કે ઇંગ્લંડનો પ્રધાન કોણ છે એ કરતાં મારા ધણી કોણ છે એ મારે અગત્યનો પ્રશ્ન છે. તો મોઢાની બાબતમાં તો કોઈ બીજાના મોઢા કરતાં મારા મોઢાનો પ્રશ્ન વધારે અગત્યનો ખરો કે નહિ?'

મેં કહ્યું: 'અને ના પાડીશ તો શું કરશો?'

'તું જે કહીશ તે.'

'ત્યારે તમારું મોઢું આ પંદર દિવસ નહિ ગમે; અને કહું છું આગ્રાની ટિકિટ લઈ આપો.'

એકદમ ગંભીર થઈ પૂછ્યું: 'કેમ, કમળાને ઠીક નથી?'

મેં કહ્યું: 'કંઈ ગંભીર નથી, પણ ઓપરેશન કરાવવું પડશે એવો તાર છે. ઝનાના ઇસ્પિતાલ એટલે ઓઝાથી મળી પણ નહિ શકાય. હું એટલા દિવસ કમળા સાથે રહીશ.'

ઓઝા દંપતી અમારાં સ્નેહી હતાં.

૨

જગતમાં પત્ની વિનાના સન્ધુરની સ્થિતિ બહુ વિચિત્ર છે. એટલી બધી વિચિત્ર કે તેને માટે શબ્દ પણ નથી જડતો. સ્ત્રી પરણી ન હોય તો કુમારિકા, ધણી જીવતો હોય તો સૌભાગ્યવતી, ધણી પ્રવાસે ગયો હોય તો પ્રોષિતભર્તૃકા, મરી ગયો હોય તો વિધવા. કુમારિકા એ સુખ સૌભાગ્યશૃંગારનું આલંબન, સૌભાગ્યવતી વાત્સલ્યનું, પ્રોષિતભર્તૃકા વિયોગના શૃંગારનું, વિધવા કરુણનું. પુરુષ પરણ્યો ન હોય તો? વાંઢો. પરણ્યા પછી? વળી પછી શું? પરણેલો, ધણી. સ્ત્રી પ્રવાસે ગઈ હોય તો? તેનું નામ જ નહિ. રાંડ્યા પછી? વિધુર. બિચારો કોઈ પણ રસનું આલંબન નહિ! વાંઢો એટલે જગત બહારનો. પરણ્યા પછી જો સ્ત્રી તરફ આસક્ત હોય તો પોમલો, એમ ન હોય તો લાગણી વિનાનો, નિર્દય, અને સદાને માટે સ્ત્રીનું સૌન્દર્ય, સ્વાતંત્ર્ય હરી લેનારો. વિધુર એટલે બીજી વાર પરણવાનો ઉમેદવાર, ફાંફાં મારનાર; સ્ત્રી મળે તો પાછો ધણી અને ન મળે તો વાંઢો. સ્ત્રી પ્રવાસે ગઈ હોય તો 'શું કંઈ એક દિવસનું છે, કોને ઘેર જવાય? અથવા થોડા દિવસ ગમે ત્યાં કાઢી નાંખશે.' પણ કોઈ દિલસોજી ધરાવે નહિ. દિલગીર દેખાવા જઈએ, પણ કોઈ દિલગીરીનું કારણ જ સ્વીકારે નહિ!

'સ્ત્રી ન હોય તો થઈ શું ગયું? શું તમને ખાવા નથી મળતું? પહેરવા નથી મળતું? પૈસા નથી મળતા? શું નિરાધાર થઈ ગયા? તમને શી ખોટ છે? ઊલટું વિન્ધુર એટલે થોડો વખત ધુરા – ધોંસરી નીકળી ગઈ!' મને લાગે છે કે પુરુષને ધોંસરી ઉપાડવાની એટલી બધી ટેવ પડી ગઈ છે કે ધોંસરીના વિના તેને અડવું લાગે છે. હું એક વાર ગાડામાં મુસાફરી કરતો હતો ત્યારે એક મકરાણી અધમણની જામગરીવાળી દેશી બંદૂક લઈ સાથે આવતો હતો. મેં કહ્યું: 'જમાદાર, બંદૂક ગાડામાં મૂકી દો. કંઈ ભો જેવું નથી.' જમાદાર કહે: 'એ બોજસે ઠીક ચલા જાતા હૈ.'

પ્રેમાનંદ કહે છે તેમ, ઘણી સુરભિસુત છે. તેને ધોંસરી વિના ખાલી ચાલવું ગમતું નથી.

મંદવાડમાંથી ઊઠ્યા પછી ઓઝાનો છોકરો એક દિવસ જમવા બેઠો હતો. જમી રહ્યો, કમળા કહે: ‘ઊઠ, મોં ધોઉં.’ છોકરો ઊભો થયો અને રડવા લાગ્યો. કહે: ‘ચલાતું નથી, પગમાં કંઈક થાય છે, કાંટા વાગે છે.’ બેઠેલાં બધાં હસી પડ્યાં. તેને પગે ખાલી ચડી હતી. સ્ત્રી જાય છે તેથી બીજું કાંઈ થતું નથી; હૃદયને ખાલી ચડે છે, હૃદય ચાલતું નથી, તેને જરા જરા કાંટા વાગે છે, અને આપણાથી ન ચલાય તો લોકો હસે છે.

સ્ત્રીનું પુરુષ ઉપર કેટલું પ્રભુત્વ છે! બધા સ્ત્રીસ્વાતંત્ર્યની વાતો કરે છે. મને લાગે છે કે પુરુષસ્વાતંત્ર્યનો પ્રશ્ન વધારે વિકટ બનતો જાય છે.

હવે કરવું શું? શાસ્ત્રકારોએ કુમારિકા, સૌભાગ્યવતી, પ્રોષિત-ભર્તૃકા, વિધવા, સર્વનાં કાર્યોનો વિધિ રસના સિદ્ધાન્ત ઉપર ઠરાવેલો છે. પુરુષને માટે કશું લખ્યું નથી. પુરુષ પ્રોષિતપત્નીક હોય ત્યારે તેણે શું કરવું ને શું ન કરવું? નાહવું નહિ? પાણી ગરમ કર્યા વિના ચલાવી લેવું? ચા ન પીવી? ખરાબ કરીને પીવી? બહાર ખાવું? ઘેર ખાવું? હજામત ન કરવી? વાળ ન ઓળવા? ઑફિસમાં વખતસર ન જવું? રાતે દીવો ન કરવો? ખુરશીમાં ઊંઘવું? રાતે જાગી દિવસે ઊંઘવું? શું કરવું ને શું ન કરવું? ખરેખર, જગતે પુરુષની ઘણી જ ઉપેક્ષા કરી છે.

અંતે ભૂખ લાગી. ભૂખ એ સારી વસ્તુ છે. કાંઈ ન સૂઝે ત્યારે પણ એ સૂઝે છે. મેં કપડાં પહેર્યાં, ઊઠ્યો, કમાડ વાસવા ગયો ત્યાં પૂછડું હલાવતી મોતી પાસે આવી. તે પણ અત્યારે ગમગીન થઈને બેઠી હતી. વિરહમાં કાવ્ય સ્ફુરે છે. મને નીચેનું કાવ્ય સ્ફુર્યું:

कच्चिद् भर्त्याः स्मरसि रसिके त्वं हि तस्याः प्रियेति ।

તેનો ગુજરાતી અનુવાદ પણ તરત જ સ્ફુર્યો:

ધણિયાણીને સ્મર છ કનિ. તું વ્હાલી તેની હતી તે ? તમને આમાં દોષો લાગશે. પણ મોતી તો આ સમજી ગઈ. મેં તેને થાબડીને ખુરશી ઉપર બેસાડી કમાડ વાસ્યુ.

પહેલાં આવે પ્રસંગે એક વીશાની ઓળખાણ કરી હતી ત્યાં ગયો. મોડું થયુ હતું પણ હજી વીશી ચાલતી હતી. મહારાજ નવો આવેલો હતો, પણ જાણે ઘણાં વરસથી મને ઓળખતો હોય તેમ કહે: 'અહો ! સાહેબ, ઘણે દિવસે આવ્યા ! આવા દૂબળા કેમ પડી ગયા ? અહીં જમતા ત્યારે તો સારા હતા શરીરે !' હું તેની પ્રગલ્ભતાથી ઘણો ખુશ થયો. મને જાણે વિચાર કરવા, રમવા એક નવું જ રમકડું મળ્યુ.

મેં કહ્યું: 'હા મહારાજ, એટલે જ હવે તમારે ત્યાં જમવા આવવાનો છું. પીરસો.'

જે દી 'નવરો દીનાનાથ' તે દી મહારાજને ઘડ્યો હશે. તેનો વર્ણ ધોળો હતો, બટાટાને બાફીને છાલ કાઢી નાખીએ એવો ધોળો, અને તેની ઉપર કાળા રાતા પીળા તલની ઝીણી છાંટ હતી. તેનાં લથડબથડ અંગો જાણે ખસી ન પડે એટલા માટે, કાછિયો સૂરણબટાટા ગાંસડીમાં બાંધે તેમ, કાળી ઝીણી પોતડીથી બંધ બાંધેલાં હતાં. પેટ મોટું હતું પણ આ બંધથી તેના બે ભાગ પડી જતા હતા અને ઉપલા ભાગ ઉપર કાળું જનોઈ પરસેવાથી ચોંટી ગયું હતું. ઊભો રહે ત્યારે વચ્ચેથી પગ જરા વધારે પહોળા, ગોળાકાર રહેતા અને પગલું લાંક વિનાનું ઊંટના જેવું પડતું. મોંમાં જાણે નીચલા જડબામાં એક નહિ પણ દાંતની બે હારો જેવું, અથવા આખા જડબામાં જાણે દાઢો જ હોય તેવું જણાતું હતું અને બ્રહ્મા ઘડીને એટલા ખુશ થઈ ગયેલા હશે કે માટી કાચી હશે એટલામા જ તેને કપાળે અને બરડે થાબડ્યો હશે,—કપાળ તરફ માથું એટલું ઢળતું અને વાંસો એવો બહાર નીકળેલો હતો.

મહારાજ પીરસતા હતા એટલામાં મેં મારી સાથે જમવા બેઠેલા ભાઈ રેવાશંકરનું ઓળખાણ તાજું કરી લીધું. ને

મહારાજનો ઉપયોગ બરાબર સમજતા હતા. મહારાજે પીરસી લીધું એટલે રેવાશંકર કહે, 'મહારાજનો સ્વભાવ બહુ સારો.' મહારાજ પીરસી રહ્યા હતા પણ રસોડામાં ગયા, ઘીની વાડકી લઈ આવ્યા અને કાંઈ જરૂર વિના મને બે ચમચા અને રેવાશંકરને બે ચમચા ઘી પીરસ્યું, અને પછી અમારી એની સામે પગ પર પગ ચડાવી બેસીને, પગનાં તળિયાં પર ડોલતા ડોલતા હાથ ફેરવતા ફેરવતા બોલવા લાગ્યા :

'મારો તો જીવ મોટો. અમે તરવાડી કોઈ દી લોભ ન કરીએ. આ શેઠ છે ને શેઠ, એ પંડ્યા, એમનો જીવ જરીક જેવડો. અમારી નાતમાં પાશેર તાંબાનું નામ પાડી અરધા ભાર ઓછા લોટાનું લહાણું કર્યું હતું. અમે તો લોટો સાચવી રાખ્યો છે; ભલેને અહીં નોકર હોઈએ, પણ નાતમાં સૌ સરખા, અમે કોઈની સાડીબાર ન રાખીએ. નાત વચ્ચોવચ્ચ સંભળાવી દઈએ. હું તો શેઠ હોય તોય નજર ચુકાવી ઘી પીરસી દઉં. બહુ કહે તો આ નારી નોકરી, જા નથી કરતા. બ્રાહ્મણના દીકરા છીએ, હાથમાં ઝોળી લઈ માગી ખાતાં કાંઈ શરમ ઓછી જ લાગવાની હતી? કેમ હેં?'

મહારાજને વાતના ટેકાની જરૂર જણાઈ તેથી ગમે તે પ્રશ્ન પૂછી નાંખ્યો : 'આ પંડ્યા તમારી નાતના છે?'

'હા સાહેબ, એ અમારી નાતમાં હલકા ગણાય. એ તો કન્યા કોઈ નહોતું આપતું તે મેં આપીને મોટા કર્યા. મારી ભાણેજનો આ સગે હાથે ચાંદલો કર્યો છે પણ મારા લગ્ન માટે તેણે બે વેણુય કોઈને કહ્યાં નથી.'

મેં રેવાશંકર સામું જોઈને કહ્યું : 'બિચારા મહારાજ પરણ્યા વિનાના છે ત્યારે! એમને જક્ષણીની વાત કહું?' રેવાશંકરે હા પાડી તે પહેલાં મહારાજ બોલી ઊઠ્યા : 'જક્ષણી કોણ?'

મેં કહ્યું : 'મારે ઘેર એક જક્ષણી છે. સાક્ષાત્ મહામાયા જોઈ લો. રાતે અંધારામાં જુઓ તો બે આંખો દીવા જેવી ઝગારા મારે. જે માનતા માનીએ તે ફળે એવાં છે!'

'ત્યારે મને એક વાર દર્શન કરવા લઈ જાઓને!'

મેં કહ્યું : 'અરે! અરે! એ શું બોલ્યા! એ તો કોઈને મળતાં જ નથી. બસ દિવસ આખો ઘરમાં બેસી રહે અને ધ્યાન ધર્યા કરે. એમ લોકોને મળવા દે તો પછી લોકો એમની માનતા માની માનીને એમને જંપવા પણ દે કે? અને આપણા લોકો માગે. તે અક્કલ વિનાનું માગે, નસીબમાં ન હોય એવું માગે. એક બાઈના નસીબમાં છોકરો નહિ ને માગ્યો તે આંધળો છોકરો આપ્યો. બોલો!'

હું બોલતો હતો તે દરમિયાન મહારાજના મુખ ઉપર હર્ષ, ચિન્તા. ઉદ્વેગ વગેરેની રેખાઓ આવી આવીને ઊડી જતી હતી. છેલ્લું વાક્ય સાંભળી મહારાજનો જીવ કંઈક હેઠો બેઠો અને બોલ્યા : 'પણ મારા નસીબમાં તો છે. મારું સગપણ તો ભટને ત્યાં થઈ ગયું છે. પણ કન્યા જરા નાની છે. પણ નાની છે પણ રૂપાળી બહુ છે હાં! અને નાની છે પણ મૂઈ અત્યારથી બધુંય સમજે છે. હું જાઉં તો કહેશે, મારા સારુ શું લાવ્યા? અને પાણી મગાવું તો ધમધમ કરતી લાજ કાઢીને ચાલે!' છેલ્લાં વાક્યો બોલતાં મહારાજના હૃદયનો રસ મુખમાં આવતો હતો અને દર ક્ષણે તેનાં શીકરો ઊડવાની ભીતિ હતી. મેં શાક માગ્યું. મહારાજ ઝપાટાબંધ ઊઠી શાક લઈ આવ્યા અને મને અને રેવાશંકર બંનેને પીરસ્યું. શાક અને ઘી મહારાજની પ્રસન્નતાનાં ખાસ ચિહ્નો છે.

મેં કહ્યું : 'ત્યારે તો તમારે જક્ષણીમાતાનું કાંઈ કામ નથી.'

મહારાજ ઊંડા વિચારમાં પડી બોલ્યા : 'તમે વૈદું જાણો છો?'

'ના.'

'હું મહેતા ડેપ્યુટી સાહેબને ત્યાં નોકર હતો. એ નવી બાયડી પરણ્યા હતા, તેને રાંધતાં નહોતું આવડતું તે મને રાખેલો. મારા ઉપર બાઈ. પૂરેપૂરો વિશ્વાસ.'—નાની બૈરીના ધણીને નોકરની પસંદગીમાં જે દીર્ઘદૃષ્ટિ અને ઝીણવટ રાખવી પડે છે તેને માટે આ અજ્ઞાત 'ડેપ્યુટી' તરફ મને ઘણું માન થયું.—'બૈરી નાની તે વૈદને પૂછીને તેમણે ટોપરું ખવરાવ્યું, તે બૈરી તો મોટી આવડી

થઈ!' મહારાજે ડાબા હાથનો પંજો પોતાને ડાબે ખભે અંગૂઠાને આધારે ટેકવ્યો. 'હું એક વાર સાંભળું તો ભૂલું નહિ. મેંય ખવરાવવા માંડયું છે. પણ હજી ઊંચી નથી થઈ. એમ કાંઈ કર્યું છે, પણ હજી દીઠે નીચી લાગે.'

મેં કહ્યું : 'ત્યારે બીજી બાયડી જોઈએ છે!'

'ના, ના, બીજી આવી ન મળે. જક્ષણીમાતાને કહીને ઝટ મોટી થાય એમ કરો. અને મારે ઘેર બૈરી સુખી થાય હાં. જુઓ કશું કામ છે? રાંધું પણ હું. તેને દાળચોખા વીણવા પડે. અને હું રસોઇયો ખરો, પણ બાર વાગ્યે છૂટો. ગામમાં નીકળું તો મને કોઈ રસોઇયો ન જાણે. હજામત તો હેરકટિંગમાં જ કરાવવાનો. આઠ આના તો લે આઠ આના. ને માથામાં તેલ અત્તર પોમેટમ. મહિનામાં એકબે વાર નાટકસિનેમા તો ખરાં જ. બૈરી દુઃખી ન થાય હાં.' મહારાજે ધણી તરીકેની સર્વ લાયકાત ગણાવી છેવટે કહ્યું, 'ત્યારે હું જક્ષણીમાતાનાં દર્શન કરવા આવું?'

મેં કહ્યું : 'ના, એમ તો નહિ. એ તો હું ન હોઉં ને તમે જાઓ તો કૂતરી થઈને વળગે. તમે એમને માટે રોજ ખાવાનું મોકલતા જાઓ.'

મહારાજ ખુશ થઈ ગયા. હું જમી રહ્યો. મહારાજે તરત જ ભાણું તૈયાર કરી મને ખબર આપી. મેં કહ્યું : 'એ રાત્રે તો જમતાં નથી. સવારે છોકરો મોકલીશ એટલે પહેલાં તેની સાથે મોકલજો. સાંભળો : ફક્ત ચાર રોટલી, ભાતદાળ, શાક નહિ. ઘી પણ જરાક જ. હું પૈસા આપીશ, એ મફત ખાતાં નથી. પણ વખતસર કરવું.'

મહારાજ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. અને બીજા દિવસથી મોતીનું કામ ચાલ્યું.

૩

હું પાછી આવી. ધાર્યા કરતાં એક દિવસ વહેલી નીકળી શકી. ઘર ઉઘાડ્યું. સ્ત્રીપુરુષના સમાન હક હોવાથી ઘરની કૂંચીઓ અમો બંને પાસે રહે છે.

ઘરમાં ગઈ. મોતી પૂંછડી હલાવતી હલાવતી સામી આવી. પણ આખા ઘરમાં માત્ર એ જ બરાબર હતી. બાકી-જ્યાં જોઉં ત્યાં ધૂળ. ખુરશીઓ સિવાયની બધી વસ્તુઓ. ચોપડીઓ, પણ એમ ને એમ પડેલી. ટેબલ પર પણ ધૂળ અને કાગળદાબણિયા નીચે મેં ચિઠ્ઠી મૂકેલી તે એમની એમ! આ પુરુષો તે ભગવાને કેવા ઘડ્યા હશે!

મેં બધું વાળીને સાફ કર્યું. ટેબલ પર જઈ કાચમાં જોયું. રસ્તાનો થાક અને આ ધૂળ! મનમાં થયું: લાવ માથે નાહી લઉં. માથું છોડયું. ત્યાં કમાડ ખખડયું. મને થયું કે કદાચ એ આવ્યા હશે. સાલ્લાનો છેડો ગળા ફરતો લઈ એમ ને એમ જઈ કમાડ ઉઘાડયું. આ કોણ!

એક ઘણો જ કદરૂપો માણસ, કોટ પહેરેલો, તાજા વાળ કપાવી હજામત કરાવેલો, વાળમાં ખૂબ તેલ અને પોમેડ, ઉપર તેલથી રીઢી થઈ ગયેલી કોરવાળી કાળી ફેલ્ટની ટોપી, પાતળી ચીપી ચીપીને પાટલી વાળેલી મિલની ધોતલી, હાથમાં દાતણ, અને આવીને મને પગે પડવા લાગ્યો. હું ખસી ગઈ. મેં કહ્યું: 'અલ્યા કોણ છે? કેમ આવ્યો છે?'

'જક્ષણીમાતા! ખમા કરો! સેવકના ઉપર મહેર કરો.'

મેં કહ્યું: 'પણ હું જક્ષણી કે દા'ડાની?'

'હંમેશ નીકળતો પણ ઘર બહારથી બંધ; આજ તાળું નથી એટલે દર્શન કરવા આવ્યો છું. મારા મનના મનોરથ એક વાર પાર પાડો. તમે કહેશો એ માનતા માનીશ.'

'ભાઈ, તને કોઈકે ભરમાવ્યો છે. હું જક્ષણી નથી,' કહી મેં કમાડ બંધ કરવા માંડયું તો અંદર આવવા લાગ્યો અને કહે: 'માતાજી, આજ દિવસ સુધી તમને ખાવાનું મોકલ્યું તે સામું તો જુઓ!' હું ચિડાઈ ગઈ. 'વળી તું ખાવાનું મોકલનાર કોણ? જાય છે કે નહિ? આ ધોકણું લગાવું?' અને અંદરથી મોતી ઘૂરકી. મેં લગાવ્યું જ હોત, પણ તેની દીન મુદ્રા જોઈ પાછું મૂકયું. તે

વળી બક્યો; 'માતાજી, મારા નસીબમાં બૈરી છે. મારે નવી નથી જોઈતી. તે ઝટ મોટી થાય એટલું કરો.' હવે મારા ગુસ્સાનો પાર ન રહ્યો. મેં હાથમાં વેલણું લીધું. 'હરામખોર' કહી મારવા જતી હતી ત્યાં 'ચંડી, કોપ ન કરો' કહી મને અટકાવી, પેલાને આંગળીની નિશાનીથી રવાના કરી, એ અંદર પેઠા; મને ફરીથી કહ્યું : 'ચંડી, પ્રસન્ન થાઓ !'

### સ્વાધ્યાય

૧. આ વાર્તામાં મુખ્ય પ્રસંગ કયો ?

૨. 'જક્ષણી' શીર્ષકની યથાર્થતા વિષે ચર્ચા કરો.

૩. હાસ્ય અને કટાક્ષના પ્રસંગો આમાં કયા કયા આવે છે તેનો ઉલ્લેખ કરો.

૪. લેખકનો અતિ નિર્દય કટાક્ષ કોના તરફ છે – કોઈ વ્યક્તિ તરફ કે મનુષ્યસ્વભાવની કોઈ નબળાઈ તરફ ? ઉત્તર વિગતે અને સ્પષ્ટતાથી આપજો.

૫. 'પ્રસન્ન દામ્પત્ય'ના ચિત્ર તરીકે આ વાર્તાને ઓળખાવવામાં આવે તો તે સાથે તમે કેટલે અંશે સંમત થશો ?

# સ્વામી આનંદ

[બ્રહ્મદેશમાંની પ્રચલિત બૌદ્ધ કથાઓમાંનું આ એક રૂપક છે. એચ. ફિલ્ડિંગ હોલના 'સોલ ઑફ એ પીપલ' નામના એક અંગ્રેજી પુસ્તકના એક પ્રકરણનો આધાર લઈ લેખકે એ લખ્યું છે. જીવન જીવવાની જે દૃષ્ટિ આ રૂપક રજૂ કરે છે તે તો એનો મહત્ત્વનો અંશ છે જ, પણ એ દૃષ્ટિ જે વાણીમાં રજૂ થઈ છે, અને એ વાણી જે ચિત્રો ખડાં કરે છે, અને એ ચિત્રો ચિત્તમાં જે અનેકવિધ ઊર્મિઓ જગાડે છે, અને પરિણામે કોઈ ઉત્તમ કાવ્ય વાંચ્યાને અન્તે જેવો સુખદ અનુભવ મનમાં જડાઈ રહે છે તેવી જ લાગણી આપણને થાય છે. આખો લેખ એક સુંદર ગદ્યકાવ્ય જેવો છે. એમાંનું વન, શિખર, કાળ અને તેની ચાબુક વગેરે રૂપકો સહેજે સમન્વય એવાં છે, અને કોઈની પણ મદદ લીધા વિના એ રૂપકો બરોબર સમન્વય તો એ પણ આ વર્ણનને વધુ સારી રીતે માણવાનો એક સીધો માર્ગ છે.]

## કાળવન

એક મોટું વન હતું. એ વન બહુ જ મોટું હતું. એમાં ઊંચાં ઊંચાં તરુવરોનો પાર નહોતો. એ મહાવૃક્ષો એટલાં તો ઘીચ અને ફૂલ્યાં-ફાલ્યાં રહેતાં કે સૂર્યનું અજવાળું પણ ત્યાં પૂરું પહોંચી શકતું નહિ. લાંબી લાંબી વેલાવેલીઓ એકબીજામાં ગૂંચવાઈ એક ઝાડેથી બીજે ઝાડે વીંટળાઈ વળગી રહેતી, ઝાડોને ઢાંકી દેતી કે વડવાઈઓની પેરે નીચે ઊતરી લટકતી. વળી એ ઝાડોની નીચે જમીન પર ચોમેર નાની વેલાવેલીઓ પથરાયેલી રહેતી. એ બધાં અસંખ્ય કાંટાઓથી ભરપૂર હતાં. ચાલનારાંઓને ડગલે ડગલે એ કાંટા વાગતા. તેમનાં શરીર ઉઝરડાતાં, ને ચાલવું મુશ્કેલ થઈ પડતું. એ ઉપરાંત અનેક જાતના ચિત્રવિચિત્ર સર્પોથી એ વન સદાય ઊભરાતું. સર્પોનો ભૂરો રંગ જમીનના રંગ સાથે એવો તો ભળી જતો કે ભોળા વટેમાર્ગુઓ કશી આશંકા કર્યા વગર તેમના પર પગ મૂકી ચાલતા અને સહેજ સહેજમાં સર્પડંખનો ભોગ થઈ પડતા. બીજા કેટલાક સર્પો વળી રાતાપીળા અને સોનેરીરૂપેરી ચટાપટાથી એટલા સુંદર દેખાતા કે, જોનાર સહેજે એમને સુંદર ફૂલ કે કીમતી માણેક માની ઊંચકવા જાય, ને એ ઊછળીને ડંખ મારે ત્યાં સુધી બિચારાને કશી ખબર પણ પડે નહિ!

એ વનમાં બીજાં નાનાં નાનાં મેદાનો પણ કેટલાંય હતાં. એમાં ફૂલો ઊગતાં. ફૂલો બહુ સુંદર હતાં. કોઈ દૂધ જેવી ધોળી ચળકતી પાંખડીઓવાળાં, અને વચ્ચે ઊંડા ખાડામાં ઢંકાઈ રહેલા જાંબુડિયા રંગનાં, તો કોઈ ભૂરા આછા રંગનાં, એવાં ભાતભાતનાં એ પચરંગી ફૂલો તેમની પાતળી નાજુક ડાંડલીઓ પર ઝોલા ખાતાં મનુષ્યની પેરે આમથી તેમ ડોલતાં; અને રંગબેરંગી ટીલાંટપકાંવાળાં ફૂલોની એ હારો ચમકતા તારાનાં તોરણો જેવી દેખાતી. આજુબાજુની હવા એ પુષ્પોની બહેકથી રાતદહાડો મઘમઘી રહેતી. પણ એ બધાંયે ફૂલ કાંટાવાળાં હતાં; અને એ કાંટા ફૂલ તોડીને હાથમાં લીધા પહેલાં દેખાતા નહિ!

આ વનમાં અનેક રસ્તા હતા. કેટલાક તો બહુ પહોળા અને વનમાં આડેઅવળે દશે દિશામાં લઈ જનારા હતા. કેટલાક વટેમાર્ગુને પેલાં સુંદર ફૂલોવાળા એકાદ મેદાન આગળ જ અટકી જતા. કેટલાક એ મેદાનોને બાજુએ મૂકીને આગળ જતા. પણ — પણ એ સૌમાંનો એકે રસ્તો સીધો ન હતો! ગમે તે રસ્તો લો, જેમ જેમ તમે આગળ ચાલો તેમ તેમ તે વાંક ખાતો જાય, અને એમ — ચકરાવા ખાઈ ખાઈને — ચાલી ચાલીને પગ દુખવ્યા પછી માણસ પાછો જ્યાંનો ત્યાં આવી ઊભો રહેતો! એ રસ્તાઓ જેમ પહોળા અને મોટા, તેમ પગ નીચેની હરિયાળી લીલા મખમલ જેવી વધુ વધુ મુલાયમ, બન્ને બાજુ ફૂલોનાં મેદાન વધુ વધુ સુંદર અને સૌથી વધારે જલદી વાંકાં વળનારાં!

ફક્ત એક જ રસ્તો સીધો હતો. પણ તે બધા રસ્તાઓથી જુદો હતો. વનની બાજુની ઊંડી ખીણને કાંઠે આવેલી ઊંચી ભેખડો અને સીધા, ઊભા, સ્વર્ગદ્વારના સંત્રી જેવા ખડકો વચ્ચે થઈ તે જતો. એ રસ્તો છેક ખરાબ, ઊંચોનીચો, પથ્થર અને કાંકરાઓથી ભરપૂર, અને વનમાંનાં ફૂલોનાં મેદાનોથી ક્યાંય દૂર હતો. એની બાજુએ કુંજોનું સૌંદર્ય, ફૂલોનાં તોરણ, ચળકાટ, મઘમઘાટ કશુંયે ન હતું. કેવળ સીધા, સૂકા, લૂખા, ઊભા ખડકો અને પગ ચીરી નાંખે એવા ધારવાળા પથરાઓ! રસ્તો પણ કેટલો સાંકડો! નાની કેડી જ માત્ર — એક જરીક પગ લપસ્યો કે નીચે હજારો ફૂટ ઊંડી ખીણમાં પળમાં પ્રાણ નીકળી જાય એવી!

રાત્રે આ વનમાં અસંખ્ય દીવા ચમકતા. અહીંતહીં ઊડતાં પતંગિયાંની પેઠે, ડૂબતા સૂર્યની પેઠે, મૃત્યુને આલિંગતા મનુષ્યની પેઠે, ક્ષણ વાર પ્રફુલ્લપણે ઝબકી હોલવાઈ જતા. વનમાં ગાઢ અંધકાર ક્યારેય વ્યાપી રહેતો નહિ. હેતુહીન છતાં ઘડી ઘડી ચમકતા રહેનારા એ દીવાઓથી આખું વન ભર્યું હતું.

આ વનમાં માણસો પણ હતાં — અસંખ્ય હતાં. તેઓ આખા વનમાં આમથી તેમ ભટક્યા કરતાં. આખું વન એવાં મનુષ્યોથી

સર્વ કાળ ઊભરાયા કરતું. ક્યાં જઈએ છીએ એવું એમને ભાન નહોતું. ક્યાં જવાની ઇચ્છા છે એનું પણ જ્ઞાન નહોતું. ફક્ત એટલું જ તેઓ જાણવા શીખ્યાં હતાં કે તેમનાથી પળવાર પણ અટકાય કે ઊભું રહેવાય તેમ નહોતું. આ વનનો માલિક કાળ હતો. એના હાથમાં હમેશાં એક બહુ પાતળી સેડવાળી ચાબુક રહેતી. કાળ કોઈને ઊભાં રહેવા દેતો નહિ. અહર્નિશ આગળ ને આગળ —: ક્ષણની પણ વિશ્રાંતિ નહિ, વિરામ નહિ.

એ માણસમાંનાં ઘણાંને, જ્યારે પહેલવહેલાં તેઓ વનમાં આવ્યાં ત્યારે આ વન ઘણું ગમ્યું હતું. 'શાં સુંદર મેદાનો! શાં ફૂલ! શી ઉત્કટ સુગંધ! આવું આવું તે કોને ન ગમે?' તેઓ કહેતાં, અને આહ્લાદથી પેલા સુંદર રસ્તાઓ ઉપર થઈને પુષ્પ-કુંજોમાં ફરતાં, ફૂલોનું સૌંદર્ય જોતાં અને સુગંધ લેતાં. એ કુંજોની વચ્ચે સુંદર લીલા ઘાસ પર લાંબા થઈ સૂવાનું અને ફૂલોના સૌંદર્યનું પાન કરવાનું એમને મન થતું. પણ કાળ તેમને અટકવા કે ઊભાં રહેવા દેતો નહિ. ક્ષણવાર તેઓ ઊભાં રહેવા પામે, આનંદ પામે, પણ તુરત જ પાછળ કાળની ચાબુક વીંઝાતી સંભળાય, અને કસાણું મોં કરી તેમને આગળ ચાલવું પડે! પણ એની તેમને દરકાર નહોતી. 'આ વનમાં ફૂલોની અને કુંજોની ક્યાં ખોટ છે? અહીંયાં ઊભા રહેવા નહિ મળે તો શી હરકત છે? આગળ જઈશું, આ નહિ તો વળી બીજાં,' એમ કહી મનનું સમાધાન કરતાં. અને મનનો ઉત્સાહ ઓછો ન થવા દેતાં, નવી નવી કુંજો જોતાં તેઓ આગળ જતાં.

પણ અંતે એમ અટક્યા વિના ભટકતા રહેવાનો એમને કંટાળો આવવા લાગ્યો; અને નવાં નવાં કુંજમેદાનો નિહાળવાથી મળતો આનંદ એ આનંદની ક્ષણિકતાના વિચારે ઉત્પત્તિની સાથે જ લય પામવા લાગ્યો. એમનો ઉત્સાહ. એમનો આહ્લાદ, આનન્દાએ ઓછા થતા ચાલ્યા.

એ વનમાં થોડાં — બહુ થોડાં બીજાં માણસો હતાં. તેઓ ઉપરનાં માણસો જેવાં નહોતાં. તેમને મોટા રસ્તાઓ પર અને

કુંજોમાં જવું જરાયે ન ગમતું. તેમના વિચાર બહુ જુદા હતા; 'એ પુષ્પકુંજો બહુ સુંદર છે ખરી, પણ...' તેઓ કહેતાં, 'પણ એ કુંજો અને મેદાનોના રસ્તા! ક્યાં એ લઈ જાય છે? એ રસ્તે ભટકી ભટકીને અંતે જઈશું ક્યાં? ચકરાવા ખાઈ ખાઈને પાછા જ્યાંના ત્યાં! ત્યાં વિરામ નથી, વિશ્રામ નથી; સુગંધ છે પણ શાંતિ નથી. એ બધાં પુષ્પ, ને કુંજ, ને મેદાન, ને સૌરભ, — સૌ ઇંદ્રજાળ માત્ર! શાંતિ ક્યાં છે? ત્યાં તો કાળનું રાજ્ય છે. અવિશ્રાંત, ચિર-જાગ્રત, દીર્ઘોદ્યોગી કાળ અને પેલી, એની બહુ ઝીણી, તીણી પાતળી સેડવાળી, ઝીણી નાગણ જેવી ચાબુક! ત્યાં શાંતિ કેવી? આપણે તો શાંતિનાં જ તરસ્યાં છીએ. શાંતિ વિના જ વ્યાકુળ છીએ. આપણે ક્ષણિક સુગંધ અને ગંધનો આનંદ નથી જોઈતો. અને પેલા દીવા! એ દીવા પણ પતંગિયાના પ્રકાશ જેવા, દૂરદેશની વીજળી જેવા, ક્ષણવાર ચમકી, ઝબકી, હોલવાઈ જનાર! એમના પ્રકાશનો શો ભરોસો? આપણે એ ઇંદ્રજાળમાં ફસાઈશું નહિ. આપણે એવા દીવા નથી જોઈતા. આપણો માર્ગદીપ અચળ છે, ધ્રુવ છે. આપણે કેવળ શાંતિ શોધીએ છીએ. આપણે સદાકાળ આ વનમાં ભટકતાં — ચકરાવા ખાતાં રહીશું નહિ. આપણે સદાકાળ પેલા ઊડતા દીવાઓથી અંજાઈશું નહિ.'

આવા નિરધારવાળાં એ શૂરાં, ફૂલો અને કુંજોના મોહમાં પડી સદાકાળ ચકરાવા ખાવા છોડી, પેલા પથ્થરો અને ખડકોવાળા દુર્ગમ માર્ગે જ ગયાં. 'આ કેડી બહુ જ સાંકડી અને ભયંકર છે ખરી, એની બાજુએ સુંદર ફૂલોની કુંજો પણ નથી, કેવળ ઊભા કાળા ખડક છે, પણ — એ સીધી તો છે! અંતે તે આપણને ક્યાંક ને ક્યાંક અવશ્ય પહોંચાડશે. ફરી ફરીને ચક્કર ખાઈને પણ જ્યાંના ત્યાં નહિ આવીએ. અને પણ...' આગળ પ્રકાશદીપ પણ દેખાય છે. એક નાના સરખા તારાનો આછો પ્રકાશ! એ બહુ નાનો, બહુ થોડો છે. પણ એ ઊડતા પતંગિયા જેવો, વીજળીની ચમક જેવો, ખરતા તારાના જેવો ક્ષણિક નથી, અચલ છે. એ ઝબકી ઝબકી

હોલવાઈ જતો નથી, ઝાંખો પડતો નથી. એ પ્રકાશ સત્યનો છે. એ તારાના પ્રકાશ વડે આપણે આપણો માર્ગ ખેડશું, અને આપણે જે શોધીએ છીએ તે અવશ્ય આપણને જડશે.'

આવું આવું કહેતાં, ખડકો અને પથરાઓ વચ્ચે અનેક ઠેસઠોકરો ખાતાં, પડતાં આખડતાં, ઊભા અણીદાર પથ્થરોથી ચિરાઈ જતા પગથી લંગડાતાં, પણ મનની દૃઢતા અને અંતિમ સાધ્ય પરની અવિચલ દૃષ્ટિને લીધે ઉમંગ અને આશાભર્યા અંતઃકરણવાળાં, એ નિશ્ચયી શૂરાં એ કઠિન માર્ગે જ ચાલ્યાં.

અને જેમ જેમ તેઓ આગળ જતાં ગયાં, તેમ તેમ તેઓ કાળના દોરથી પીડિત એવા પેલા કાળવનથી દૂર દૂર જતાં ગયાં. પેલાં મોહક ફૂલો અને કુંજોની ઇંદ્રજાળ, ચિત્રવિચિત્ર સર્પોથી ઝેરી બનેલું વાતાવરણ, પેલા ફરી ફરીને પાછા જ્યાંના ત્યાં લઈ આવતા રસ્તાઓના ચકરાવા — સૌ પાછળ પડતું ચાલ્યું. અને પુષ્પકુંજોમાં ફરતાં ફરતાં ફૂલોનું સૌંદર્ય જોવા અને પીવા અટકવા ઇચ્છતાં પેલાં ગભરુઓની પીઠ પર પડતી કાળની તીણી ચાબુકના ફટકારા પણ વધારે અસ્પષ્ટ થતા ગયા.

એમના માર્ગ પરનો અચલ તારો નજીક નજીક આવતો ગયો. એનું તેજ વધતું ચાલ્યુ અને કાળવનના પેલા ઐંદ્રજાલિક ઊડતા દીવા ઝબકતા હોલવાતા અંતે બધા અદૃશ્ય થઈ ગયા. અને આખરે તેઓ સત્યના સૂર્ય નીચે ચિર કાળ ટકી રહેનારી અનંત શાંતિના સરોવરને કિનારે આવી પહોંચ્યાં — જેના પાવન જળમાં વાસનામાત્ર ધોવાઈ જાય છે.

એ જીત્યાં. એમની જીવનયાત્રા પૂર્ણ થઈ. કાળ, જીવન, લડવાનું, ઝૂઝવાનું, ચડવાપડવાનું સૌ કંઈ પાછળ રહી ગયું. કોઈ છેવટ સુધી સાથે ટકી શક્યું નહિ. થાક્યાંપાક્યાં, ઉઝરડાયેલાં, ચિરાયેલા પગવાળાં, એ શૂરાં અંતે નિર્વાણની અનંત અનિર્વચનીય શાશ્વત શાંતિને પામ્યાં.

અને પેલાં? પેલાં જે પાછળ રહ્યાં—જેઓ કાળવનનાં ફૂલો વીણવાના મોહમાં, પેલાં વિપપૂર્ણ બહેકથી બહેકતાં મેદાનોમાં ભટકતાં રહ્યાં—કાળની ચાબુક નીચે સદાકાળ અતૃપ્ત સુખેચ્છાની તૃપ્તિ ઇચ્છતાં જલતાડન કરતાં રહ્યાં—તે? તેમનું શું થયું? તેઓ પણ શીખશે. તેઓ પણ સમજશે. કાળની દયામયી ચાબુક તેમની પાછળ જ છે. એવા ભીષણ વનમાં એ તેમને પડચાં રહેવા નહિ દે. ઘડીએ ઘડીએ, પળે પળે, પાછળ ચાબુક વીંઝાશે અને તેમને આગળ ચાલવું પડશે. આગળ, આગળ, અહોરાત્ર આગળ, અંત વિનાનું આગળ ચાલી ચાલીને અંતે તેઓ થાકશે. સુંદર મેદાનો એમની આંખ આગળ શોભા વિનાનાં થઈ રહેશે; સુગંધથી બહેકતાં ફૂલો એમને અળખામણાં થઈ પડશે. પેલા કાંટા પણ ધીરે ધીરે એમને દેખાવા લાગશે, ખૂંચશે, ખટકશે! ફૂલોના સૌંદર્ય અને બહેકના નશામાં અત્યાર લગી તો એ કાંટા તેમની નજરે નહોતા ચડચા, તેઓ તેમને ભૂલી ગયાં હતાં. 'શાં સુંદર ફૂલ! શી ભભક! શી બહેક! કાંટા? અહં! ક્યા પરવા હૈ? છોને રહ્યા. એ તો ઊલટી વધારે મજા. એમની જોડે લડવામાં તો ખરી મજા રહેલી છે. કાંટા વિના ગુલાબની શી કિંમત? કાંટા વિના વનની શી મજા? કાંટા ખમ્યા વગર ફૂલ એકઠાં કરવામાં શો સ્વાદ? કાંટાથી જ તો કિંમત ફૂલોની.'

આવા અભિમાને અક્કડ બનેલાં એ મૂઢ જનો ફૂલો વીણવામાં જ મચ્યાં. ફૂલો વિણાયાં—

અને કરમાઈ ગયાં!

પણ—પણ કાંટા કરમાયા નહિ! એ તો જેવા ને તેવા જ રહ્યા. જેણે ઝાઝાં ફૂલો એકઠાં કર્યાં હતાં તેને ભાગે ઝાઝા કાંટા આવ્યા. અને પેલો ચાબુકધારી વેત્રકપાણિ કાળ તો આઠે પહોર અને સાઠે ઘડી પાછળ જ. એમને તો ડગલે ડગલે મેદાનોની હરિયાળી પર લાંબા થઈને સૂઈ જવાનું ઘણુંયે મન થાય. પણ કાળમાલિકની મરજી તો કેવળ એની એ, એક જ—બસ આગળ

આગળ, — ચાલો — આગે બઢો, મત ઠહરો — ચાલો આગળ, અટકો મા! પાછા વળવાની વાત નહિ, ઊભાં રહેવાની વાત નહિ, વિરામ નહિ. વિશ્રાંતિ નહિ. સદાય આગળ ને આગળ, અટક્યા વિના આગળ!

આમ અંતે તેઓ થાક્યાં જ — બહુ થાક્યાં. 'આ ફૂલો –' અંતે તેમણે કહ્યું, 'આ તો સદાય એનાં એ, એકનાં એક. કંટાળો આવ્યો હવે તો એમનો. એમની બહેકથી માથું ચડે છે. એ તો મૃત છે. ફૂલો છે જ ક્યાં? વન તો આખું કાંટાથી ભર્યું છે. આમાંથી હવે છૂટવું કેમ કરીને? હવે તો જેમ જેમ વધારે વખત અહીંયાં ચક્કર ખાતા ફરીએ છીએ તેમ તેમ એ ફૂલો આંખને વધુ વધુ અળખામણાં લાગતાં જાય છે. એમના તો માત્ર કાંટા જ વધારે વધારે લાગે છે. આમાંથી હવે કેમ કરી છુટાય? આમાંથી છૂટ્યા વિના આરો નથી. કાળ અને એની પેલી ઝીણી નાગણ જેવી ચાબુકથી હવે તો હાર્યાં! નમસ્કાર નવ ગજના હવે તો એમને! પગ તો પાકીને તળવાઈ ગયા; આંખો અંજાઈ અંજાઈને આંધળી થવા આવી. આપણે સુધ્ધાં શાંતિ વાંછશું — જડે તો! પેલાં ખડકોવાળી કેડીએ પહેલાં ગયાં તેમને આપણે હસતાં હતાં. આપણે શાંત નહોતી જોઈતી. આજ લાગે છે કે જાણે આખી દુનિયામાં એ એક જ વસ્તુ વાંછવા જેવી છે. આ કાળ આપણને આમ આગળ ને આગળ ને આગળ હાંકવાં શું કદીયે નહિ છોડે? આ ઘડી ઘડી ચમકતા દીવા ઝબકતા હોલવાતા શું કદીયે નહિ મટે?'

આમ અન્તે સૌ કોઈને પેલે સીધે માર્ગે વળવાનો વારો આવશે. દરેકને પોતાની ભૂલ સમજાશે. અંતે પ્રત્યેક જણને સમજાશે કે આ વન ભયાનક છે, એનાં ફૂલ ઇન્દ્રજાળ માત્ર છે, એના કાંટા ભયંકર છે, સૌ કોઈ અંતે કાળથી બીતાં શીખશે.

અને આમ અંતે શાંતિની પિપાસા જ્યારે એમનામાં જન્મશે ત્યારે એ પેલે સીધે માર્ગે વળશે અને અખંડ શાંતિને વરશે. કોઈને પણ આ બૃહદારણ્યમાં યાવચ્ચંદ્રદિવાકરૌ નહિ રહેવું પડે. સૌ કોઈ

શીખશે. સૌ કોઈને સમજાશે. જ્યારે ચાલી ચાલીને છેક થાકી — હારી જવાશે, જ્યારે ભયોભય વાગેલા કાંટાઓથી પગ લૂલા ને લોહીલોહાણ થઈ જશે, અને આખી પીઠ કાળની — સંસારના સાચા શિક્ષક મહાદયાળુ કાળની — તીણી ચાબુકના ફટકા ખાઈ ખાઈને ઊપડી આવશે, ત્યારે — ત્યારે સૌ કોઈ સમજશે.

આ નહિ સમજાય — આ હૃદયંગમ નહિ થાય ત્યાં સુધી માનવ સીધો માર્ગ ગ્રહણ કરવાનો ઇચ્છુક નહિ બને.

પણ અંતે માણસમાત્ર આવી પહોંચશે.

બૌદ્ધ ધર્મનું આ એક બાહ્મી રૂપક છે. એને સાંભળ્યાં મને બહુ દિવસ થયા. હું ધારું છું અહીં એને ફરી કહી બતાવવામાં એની કલાને ક્ષતિ પહોંચાડ્યાનો દોષ મારા પર નહિ આવે.

## સ્વાધ્યાય

૧. આ રૂપકને સ્પષ્ટ રીતે સમજાવો.

૨. 'કાળવન'નું વર્ણન વાંચતાં તમારા મન પર શી અસર થઈ?

૩. આ પાઠમાં કયા કયા અલંકારો વપરાયા છે તેના દાખલા આપી ઉલ્લેખ કરો.

૪. જીવનમાં તમે કોઈ વાર 'કાળવન'ના યાત્રીની સ્થિતિમાં મુકાયા છો? અથવા એમ કહી શકાય કે માણસને રોજ એ સ્થિતિમાં મુકાવું પડે છે અને રોજ એને આ કાળવનના યાત્રીઓની જેમ નિર્ણય કરવો પડે છે?

૫. બુદ્ધના જીવનમાં કાળવનમાંનાં ઇન્દ્રવરણાં ફળફૂલોએ કોઈ વાર પોતાનો ભાગ ભજવવા પ્રયત્ન કર્યો હતો? કયે પ્રસંગે?

૬. કાળવનની કથા ફરીથી કહો.

## ધનસુખલાલ મહેતા અને જ્યોતીન્દ્ર દવે

[જેનાથી કોઈ ઘર મુક્ત નથી એવા એક રોજના બનાવના અવલોકન ઉપરથી લખાયેલો આ એક હળવો નિબંધ છે. એમાં શરૂઆતમાં નામનો મહિમા વર્ણવ્યો છે; અને પછી જેનો મહિમા આવડો મોટો છે તે નામની પસંદગીમાં 'નામધારી'ઓને કંઈ અવકાશ જ નહિ—સ્વીકાર અસ્વીકારની કંઈ છૂટ જ નહિ—તે સંબંધી લેખકોએ પોતાની લાક્ષણિક રીતે હળવો વિનોદ પણ કરી લીધો છે. આવા નિબંધોમાં મૂળ વસ્તુની આજુબાજુ ગમે તે ક્ષેત્રમાં ડોકિયું કરી આવવાની કેવી અનુકૂળતા છે—જો એ મૂળ વસ્તુનું કેન્દ્ર આપણને પકડી રાખતાં આવડતુ હોય તો—તેનો અભ્યાસ કરજો, અને હાસ્યનો સીધો પ્રયત્ન કર્યા વિના વિવિધ સૂચનોથી હાસ્ય કેમ નિષ્પન્ન થાય છે તે શોધી કાઢજો.]

### નામકરણ

હું મોસાળથી પિતૃગૃહે આવ્યો તે પહેલાં, જુદું પ્રકરણ માગી લે એવો મહત્ત્વનો બનાવ બની ગયો હતો. જગતમાં જે સંજ્ઞાવિશેષથી ઓળખાવાનું મારે માટે નિર્માણ થયું હતું, તે સંજ્ઞાવિશેષનું આરોપણ મારા પર મારા મોસાળવાસ દરમિયાન કરવામાં આવ્યું.

અત્યાર સુધી મારું પોતાનુ કોઈ નામ નહોતું. મને ફાવે તે નામે બોલાવવાનો સ્વચ્છંદ અધિકાર બધા ભોગવતા.

કેટલાંક નામો, લોકગીતની પેઠે, સાર્વજનિક બની જાય છે, અને આખરે એ નામો બાળક શબ્દના પર્યાયરૂપ બને છે. જમાને જમાને એ નામો લોકરુચિ અનુસાર બદલાય છે. પહેલાંના વખતમાં કીકો એ નામ બહુ પ્રચલિત હતું. પછીથી બાબુ નામ પ્રચારમાં આવ્યું. એ નામની નવીનતા ઓછી થતાં બચુ નામ લોકપ્રિય થયું. હાલમાં બાબો ને બેબી તરફ લોકવૃત્તિ વળતી જણાય છે. બે છોકરા હોય તો એ નામો સાથે મોટો કીકો, નાનો કીકો; મોટો બાબુ, નાનો બાબુ; મોટો બચુ, નાનો બચુ; એ પ્રમાણે વિશેષણો વળગાડવામાં આવતાં અને કોઈક વાર વિશેષ્યનો લોપ થઈ માત્ર મોટો ને

નાનો એ શબ્દો રહી જાય છે. અને મોટપણમાં પણ એ વિશેષણ પામનારાઓ મોટાભાઈ કે નાનાભાઈ એવા નામે ઓળખાય છે.

સદ્‌ભાગ્યે જુદાં જુદાં સ્ત્રીપુરુષો મને જુદે જુદે નામે બોલાવતાં હોવાથી મને આવું કોઈ લાડનું નામ કાયમ માટે વળગી શક્યું નહિ.

ફિલસૂફો ભલે નામને તુચ્છ વસ્તુ લેખે; તત્ત્વજ્ઞો ભલે નામરૂપને મિથ્યા મનાવે; પણ જગતમાં બધી કિંમત નામની જ છે. તત્ત્વજ્ઞો અને વૈજ્ઞાનિકો પણ વસ્તુમાત્રનાં પૃથક્કરણ અને વર્ગીકરણ કરીને છેવટે નામકરણ કરીને જ સંતોષ માને છે. અમુક નામ સાંભળી હૃદય પ્રેમરસથી દ્રવી જાય છે, અમુક નામ સાંભળી ક્રોધાવેશમાં સાક્ષાત્ જામદગ્ન્ય જેવા થઈ જવાય છે, એ આપણા સામાન્ય અનુભવની વાત છે. ઈશ્વરનું પણ નામસ્મરણ કરવાથી પુણ્યની પ્રાપ્તિ થાય છે. આમ નામનું માહાત્મ્ય ઘણું મોટું છે.

નામ રહંતાં ઠક્કરાં નાણાં નવ રહંત : એવી લોકોક્તિમાં પ્રથમ દર્શને જણાય છે તે કરતાં ઘણો અર્થ રહેલો છે. દ્રવ્ય નાશ પામે છે, કીર્તિ નાશ પામતી નથી, એટલો જ એનો અર્થ નથી. માણસનું નાણું અર્થાત્ એની મિલકત (સ્ત્રીપુત્રાદિક સુધ્ધાં) રહેતી નથી; મનુષ્યનાં માબાપ, કાકાકાકી, માસામાશી, મામામામી, ભાઈબહેન, સ્ત્રીપુત્રો, સ્નેહીસંબંધી, પૈસોટકો, માલમિલકત ઇત્યાદિ અનેક વસ્તુઓ એનાથી વિમુખ બને છે; પરંતુ એનું નામ એનો કોઈ દિવસ ત્યાગ કરતું નથી. એનાં અંગોપાંગો, એની આકૃતિ, એની લંબાઈ પહોળાઈ, એની ઉંમર, એની તબિયત, એના રોગ, એનો સંભાવ ઇત્યાદિ સર્વ બદલાયા કરે છે. પરંતુ આ સર્વ ચંચળ વસ્તુમાં એક એનું નામ અચળ રહે છે. વસ્તુતઃ ક્ષણે ક્ષણે બદલાતા જતા આ જગતમાં એના વ્યક્તિત્વને એક ને અખંડ રૂપે જાળવનાર તે એનું નામ જ છે.

ખરું પૂછો તો મનુષ્યને વ્યક્તિત્વ આપનાર જ નામ છે. વ્યાસ, કાલિદાસ, નેપોલિયન વગેરે કેટલાક દાખલામાં મનુષ્યોએ પોતાનું વ્યક્તિત્વ નામોને આપ્યું હોય છે, પરંતુ સામાન્ય રીતે તો મનુષ્યના નામ પરથી જ તેનું વ્યક્તિત્વ બંધાય છે. અમુક પ્રકારનાં નામવાળાં

મનુષ્યો અમુક જાતનું કાર્ય કદી કરી શકતાં નથી. મહેન્દ્રલાલ નામનો ઘાટી, રામમોહનરાય નામનો મજૂર, જગા લલ્લુ નામનો ઘનપાઠી બ્રાહ્મણ કે તીભો નામનો કલેક્ટર આપણે કલ્પી શકતા પણ નથી. સૌદામિની નામની વાસણ માંજનારી, ચંદ્રરેખા નામની કોબો કરનારી, ઢચ્ચી નામની લેખિકા કે ઝમકુ નામની પંડિતા થઈ શકે એમ માની શકાતું નથી.

આવી અપૂર્વ મહત્ત્વની વસ્તુ જે નામ તેની પસંદગીના સંબંધમાં મનુષ્ય પોતે કાંઈ કરી શકતો નથી તે ખરેખર બહુ જ વિચિત્ર છે. માણસ પોતે પોતાનું નામ પાડી શકતો નથી એ સ્થિતિ લગભગ અસહ્ય હોવી જોઈએ. પરંતુ કોણ જાણે કેમ સર્વત્ર (અહીં તો શું, પશ્ચિમમાં પણ) મનુષ્યો એ અસહ્ય સ્થિતિને સહન કરી લે છે. પશ્ચિમના સુધરેલા દેશમાં સ્ત્રીપુરુષ પોતાની મેળે વરકન્યાની પસંદગી કરી લે છે. અહીં પણ હવે ધીરે ધીરે પુરુષો પોતાની પત્નીની પસંદગી કરવાનો હક પોતાને હોવો જોઈએ એમ કોઈક કોઈક વાર બોલે છે ખરા. પરંતુ પત્ની કરતાંયે જેની પ્રાપ્તિ પહેલી ને અંત મોડો થાય છે, તેમ જ પત્ની કરતાંયે જે વધારે નિકટનું થઈ પડે તે નામની પસંદગી કરવામાં પોતાને હક હોવો જોઈએ, એ વિષે કોઈ મનુષ્ય કંઈ પણ બોલતું નથી! જે જગતમાં નામની પસંદગી કરવા જેવી વસ્તુમાં પણ મનુષ્યના હક છીનવી લેવામાં આવે છે તેમાં સ્વરાજ્ય, સમાનતા, આત્મનિર્ણય ઇત્યાદિ હકોની વાત જ શી કરવી? કદાચ કોઈ એવો વાંધો કાઢે કે છેક નાનપણમાં નામ પાડવામાં આવતાં હોવાથી બાળક પોતાના નામની પસંદગી કરવાને શક્તિમાન થાય જ નહિ. પરંતુ એ વાંધો ખરો નથી. પત્નીની પસંદગી બાબતમાં પણ એવી જ દલીલ કરવામાં આવતી. અસલ નાનપણમાં છોકરાછોકરીનાં લગ્ન થતાં હોવાથી વર ને કન્યાની પસંદગી માબાપને જ કરવી પડતી. પરંતુ એનો સાચો ઉપાય બાળલગ્નને રદ કરવાં એ જ છે એમ બધાને લાગ્યું, અને આથી ઉચ્ચ જ્ઞાતિમાં બાળલગ્નનો રિવાજ નષ્ટપ્રાય થઈ ગયો. આ જ પ્રમાણે છેક બાલ્યકાળમાં નામ

પાડવાનો રિવાજ હોવાથી બાળકો પોતાના નામની પસંદગી નથી કરી શકતાં, એટલા માટે વડીલો તેના નામની પસંદગી કરે એવી દલીલ કરવા કરતાં, બાલ્યકાળમાં નામ પાડવા કરતાં બાળક મોટું થયા પછી જ પોતાની મેળે પોતાના નામની પસંદગી કરી લે એવો સુધારો સમાજમાં દાખલ કરાવવા કટિબદ્ધ થવું એ વધારે ન્યાયી છે. નાનપણમાં બાળકને પોતાના કુટુંબમાં એ જેટલામું હોય તેટલામી સંખ્યા સૂચક નામ આપવું. એ જો કુટુંબમાં બારમો હોય તો નાનપણમાં એ બારમા તરીકે ઓળખાય. પછી મોટો ને સમજણો થતાં તેની આગળ રામાયણ, મહાભારત, પુરાણ, દેશદેશના ઇતિહાસ કે બેચારેક કોશના ગ્રંથો મૂકવા ને તેમાંથી એને જે નામ ઇષ્ટ લાગે તે એ પસંદ કરી લે. આ વસ્તુ દેખાય છે એવી વિષમ કે હાસ્યાસ્પદ નથી. શરૂઆતના બધા જ સુધારા લોકોને વિષમ ને હાસ્યજનક લાગે છે. પરંતુ એક વાર એવા સુધારા દાખલ થઈ ગયા પછી એ ઘણા જ ડહાપણભર્યા, સુગમ ને સરલ લાગે છે.

નામની પસંદગીમાં શાં ધોરણો હોવાં જોઈએ તે હજી બરાબર નક્કી થયું નથી. પરંતુ સામાન્ય રીતે નામ કાનને સારું લાગે એવું હોવું જોઈએ, બોલવામાં અઘરું ન પડે એવું હોવું જોઈએ, નવીનતાવાળું હોવું જોઈએ, છતાં છેક અટપટું કે અજાણ્યું લાગે એવું હોવું ન જોઈએ; તેમ જ અર્થભર્યું એ નામ ધારણ કરનાર વ્યક્તિ મહત્ત્વ પામશે એવી વ્યંજનાવાળું હોવું જોઈએ.

મને એક સાંભળેલી કે વાંચેલી વાત યાદ આવે છે. એક માણસને છત્રી જોઈતી હતી. છત્રી વેચનારને ત્યાં જઈ એણે કહ્યું: ‘મારે એક સારી છત્રી જોઈએ છે.’ દુકાનદારે સારી છત્રીઓ કાઢી એને બતાવી. ‘એવી નહિ,’ એણે કહ્યું, ‘ચાંપવાળી. ચાંપ દાબીએ એટલે ઊઘડે ને ફરી દાબીએ એટલે બંધ થાય એવી છત્રી મારે તો જોઈએ છે.’ દુકાનદારે ચાંપવાળી છત્રી બતાવી. ‘છે તો બરાબર,’ ઘરાકે કહ્યું, ‘પણ મારે તો એવી છત્રી જોઈએ કે વરસાદની ઋતુ ન હોય ત્યારે પણ એ કામ લાગી શકે. એના ઉપરનું કપડું ને

અંદરના તાર કાઢી શકાય ને એનો દાંડો સુંદર લાકડી તરીકે ચાલી શકે; સમજ્યા?' 'હા સમજ્યો. તમારે એવી છત્રી જોઈએ છે કે જે સારી હોય, જે ચાંપ દબાવવાથી ઊઘડે ને ફરી દબાવવાથી બંધ થઈ શકે, જેની ઉપરનું કપડું ને અંદરના તાર કાઢી શકાય ને જે ઉનાળા ને શિયાળામાં સુંદર વોકિંગ-સ્ટીક તરીકે કામ લાગી શકે.' 'બરાબર. એવી છત્રી હોય તો મને બતાવો.' 'એવી છત્રી તો મારે ત્યાં નથી. અને હું ધારું છું કે બીજે કોઈ સ્થળેથી પણ તમને મળે એવો સંભવ નથી,' દુકાનદારે જવાબ દીધો.

નામની બાબતમાં પણ આવું જ બને છે. કાનને સારું લાગે એવું નામ હોય તો તે સહેલાઈથી ઉચ્ચારી શકાય એવું હોતું નથી; સુંદર અને સરળ એવું કદાચ નામ જડે તો તેમાં કાંઈ નવીનતા હોતી નથી. સૌંદર્ય, સરળતા ને નવીનતા એ ત્રણે ગુણોવાળું નામ જડે તો તે છેક અપરિચિત લાગે એવું હોય છે. કદાચ બધા ગુણો હોય તો એ નામ ધારણ કરનારી વ્યક્તિ મહાન થશે, એવી વ્યંજનાશક્તિ એ નામમાં હોતી નથી. વહુની પેઠે નામ પણ સર્વાંગસુંદર અને સર્વગુણસંપન્ન મળવું અશક્યવત્ છે.

વસ્તુસ્થિતિ આવી હોવાથી વહુ ને નામ બંનેની પસંદગીમાં લોકો પહેલેથી જ પ્રયત્નશીલ રહે છે. મારાં ચોમુમાશી, છબુમાશી, મારાં નાની વેણીગવરી, મારાં દાદી શોભા. ડાહીકાકી વગેરેએ તો મારા જન્મ પહેલાં જ નામો નક્કી કરી મૂક્યાં. પરંતુ મારો જન્મ થયા પછી એ બધાં નામો નકામાં પડ્યાં. કેટલાંક નામો છોકરીનાં હોવાથી, કેટલાંક નામો જુદી રાશિનાં હોવાથી ને બાકીનાં નામો શોધનાર સિવાય બીજા સૌને નાપસંદ હોવાથી છોડી દેવાં પડ્યાં. મારી જન્મરાશિ વૃષભની હોવાથી બ, વ ને ઉ એ ત્રણ અક્ષરથી શરૂ થતાં નામોમાંથી જ મારા નામની પસંદગી કરવાની આવી. મારાં ફોઈ ચંદનગવરીએ વિજયાશંકર નામ સૂચવ્યું.

'શું છોકરાને કુંવારો રાખવો છે?' તરત જ ડાહીકાકી ગાજી ઊઠ્યાં.

'કેમ?' ચંદનફોઈએ પૂછ્યું.

'કેમ શું? આ વડનગરા નાગર બ્રાહ્મણની નાત જો.'

'એમાં શું જોવાનું છે?'

'જરા સાંભળ તો ખરી! એ નાતમાં જેનાં નામ વિજયાશંકર પાડચાં હતાં તે તે બધા જ કુંવારા મરી ગયા છે! કોઈ વિજયાશંકર પરણ્યો મેં જોયો નથી!'

વલ્લભરામ નામની સૂચના મારા દાદા દલસુખરામે કરી. પણ અમારા મહોલ્લામાં રહેતો દરજી વલ્લભરામ લકવાનો ઘણાં વર્ષોથી ભોગ થઈ પડેલો હોવાથી એ નામને અમંગલસૂચક ગણી કાઢી નાખવામાં આવ્યું. ઉમેશ નામ મારા મામાએ સૂચવ્યું તે છેલબટાઉ જેવું લાગશે એમ મારાં નાની વેણીગવરીને લાગ્યું. ઉમેશનો અર્થ તો મહાદેવ થાય છે એમ જ્યારે એમને સમજાવવામાં આવ્યું, ત્યારે મહાદેવ માટેનો એમનો અભિપ્રાય ઊતરી ગયો.

મારા પિતાએ પોતાના એક મિત્ર મારફત તેના એક બંગાળી મિત્રને નવાં ને સરસ નામો પુછાવ્યાં હતાં. એ બંગાળી ગૃહસ્થે લગભગ સિત્તેરેક નામો પસંદ કરીને મોકલ્યાં. મારા પિતાના ઘરમાં દરરોજ રાતના આઠથી બાર સુધી એ નામોની ચર્ચા ચાલવા માંડી.

મારાં મામીએ એક શાસ્ત્રી પાસે થોડાંક સારાં નામોની માગણી કરી હતી. શાસ્ત્રીએ લગભગ પચાસ નામો શોધી આપ્યાં હતાં. મારે મોસાળ એ નામો પર આખો દિવસ ને અડધી રાત ચર્ચા ચાલવા માંડી.

અંતે મારા પિતાને ત્યાં એવો સર્વાનુમતે નિર્ણય થયો કે કોઈ મોટા દેશભક્તનું નામ પાડવું. મારે મોસાળ કોઈ મોટા દેવનું નામ પાડવું એવો ઠરાવ લગભગ સર્વાનુમતે થયો. તે અરસામાં લાલ, બાલ ને પાલની ત્રિપુટી હિન્દુસ્તાનનું હૃદય ડોલાવી રહી હતી. લાલનું નામ જુદી જ રાશિનું હોવાથી ને બાલ એ નામ તોછડું લાગવાથી પિતાને ત્યાંથી બિપિનચન્દ્ર એ નામ પસંદ કરવામાં આવ્યું.

મારે મોસાળ શાસ્ત્રીએ આપેલાં નામોમાંથી વંશધર એ નામમાં ફેરફાર કરી બંસીલાલ નામ પાડવાનું નક્કી થયું.

આખરે શુભ દિવસે શુભ મુહૂર્ત જોઈને મારા નામકરણનો વિધિ થયો. સગાંવહાલાં ભેગાં થયાં, એક કકડાની ઝોળી બનાવી મને એમાં સારી પેઠે હલાવવામાં આવ્યો ને પિતૃપક્ષનાં સગાંઓએ ગાયું: 'ઝોળી, પોળી, પીપળ પાન, ફોઈએ પાડ્યાં બિપિનચન્દ્ર નામ.' એ જ વિધિ પ્રમાણે મોસાળપક્ષનાં સગાંઓએ ઝોળા પોળી કરીને મારું નામ બંસીલાલ પાડ્યું.

'અને આ બધા કોલાહલ, કકળાણ, તોફાન ને ધાંધાટથી કંટાળેલા નવીન નામ પામેલા બંસીલાલ ઉર્ફે બિપિનચન્દ્ર રડ્યા.

## સ્વાધ્યાય

૧. નામકરણ સંબંધી લેખકની સૂચનાઓ વર્ણવો.

૨. તમને એવું લાગે છે કે તમે જે કોમના છો તે કોમના લોકોનાં નામોમાં કાંઈ વિશેષતા છે?

૩. પાટીદાર, વાણિયા, નાગર, બ્રાહ્મણ વગેરેનાં નામોની લાક્ષણિકતાઓ શોધી કાઢી વર્ણવો.

૪. નામમાંથી કઈ કઈ અપેક્ષાઓ રાખવામાં આવે છે? તે અપેક્ષાઓ સંબંધી લેખકનો શો અભિપ્રાય છે? તે અભિપ્રાય સાથે તમે કેટલે અંશે સમ્મત છો?

૫. આ નિબંધના લેખકો આપણા સાહિત્યમાં હાસ્યરસના લેખકો તરીકે જાણીતા છે એનાં કોઈ પ્રમાણ આ નિબંધમાં છે ખરાં? ક્યાં?

# ગૌરીશંકર જોષી — ‘ધૂમકેતુ’

[પડતી પ્રજાનો કેવો સર્વદેશીય અધઃપાત થાય છે તેનું આ એક સુરેખ અને કરુણ ચિત્ર છે. ટૂંકી વાર્તામાં પણ સચોટ પાત્રવિધાનને કેટલો અવકાશ છે તે આમાંના સોમેશ્વરશાસ્ત્રીના પાત્ર ઉપરથી જોઈ શકાશે. તેમ જ ટૂંકી વાર્તામાં સુંદર વર્ણનોને કેટલો અવકાશ હોય છે, અને પ્રાણવાન વિચારકણિકાઓ તે કેટલે અંશે સહી શકે છે તેનો પણ આ વાર્તા સરસ નમૂનો છે. આ લેખકની અનેક લાક્ષણિકતા સારી રીતે આ વાર્તામાં વ્યક્ત થયેલી હોઈ આપણી ઉત્તમ વાર્તાઓમાં એને મૂકી શકાય; અને એ દૃષ્ટિએ એની ફૂલગૂંથણીનો ઝીણવટથી અભ્યાસ કરજો.]

## વિનિપાત

આટલાં વર્ષે શિલ્પી હીરાધર! ભાઈ! તું તો ક્યાંથી હોય? પણ તારી પ્રાણધારી કૃતિઓએ તો હદ કરી નાખી. એમણે તારી વિજયગાથા લલકારી — વડોદરા, પૂના કે દિલ્હીને આંગણે નહિ — છેક સ્કૉટલૅંડમાંની લીલીછમ ડુંગરમાળાઓમાં.

ઈ. સ. ૧૭૮૩નો એ સમય હતો.

મરાઠી રાજ્યના છેલ્લા બે મહાપુરુષો — મહાદજી સિંધિયા અને નાના ફડનવિસ — પોતપોતાનું સ્વત્વ જાળવી રહ્યા હતા. મરાઠી સૈનિકોના તેજથી અંગ્રેજો ધ્રૂજતા હતા. હરિપંત ફડકે ને પરશુરામ ભાઉનાં નામ રણક્ષેત્રમાં જાદુઈ અસર ફેલાવતાં. ગુજરાતને આંગણે બેઠેલી અંગ્રેજી સત્તા મહાદજી સિંધિયાને નમતું આપતી હતી.

એ વખતે શિલ્પી હીરાધરની યશકલગી જેવા ડભોઈમાં એક બનાવ બન્યો.

અંગ્રેજો ભરૂચ અને આસપાસનો સઘળો પ્રદેશ ખાલી કરી મહાદજી સિંધિયાના પ્રતિનિધિ ભાસ્કરરાવને સોંપવાની તૈયારી કરી રહ્યા હતા.

ડભોઈ એ વખતે જેમ્સ ફૉર્બ્સના હાથમાં હતું. કિલ્લા સમારવાની ને રણમાં શોણિત વહેવરાવવાની યુદ્ધવિદ્યા એને વરી

હતી, પણ સાથે સાથે—છેક સંધ્યા વખતે, પોયણીનો મંદ મંદ પરિમલ ડભોઈના સુંદર તળાવમાંથી આવતો હોય તે વખતે, અનિમિષ નેને, શિલ્પી હીરાધરની અણમોલ કૃતિઓ જાણે કોઈ સ્વપ્નસ્થ પ્રતિમાઓ હોય તેવી, એની નજર સામે તર્યાં કરતી; એવી કવિતા-દૃષ્ટિ પણ એને વરી હતી. એ યુદ્ધ વખતે અવિશ્રાન્ત પરિશ્રમ લેનાર યોદ્ધો હતો. શાંતિ વખતે સૌંદર્યસૃષ્ટિમાં રાચનારો આત્મા. થોડા સમય પહેલાં ડભોઈના કિલ્લા ફરતી મરાઠા સવારોની ધજાઓ ફરકી ત્યારે અગ્ન્યસ્ત્ર, કિલ્લાની મરામત, સુરંગ, તોપો—ને એવું તો કેટલુંયે સાહિત્ય એણે નજર તળેથી કાઢી નાખ્યું હતું—ને જ્યાં યુદ્ધમંત્ર રચાતો હતો ત્યાં ખૂણામાં જ શિલ્પી હીરાધરની પેલી યક્ષકન્યા કેવું સ્મિત કરી રહી હતી!।

પણ યુદ્ધના દિવસો આવ્યા ન આવ્યા ને ગયા. ડભોઈના કિલ્લાની કૂંચીઓ મહાદજી સિંધિયાના પ્રતિનિધિ ભાસ્કરરાવને સોંપવાનો વખત આવી પહોંચ્યો.

ડભોઈનું મહાજન—બ્રાહ્મણમંડળ—'ગોરા સાહેબ'ને મળવા આવ્યું હતું. એ અંગ્રેજ હતો—પણ મરાઠાના સવારોથી કંટાળેલી પ્રજાને તેણે શાંતિનો સ્વાદ ચખાડ્યો હતો. એ પ્રાથમિક શાંતિમાં હજી મુડદાંની દુર્ગંધ પેઠી નહોતી.

બ્રાહ્મણો—મહાજનો—સૌ આવ્યા. ગોરાએ ધારણ કરેલી રાજનીતિ અને સાચવેલી શાંતિનાં વખાણ થયાં, અને કાંઈક યાદગીરી-રૂપે નજરાણું લેવાનો આગ્રહ કરવા લાગ્યા.

જેમ્સ ફોર્બ્સ શાંત ઊભો રહ્યો. એને ડભોઈ છોડવું ગમતું ન હતું. ડભોઈમાં એની નજરે ગ્રીસ–રોમની ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ પ્રતિમાઓ કરતાં ચડે એવું કાંઈક હતુ. એનાં તળાવ—લીલીછમ હરિયાળી ચડતી ઊતરતી ભોં—મંદ પવનમાં ઝૂલતાં કમળ—શિલ્પી હીરાધરની યક્ષકન્યાઓ—પેલું પૂર્વદ્વાર—એ સઘળું વાતાવરણ એને એની સ્કૉટલૅંડની ભૂમિની યાદ આપતું હતું. અત્યારે એ યોદ્ધો મટી ગયો હતો—મુલકી ઑફિસર પણ મટી ગયો હતો. માતા સ્કૉટલૅન્ડનો

બાળક બની ગયો હતો. એને — વિખૂટા પડેલા બાળકને — આ ભૂમિનો ખોળો માતાના ખોળા જેવો પ્યારો લાગતો હતો. માણસને કૃત્રિમ જુસ્સાનો ગુલામ બનાવવામાં ન આવે તો હરેક જગા એને માતાના ખોળા જેવું સાંત્વન આપી શકે છે. પૃથ્વીમાં એવો અખૂટ અમૃતરસ ભર્યો છે. માનવહૃદયમાં એવું સચરાચરના સ્વામીનું પ્રતિબિંબ જળવાઈ રહ્યું છે.

જેમ્સ ફોર્બસને શાંત જોઈ સૌ બોલ્યા : 'અમારે કાંઈક ભેટ-નજરાણું કરવાનું છે. તમારે લેવાનું જ છે. અમારી એટલી યાદી તમારી સાથે રાખો.'

અને મૂલ્યવાન વસ્ત્રો — અમદાવાદી અતલસ અને સુરતી ગજી — નીચે છુપાયેલાં આભૂષણો ચમકવા લાગ્યાં.

જેમ્સ ફોર્બસે માથું ધુણાવ્યું : 'મારે એ ન જોઈએ. મારે આવતી કાલે ફિટ્ટીને બીજે દોરવું પડે. એને હું શું કરું?'

મહાજન ખિન્ન થયું. ગમે તે ઉપાયે, ટોપીવાળાને હંમેશાં યાદ રહે એવું કાંઈક આપવું જોઈએ. એમણે ફરી આગ્રહ કર્યો — કાંઈક નિરાશાભર્યા અવાજે ને ખિન્ન હૃદયે.

ફોર્બસે એમના આગ્રહમાં રહેલા સત્યનો રણકો પારખ્યો. જરા વાર રહીને તે બોલ્યો :

'મગાય કે નહિ એ મને ખબર નથી. પણ જો મને ખરેખરી યાદી આપવા માગતા હો તો તમારી પાસે થોડી અમૂલખ ચીજો છે તે આપો.'

'બોલો, સાહેબ, બોલો શું આપીએ?'

'તમને ધાર્મિક બાધ ન આવે તો જ આપવાની છે હો'

'બોલો.'

'મને મંદિરોના બહારના ખંડિત ભાગમાંથી વેરણછેરણ રખડતી થોડીક મૂર્તિઓ અપાવો અને હીરાદ્વારની બહારની કોતરણીમાંના ખંડિત નમૂનાઓ છે તે લઈ જવાની રજા આપો.'

મહાજનમંડળનો — બ્રાહ્મણમંડળનો — મોટો ભાગ સ્તબ્ધ બની ગયો: દિલગીરીથી નહિ, આશ્ચર્યથી. માગી માગીને હીરાદ્વારના ખંડિત નમૂનાઓ — જેમના ઉપર બેસીને ડભોઈનો હરકોઈ રખડુ છોકરો, ગામને ગોંદરે ગાયો મૂકવા જતી કેશલી કે મોતડીની મશ્કરી કરી શકતો — એવા ટુકડામાં સાહેબે શું માગ્યું — એ એમને મન કોયડો થઈ પડ્યો.

તેમનામાંથી મોટેરાઓએ ડોકું ધુણાવ્યું:

'સાહેબ! એવું તો કંઈ અપાય!'

ગ્લાનિનું એક વાદળ ફોર્બસના મોં ઉપરથી ચાલ્યું ગયું. બીજો બોલ્યો: 'સાહેબ, એવા નમૂના તો તમને જોઈએ તેટલા આપીએ પણ એમાં તમે શું માગ્યું? કાંઈક બીજું માગો.'

જેમ્સ ફોર્બસ બોલ્યો નહિ, પણ એના અંતઃકરણમાં જાણે ઝીણી શી લોઢાની મેખ પેસી ગઈ. એણે વ્યાકુળતાથી જરાક પાછું પણ જોયું — 'શિલ્પી હીરાધરનો મૃતાત્મા આ સાંભળતો તો નહિ હોય ના?' એવું જાણવા.

એટલામાં મહાજનનો અગ્રણી બોલ્યો: 'ખંડિત મૂર્તિઓ વિષે કાલે સોમેશ્વર શાસ્ત્રીને પૂછી જોઈશું. ને આપને હીરાદ્વારમાંથી જે નમૂના જોઈએ તે આપશું — પણ એને તમે શું કરશો? શી રીતે સાચવશો? એવો મફત પથારો......'

ફોર્બસ બોલ્યો: 'બની શકે તો એટલું આપો, બીજું મારે કાંઈ જોઈતું નથી.'

પછી સૌ ગયા.

ધીમે શાંત પગલે જેમ્સ ફોર્બસ ચાલ્યો ગયો — સતીમાના ચોક તરફ. પિલાજી ગાયકવાડના પુત્ર સયાજીની વિધવા સ્ત્રી ત્યાં સતી થયેલી. ફોર્બસને એ વાતાવરણ પણ અપૂર્વ લાગતું.

તદ્દન એકાંત જીવન ગાળનાર સોમેશ્વર, મહાજનનું ટોળું આંગણે જોઈ સ્તબ્ધ બની ગયો. વાત સાંભળી ત્યારે વધારે સ્તબ્ધ બની ગયો."

'તમે શું ધારો છો? ખંડિત મૂર્તિઓ વિધ — બીજા નમૂનાઓ તો જાણે ઠીક,' મહાજને પૂછ્યું.

સોમેશ્વરે પોતાની ઝૂંપડીમાં એક ખૂણા તરફ શિલ્પી હીરાધરની એક સુંદર પ્રતિમા રાખી હતી. અંધાધૂંધી અને અશાંતિના સમયમાં આ સાત્ત્વિક બ્રાહ્મણે કેવળ વૃક્ષના આશ્રય નીચે રહીને પોતાનું જ્યોતિષનું ને વૈદકનું જ્ઞાન વધાર્યું હતું. ડભોઈમાં એની પ્રતિષ્ઠા અદ્વિતીય ગણાતી. એની સાત્ત્વિકતા બધાને મન વસી ગઈ હતી. એનો અભિપ્રાય શાસ્ત્રવચન મનાતો. એની ઇતરાજી શાપરૂપ ગણાતી.

મહાજને પૂછ્યું: 'તમે શું ધારો છો? ખંડિત મૂર્તિઓ વિધર્મીઓને અપાય?'

સોમેશ્વર કશું બોલ્યો નહિ. એની નજર ડભોઈ ભણી — જાણે હીરાદ્વાર તરફ જોતી હોય તેમ — આકાશમાં મીટ માંડી રહી.

'જાય — ત્યારે બધું જાય — પેલા મુદ્રારાક્ષસમાં શ્લોક નથી આવતા? જેમાં રાક્ષસ ગરીબીનું વર્ણન કરે છે. આ દેશ પણ એવી જ રીતે ગરીબ થયો. . . પછી કોણ રહે? હવે ખંડિત મૂર્તિઓ પણ ચાલી જશે.'

સોમેશ્વર જાણે સ્વગત બોલી રહ્યો હોય તેમ તેના શબ્દો નીકળ્યા. એ ભાનમાં બોલે છે કે સ્વપ્નમાં તે સમજી નહિ શકવાથી મહાજને ફરી પૂછ્યું: 'ખંડિત મૂર્તિઓ આપી શકાય? — જો લેનાર વિધર્મી હોય તો — એ આપણો પ્રશ્ન છે!'

'હું એ જ પ્રશ્નનો વિચાર કરું છું. હીરાધરનો દૂર દૂરનો કોઈ સગો છે? કોઈ સારો સલાટ છે?'

'કોઈ નથી. હોય તો જાણમાં નથી. અને એનું આપણે કામ પણ શું છે? આપણે તો વિધર્મીઓને ખંડિત મૂર્તિઓ અપાય કે નહિ, એ વિષયમાં શાસ્ત્રાજ્ઞા શી છે એટલું જ જાણવાનું છે.'

'ત્યારે તમને ખબર છે? આ પેલી ખૂણામાં પડેલી યક્ષકન્યા હીરાધરની કૃતિ છે. કૃતિ નથી. એની જાણે કે પ્રાણપ્રતિમા છે.

એમાં હીરાધરે મૂંગા પથ્થરને અમરવાણી આપી છે. વેદની ઋચા જેવું પેલું સ્મિત—અને મોહક આરોહ અવરોહ જેવો શરીરનો ત્રિભંગ—તમે એ જુઓ તો ખરા—જાણે હીરાધર હજી ઊભો ઊભો પ્રતિમા નિહાળે છે. એના હાથની શી છટા છે. . . .'

યક્ષકન્યા જેવી સોમેશ્વર શાસ્ત્રીની પુત્રીએ પાછળના દ્વારથી પ્રવેશ કર્યો. 'પિતાજી! વળી તમે એવી વાતોએ ચડ્યા કે?—યક્ષકન્યા ને શિલ્પી—મહાજનના પ્રશ્નનો ઉત્તર આપોને.'

નાનું છોકરું માનું કહ્યું માને તેમ શાસ્ત્રી શાંત થઈ ગયો. એની નજર પૃથ્વી પર ચોંટી રહી.

શાસ્ત્રીજી પાછા તરંગે ચડ્યા: 'જે રસિકતા જયદેવની બાનીમાં છે, એ જ રસિકતા હીરાધર શિલ્પીમાં છે. એણે પથ્થરમાં કાવ્ય લખ્યાં—હીરાધર!' શાસ્ત્રી હજી આગળ વધત પણ એટલામાં એની પુત્રીએ વળી ટકોર કરી: 'તમે જવાબ નહિ આપોના?'

શાસ્ત્રી થોડી વાર શાંત રહ્યા. પછી એણે ધીમેથી જવાબ વાળ્યો: 'હીરાધરની આ યક્ષકન્યા—કાલિદાસની અલકાનગરીની જાણે રૂપરેખા હોય તેવી—હું એ ઘેનું રબારણના વાડામાંથી ઉપાડી લાવ્યો છું. સોનેરી રજમાં રત્ન શોધતી એ રૂપમૂર્તિ પાસે બે ગધેડાં ઊભાં હતાં—એક બીજાની સામે જોઈને, કોણ વધારે રૂપાળું છે એવી ચર્ચા કરતાં. અને યક્ષકન્યા પર હીરાધરે જે અણમોલાં અંબર ઓઢાડ્યાં હતાં, તે સઘળાં ગાયના છાણથી લીંપાઈ ગયાં હતાં.'

શાસ્ત્રીજી થોડી વાર થોભ્યા: 'એટલે આ ગોરાને પથરા આપવામાં કાંઈ જ વાંધો નથી. . . .'

'વાંધો નથી ના?—હાસ્તો, ભલેને, એનો જીવ સંતોષાતો. આપણે બીજા બહુ પડ્યા છે.' મહાજને કહ્યું.

શાસ્ત્રીજી કાંઈક ખિન્ન અવાજે બોલ્યા: 'કાંઈ જ વાંધો નથી. કારણ કે એ ગોરો આ પથરાને સાચવશે. કોઈક દિવસ કોઈકને પણ પ્રેરણા પાશે—કોને ખબર છે શિલ્પી હીરાધરનું દર્શન કરવા કોઈ

ને કોઈ આવી ચડશે — આપણે એ ખંડિત મૂર્તિઓને બીજું કાંઈ નહિ — ગધેડાં કૂતરાં તો સારા હાથમાં સોંપીએ છીએ . . .'

'હા, હા, ભલા માણસ, સો વાતની એક વાત — આપણે પથરા નકામી જગા રોકે છે — ગોરાને કામ આવે છે.'

'પણ એક શરતે. . .'

'શી. . .'

'કાલે તમે ત્યાં જાઓ ત્યારે મને તેડી જજો.'

'બહુ સારું, બહુ સારું.' હકૂકૂકૂ મહાજન ઊઠયું. અને શાસ્ત્રીજીને નમીને ચાલતું થયું. શાસ્ત્રીજીએ નિર્ણય આપી દીધો હતો. શાસ્ત્રીજીએ બીજું જે કહ્યું એ કોઈ સમજ્યા ન હતા. પણ એની વિદ્વત્તાભરેલી વાણી વિષે સૌ સમજ્યે વણસમજ્યે વખાણ કરી રહ્યા હતા.

* * *

બીજે દિવસે જેમ્સ ફોર્બસ શિલ્પી હીરાધરની કૃતિઓ છેલ્લી-વેલ્લી જોઈ રહ્યો હતો. હવે એ અહીં કોણ જાણે ક્યારે આવશે એમ જાણીને પૂર્વનું હીરાદ્વાર ફરી ફરી નિહાળી રહ્યો હતો. એક કરતાં એક સરસ એવી કોતરેલી કમાનો – રજપૂતાણીના માથાની મોતીની સેર જેવી — મૌક્તિકમાળાઓ જોઈ રહ્યો હતો. જ્યાં નજર કરો ત્યાં નજર થંભી જાય એવું અજબ આકર્ષણ પથ્થરમાં ભર્યું હતું.

મહાજન આવ્યું. સોમેશ્વર અગ્રસ્થાને હતો.

ફોર્બસે સૌને આવકાર આપ્યો.

'અમને બહુ આનંદ થાય છે કે અમે તમારી માગેલી ભેટ તમને આપી શકીશું. શાસ્ત્રીજીએ કહ્યું છે: વાંધો નથી!'

ફોર્બસે શાસ્ત્રીજી સામે જોયું. ચતુર અંગ્રેજ તરત જ સમજી ગયો. આવનાર વ્યક્તિની ધાર્મિકતા પ્રસિદ્ધ હતી. એણે નમન કર્યું.

'હું આપનો ઘણો — ઘણો ઉપકાર માનું છું. મને હીરાદ્વારની આ કમાનોમાં. .

ફોર્બસ બોલતો અટક્યો. સોમેશ્વર હીરાધાર તરફ એકી નજરે — એવી નજરે — જોઈ રહ્યો હતો કે ફોર્બસને શબ્દો બોલી એ વાતાવરણ ભંગ કરવાનું ઠીક ન લાગ્યું.

'શિલ્પી હીરાધરના ટાંકણામાં, સાહેબ, સંગીતની રમ્ય પદાવલિ રમતી હશે. તે વિના — પેલી યક્ષકન્યાની કટિમેખલા તો જુઓ — જાણે હમણાં એની સોનેરી ઘૂઘરીનો રણકાર સંભળાશે. જુઓને — એના મોં પર એ રણકાર સાંભળવાનો આનંદ પણ છવાઈ રહ્યો છે.' શાસ્ત્રીજી ચિંતનમાં હોય તેમ અચાનક અટકી ગયા.

'આપને હીરાધરની સર્વોત્તમ કૃતિ કઈ લાગી છે?' ફોર્બસે પૂછ્યું.

એ સમજી ગયો હતો કે મહાજન કરતાં જુદી જ રીતભાતનો માનવ તેની સામે ઊભો છે. હીરાધર વિષે વાત કરનાર મળ્યો જાણી એને બહુ આનંદ થયો.

'એની સર્વોત્તમ કૃતિ?' શાસ્ત્રીજી ભયંકર શૂન્યતાના પડઘા જેવું હસ્યા. 'કદાચ, એકાદ ભેંશની ગમાણમાં સચવાઈ રહી હશે! હીરાધર! એ માનવ નહિ હોય. માનવેન્દ્ર વિના આવી કૃતિઓ ન બને.'

'તમે એટલું ન કરો? આ કૃતિઓને સાચવી રાખવાનો પ્રયાસ ન કરો?' ફોર્બસે પૂછ્યું.

શાસ્ત્રીજી ખિન્ન હૃદયે ફિક્કું હસ્યા: 'મરણ પામેલી પ્રજાની હરેકહરેક દૃષ્ટિ હણાઈ ગઈ હોય છે. આંહીં એ પથ્થર પર છોકરાં થૂંકશે — તમે એને લઈ જાઓ — હીરાધરનો કોઈ સમાનધર્મી હજાર વર્ષે પણ જાગશે તો છેવટે ત્યાંથી આંહીં યાત્રા કરવા આવશે. એ કૃતિઓને સાચવવાની કે સમજવાની એક પણ શક્તિ આ જમીનમાં હવે રહી નથી.'

ફોર્બસ બ્રાહ્મણની સામે જોઈ રહ્યો. એના ઘણા મિત્રોએ પૂનાના પ્રસિદ્ધ નાના ફડનવિસની એને વાતો સંભળાવી હતી. અને બ્રાહ્મણની બુદ્ધિ પ્રત્યે એને આશ્ચર્ય ઉત્પન્ન થયું હતું. આજે એવા જ વર્ગનો એક સ્વપ્નશિલ્પી એની સામે ઊભો હતો એ જોઈ એને ઘણું આશ્ચર્ય થયું.

'ત્યારે મારા દિલની એક વાત હું પણ કહી લઉં.' ફોર્બ્સ ધીમે રહીને બોલ્યો.

સોમેશ્વરના મોં પર આછું સ્મિત આવ્યું: 'મને એ ખબર હતી.—શિલ્પી હીરાધરની કૃતિઓને સમજનારો સામાન્ય જન ન હોય—એટલે જ હું આવ્યો હતો; કે તમારી શી વાત છે તે તો સમજું.'

અત્યાર સુધી મહાજન બાઘાની જેમ ઊભું હતું—વાર્તાની એક પણ કડી સમજ્યા વિના—તેમને પણ આશ્ચર્ય થયું. તેમાંના અગ્રણીએ કહ્યું:

'સાહેબ! અમારે પણ પૂછવું છે—તમે આ મૂર્તિઓને લઈ જઈને શું કરશો? એને ક્યાં રાખશો?'

ફોર્બ્સે એક અર્થવાહી દૃષ્ટિ સોમેશ્વર તરફ ફેંકી. સોમેશ્વર પણ જાણે એ જ જાણવા ઉત્સુક હતો એમ જણાયું.

ફોર્બ્સે જવાબ વાળ્યો:

'મારો દેશ અત્યંત રમણીય છે. એના લીલાછમ ડુંગરાની હારમાળામાં મારું નાનું સરખું ગામ જાણે નીલમના હારમાં માણેક જડ્યું હોય એવું આવી રહ્યું છે. એ ગામમાં ડુંગર ઉપર અષ્ટકોણાકૃતિ બંધાવી એમાં આ મૂર્તિઓ આઠ ખૂણે પધરાવીશ—હીરાધારની કોતરણીના નમૂનાઓ સૌન્દર્યખચિત ફલિયડની કૃતિ જેવા—ત્યાં શોભી રહેશે; પાસે ઝાડની ઘટા આવી હશે: અને તમારા ડભોઈમાં મંદ પવનથી, કમળનો પરિમળ ફેલાય છે, તેમ ત્યાં આવેલ તળાવમાં પણ કમળની નાજુક પાંખડીઓ હાલી રહેશે. મારી વૃદ્ધાવસ્થા એવા શાંત રમણીય સુંદર સ્થળમાં ગાળવાને—અને જ્યાં મારી જુવાની પસાર થઈ રહી છે, એ સ્થળની અનુપમ લાવણ્યવતી કૃતિઓ વચ્ચે મારા થાકેલા જીવનને સમાધિનો આનંદ આપવાને—આ કૃતિઓ હું લઈ જાઉં છું. મારા દેશબાંધવો એ જોશે ને નવાઈ પામશે; ગામનાં છોકરાંઓ નિહાળશે અને અનેક પ્રશ્નો કરશે; સુંદરીઓ એ જોશે અને દિવસો સુધી ભૂલશે નહિ—મારા આ સ્થળનાં સંસ્મરણોની પવિત્ર યાદી તરીકે એમને લઈ જાઉં છું...'

શ્રી. રમણલાલની અનેક નવલકથાઓમાં વેરાયેલી પડી ચિન્તનકણિકાઓએ આ નાના પ્રકરણની શરમ રાખવા જેટલી દરકાર જરૂરની નથી લેખી અને કેવી તે જુદી જુદી જગ્યાએ આરામથી ગોઠવાઈ ગઈ છે!]

## ગ્રેજ્યુએટ નોકરની ઓરડી

રજનીકાન્ત પોતાની નાની ઓરડીમાં એક છાપું વાંચતો બેઠો હતો. બે ઓરડીઓમાં તેનું આખું ઘર સમાઈ ગયું હતું. એક નાનું મેજ, એક ખુરશી અને એક આરામખુરશી એ તેનું ફર્નિચર હતું. જમીન ઉપર એક સળીઓની ચટાઈ પાથરેલી હતી. ત્રણ ચાર છબીઓ ભીંતે ટીંગાવેલી હતી. ઓરડી સ્વચ્છ હતી.

તે ગ્રેજ્યુએટ હતો. ગ્રેજ્યુએટ થયા પછી વિદ્યાર્થી એક જ લાયકાત મેળવી શકે છે—નોકરી કરવાની. સારાં ઓળખાણ હોય તો મોટી નોકરી મળે અને ઓળખાણ ન હોય તો નાની નોકરી મળે. બન્ને સંજોગોમાં નોકરી તો ખરી જ.

રજનીકાન્તને માસિક સો રૂપિયાનો પગાર મળતો હતો, એટલે તેણે ઠીક શરૂઆત કરી હતી એમ બધા માનતા. પરંતુ એ ઠીક શરૂઆતમાંથી તે ત્રીસ રૂપિયા ભાડાના આપતો, પચીસ રૂપિયા પોતાની માને મોકલતો અને બાકીના જે પૈસા રહે તેમાંથી ખાવું પીવું અને મજા કરવી એ તેનો કાર્યક્રમ હતો.

તેની પડોશમાં પણ તેના જેવા જ નિર્ધનતા સામે ઝૂઝતા યોદ્ધાઓ નિવાસ કરતા હતા. ફિલસૂફો અને નીતિવેત્તાઓ માને છે કે જગતમાં પાપ પુણ્યનાં તત્ત્વો સતત યુદ્ધ કરતાં જ હોય છે. હશે કદાચ. પરંતુ એથીયે મહા દારુણ યુદ્ધ તો સધનપણા અને નિર્ધનપણાનાં તત્ત્વો વચ્ચે ચાલી રહેલું દેખાય છે. મોટે ભાગે પાપ અને પુણ્યને ખીસામાં નાખી—જો ગરીબો ખીસું કરાવવા જેટલું વધારાનું કપડું મેળવી શકતા હોય તો—સહુ કોઈ એ મહાયુદ્ધમાં ઝંપલાવી પડે છે. કોઈ મોરચે યુદ્ધ તીવ્રપણે ચાલતું હોય તો કોઈ મોરચે યોદ્ધાઓ જરા થાક ખાતા હોય, પરંતુ યુદ્ધનું અસ્તિત્વ તો સારા જગત ઉપર વ્યાપી ગયું છે.

યુદ્ધવીરોને ખબર છે કે માથે મૃત્યુ ઝઝૂમી રહ્યું હોવા છતાં તેઓ હસી શકે છે. જેને હસતાં વધારે આવડે તેને હસવાનું વધારે મળી શકે છે. રજનીનો યુદ્ધપ્રવેશ હાસ્ય સાથેનો હતો.

પાસેની ઓરડીમાંથી એકદમ ચાર પાંચ છોકરાં બૂમ પાડી ઊઠ્યાં. તેઓ પણ યુદ્ધતાલીમ લેતાં હોય એમ લાગ્યું. રજનીએ છાપામાંથી આંખ ખસેડી. તેનું ધ્યાન પડોશની ઓરડી તરફ ગયું.

'મૂઆં દુસ્મન છે બધાં! છાનાં રહો છો કે આવી સીધાં કરું?'

છોકરાંના પણ કકળાટની ઉપર થઈને એક તીણો સ્ત્રીઅવાજ આવતો સંભળાયો. બાળકોને સીધાં કરવાનો પ્રયોગ કેવો હોય છે તે રજની જાણતો હતો.

'બા, મારો ચચૂકો ભાઈએ લઈ લીધો.' કોઈ છોકરીનો અવાજ આવ્યો. યુદ્ધનું મહત્ત્વ વસ્તુ ઉપર આધાર રાખતું નથી. માલિકીની ખેંચાખેંચી ઉપર આધાર રાખે છે. જગતમાંથી માલિકીની ભાવના જ નાબૂદ થાય તો કેવું!' રજનીએ વિચાર કર્યો.

'મેં લીધો જ નથી. એ તો મારો છે.' એક નાના છોકરાનો અવાજ સંભળાયો. ભાઈ બહેન ફરી બાઝયાં. બીજાં ત્રણ નાનાં છોકરાં પણ સાથે સાથે બૂમ પાડી ઊઠ્યાં. બૂમાબૂમ અને રડારડ થઈ રહી. એકાએક ઘોંઘાટ શાંત પડી ગયો. લડતાં બાળકોએ કોઈ સામાન્ય ભય સામે આવતો નિહાળ્યો.

'હમણાં હું તમને બધાંયને ચચૂકા આપું છું. લે! લે! લે!' પેલો તીણો સ્ત્રીઅવાજ ફરી સંભળાયો, અને ખુલ્લા દેહ ઉપર ધીબકા પડતા પણ સાથે સાથે સંભળાયા.

અંદરની ઓરડીમાંથી રજનીની પત્ની રમા બહાર આવી ઝડપથી ઓરડી બહાર જવા લાગી.

'કેમ દોડવા માંડ્યું?' રજનીએ પત્નીને પૂછ્યું.

'પેલાં ગંગાબહેન છોકરાંને મારી નાખશે. હું જરા જઈ આવું.' રમા બોલી.

'પણ સાથે તનેય એક ચોડી દેશે તો ?'

પ્રશ્નનો કશો જવાબ આપ્યા વગર રમા જોડેની ઓરડીમાં ચાલી ગઈ. રજનીએ છાપું વાંચવા માંડ્યું એટલામાં બહાર કોઈના બૂટ ખખડ્યા. તે તરફ દૃષ્ટિ કરતાં તેણે અવિનાશને જોયો.

'તું ક્યાંથી અત્યારે ?' અવિનાશને બેસાડીને રજનીએ પૂછ્યું.

'મારે અચાનક આવવું પડ્યું. હું અત્યારે ગાડી ઉપર જાઉં છું. પેલી કૉલેજની જગા છે તે ઉપર નીમવા મને મુલાકાત માટે બોલાવ્યો છે. રમાભાભી ક્યાં છે ?'

'એ પરોપકાર કરવા ગઈ છે. બહુ દૂર નહિ, પાસે જ છે.'

એટલામાં રમા આવી. રમાના હાથમાં એક ઉઘાડું છોકરું હતું. અને તેની બંને બાજુએ એક છોકરો અને એક છોકરી હતાં. ત્રણે જણાં ડસકાં ખાતાં હતાં.

'અવિનાશભાઈ, તમે ક્યાંથી ? અમે તો આજ સાંજે તમારે ત્યાં આવવા ધારીએ છીએ.' રમાએ કહ્યું.

'તેની ના કહેવા માટે આવ્યો છું.' અવિનાશે કહ્યું.

'અવિનાશને અભણ બૈરાં ગમતાં નથી.' રજનીએ કારણ જણાવ્યું.

'એનું કહેવું સાંભળશો નહિ.' અવિનાશે કહ્યું.

'વાહ. મારા દેખતાં જ મારી વિરુદ્ધ બંડ જગાવવાની સલાહ આપે છે ?'

'સ્ત્રીઓ બંડ જગાવશે નહિ ત્યાં સુધી તમે પુરુષો અમને આગળ આવવા દેશો જ નહિ.'

'રમા, ચાલ તું આગળ આવ, એટલે તારે બળવો કરવો ન પડે.'

'મારે તો બળવોયે નથી કરવો ને આગળે નથી આવવું. હું આ છોકરાંને કાંઈ આપીને આવું.' કહી રમા અંદરની ઓરડીમાં ગઈ. બન્ને ઓરડીઓ નાની અને જોડાજોડ હોવાથી, તેમ જ બન્ને વચ્ચે જવરઅવરનું એક મોટું બારણું હોવાથી, અંદર બેસીને બહારનાં માણસો સાથે વાતચીત થઈ શકે એવી હતી.

'રમાભાભી, આ છોકરાં ક્યાંથી ભેગાં કર્યાં?' બહારથી જ અવિનાશે પૂછ્યું.

'એ હકીકત પાછળ મોટો ઇતિહાસ છે. આખી દુનિયાનાં છોકરાં લાવી આપીએ તોય એને ઓછાં પડશે.' રજનીએ કહ્યું.

રમા આવીને બારણા આગળ ઊભી રહી. તે હસતી હતી. સાદાં સ્વચ્છ વસ્ત્રો પહેરી હસતે મુખે ઊભેલી રમા આકર્ષક લાગતી હતી.

'તો મને ઇતિહાસ કહે: હું અડધો કલાક બેઠો છું.' અવિનાશે કહ્યું.

'આજ સાંજનું છાપું વાંચજે. તેમાં મોટા મોટા અક્ષરે લખ્યું હશે કે:

'માતાના મારથી બાળકોને બચાવી લાવનાર દયાની દેવી.'

'એ તું જુએ એટલે સમજજે કે એ રમાનો ઉલ્લેખ છે.'

'આ શો સ્વભાવ ઘડ્યો છે! બધુંય હસી કાઢવાનું! વારુ, પણ અવિનાશભાઈ, અડધા કલાકમાં કેમ જવું છે? જમાડ્યા વગર નહિ જવા દઉં.' રમા બોલી.

'એ તો મોટો પ્રોફેસર થવાનો છે.' 'ક્યાં?' 'અહીંથી દોઢસો ગાઉ દૂર કૉલેજ આવી છે ત્યાં જાય છે.'

'એમ? ત્યારે તો બહુ સારું. હું કશું કરી આપું?'

'ના, ના, રમાભાભી! કશી મહેનત ન કરશો.'

'કેમ, અભણ સ્ત્રીના હાથનું ખાવાનું નહિ ભાવે?' રમાએ જરા મશ્કરી કરી. ભણેલી સ્ત્રીઓ માટે અવિનાશ ઘણું માન ધરાવતો હતો, તે રમા જાણતી હતી.

'તમને કોણે અભણ કહ્યાં?'

'તું પૂછી જો એ કેટલું ભણી છે તે!' રજનીએ કહ્યું.

'અંગ્રેજી છાપું વાંચતાં તો મેં એક વખત જોયાં હતાં.'

'એ તો એમાંથી એ બી સી ડી બોળી કાઢતી હશે.'

અંદર એક છોકરું જરા રડવા માંડ્યું. રમાએ જઈને તેને છાનું રાખ્યું. ત્રણે છોકરાંને વહાલ કરીને રમા કાંઈ કાંઈ ખાવાનું આપતી હતી.

જરા વાર રહીને રમાએ કાચની રકાબીઓમાં કાંઈ ખાવાનું લાવીને મૂક્યું. આ રકાબીઓ તે ‘ડિશ’ અને ‘પ્લેટસ’ને નામે ધનિકો અને ધનિક હોવાનો ડોળ કરતા અર્ધધનિકોમાં ઓળખાય છે તે રકાબીઓ નહિ, પરંતુ ચાના પ્યાલાની નીચે મૂકવાની રકાબીઓ હતી. અવિનાશે બહુ સ્વાદથી ખાધું એટલું જ નહિ, તેણે વધારે માગી લીધું. રસોઇયાઓના હાથની રસોઈ નિત્ય જમતાં શ્રીમંતોને સ્ત્રીઓના હાથની રસોઈનો ફેર સમજાય છે.

‘આટલાં દહીં સાકર ખાઈ લો. શુકન છે.’ રમાએ વાડકો લાવી મૂકતાં જણાવ્યું. શુકન હોય કે ન હોય પણ તેમાં સ્વાદ તો હતો જ. શુકનના મિથ્યાત્વ વિષે સહુની સાથે વાદ કરનાર અવિનાશને રમા સાથે વાદ કરવાનું ઠીક લાગ્યું નહિ.

‘હવે વખત થવા આવ્યો. હું પાછો આવીને તમને બોલાવીશ. રમાભાભી, માફ કરશો–મારે એકદમ જવું પડે છે તે.’

‘ના રે. એમાં શું? ફરી ક્યાં અવાતું નથી?’ રમાએ કહ્યું.

‘હું રજનીને સ્ટેશને લઈ જાઉં છું. હરકત તો નથી ને?’

‘વાહ, એમાં મને શું પૂછો છો?’

‘તને લઈ જશે ત્યારે મને પૂછશે, પછી કાંઈ!’

‘ચાલ, ચાલ. પહેરી લે હવે વખત થઈ ગયો છે.’

‘મારે વાર કેટલી? તારી માફક પસંદગીમાં કાંઈ કલાક જવાનો છે!’ કહી રજનીએ એ જ ઓરડીમાં કપડાં પહેરી લીધાં. ડ્રેસિંગ રૂમની સગવડ બે ઓરડીઓવાળાં રહેઠાણમાં બની શકતી નથી. પેલાં છોકરાં પણ ઘેર જવા તૈયાર થયાં. રમા ઝડપથી તેમને મૂકી આવી.

‘બિચારાં ગંગાબહેન શું કરે? રસોઈ કરવી, ઘર સંભાળવું અને ચાર પાંચ છોકરાં ઉછેરવાં.’ પાછી ફરીને રમા બોલી.

રજનીને કંઈ બોલવાનો વિચાર થયો. બાળકો વિષે તેને જરા પણ ભાવ નહોતો. બાળકોની સંખ્યા નિયમિત કરવાની ઘણી જરૂર તેને આવા પાડોશને લીધે જણાઈ હતી. પરંતુ તે કાંઈ બોલ્યો નહિ. અવિનાશે કહ્યું :

'રજની, તને એવી સારી પત્ની મળી છે કે ગમે તેને તારી અદેખાઈ આવે.'

રમા કંકાવટી લઈ આવી, અને અવિનાશને ચાંલ્લો કર્યો.

'પ્રભુ તમારી ઇચ્છા પૂરી કરે.' રમાએ અંતઃકરણપૂર્વક આશિષ આપી.

'પણ રમા, આ ગૃહસ્થને બહુ આવવા ન દેતી.' રજનીએ કહ્યું.

'કેમ?'

'તારાં વખાણ કરે છે અને મારો જીવ ઊડી જાય છે.'

રમાએ ખોટો ગુસ્સો દેખાડ્યો. અવિનાશ રજનીનો હાથ પકડી તેને ઘસડી ગયો. સમય બહુ જ થોડો રહ્યો હતો.

## સ્વાધ્યાય

૧. રમાનું પાત્રનિરૂપણ કરો.

૨. રજનીનો વિનોદ તમને કેટલે અંશે સ્વાભાવિક લાગે છે તે જણાવો.

૩. આ પ્રકરણ ઉપરથી રજનીના ઘરસંસારની તમારા મન પર શી છાપ પડી તે જણાવો.

૪. આમાંની ચિન્તનકણિકાઓ જુદી તારવો; એની આ પ્રકરણ ઉપર કેવા પ્રકારની અસર થઈ છે તે જણાવો.

# રવિશંકર રાવળ

[માત્ર એક જ પ્રજાના નહિ, માત્ર એક જ યુગના નહિ, પણ સર્વ દેશના અને સર્વ કાળના એક મહાન કળાકારનું આ જીવનચરિત એ મહાન કળાકારનાં ચિત્રોના નમૂના વિના અધૂરું જ લેખાય. રોરિક આલ્બમ જો કોઈ જગાએથી તમે મેળવી શકો તો એમાંનાં ચિત્રો જોવાનું ચૂકશો નહિ. અન્યત્ર શ્રી. રોરિકનાં ત્રણ ચિત્રો — કંચનજંઘા, બ્રહ્મપુત્રા અને કાસદ આપ્યાં છે. એ મૂળ ચિત્રો તો ઘણાં મોટાં અને રંગની અનન્ય સમૃદ્ધિથી ભરેલાં છે. અહીં ઉતારેલી છાપમાં તેમાંનું તો કશું જ નથી — એમ છતાં મૂળ કૃતિનાં એ અતિ ઝાંખાં પ્રતિબિમ્બ પણ કેટલાં બધાં કલાયુક્ત છે! પ્રત્યેક જાણે કોઈ અનોખા વાતાવરણને સર્જતું ન હોય એવું જીવન્ત લાગે છે. 'કાસદ' ચિત્ર હિમાલયની ટિબેટ તરફની બાજુના પહાડી જીવનનું એક દૃશ્ય છે. તીરથી કાસદ કેવી રીતે સંદેશો મોકલે છે તે એમાં ચીતર્યું છે. એ બધાં ચિત્રો ધ્યાનપૂર્વક જોજો.]

## કળાકાર મહર્ષિ નિકોલસ રોરિક

પ્રો. નિકોલસ રોરિક આ યુગના એક મહાન અને વિશ્વપ્રસિદ્ધ કલાકાર છે. મહાન ચિંતક, પ્રવાસી અને પ્રાચ્યવિદ્યાવિશારદ તરીકે પણ તેમનું સ્થાન બહુ ઊંચું છે. ઈ. સ. ૧૮૭૪ના સપ્ટેમ્બરની ૨૭મીએ લેનિનગ્રાડમાં તેમનો જન્મ થયો હતો. તેમના પિતા આગેવાન ધારાશાસ્ત્રી હતા, એટલે કુમાર રોરિકને વિદ્યાલય અને મહાવિદ્યાલયની સંપૂર્ણ કેળવણી મળી હતી તેમ જ ધારાશાસ્ત્રીની પરીક્ષા ઉત્તમ રીતે પસાર કરી શક્યા હતા. પરંતુ સાથે સાથે રજાના દિવસોમાં 'ઇશ્વારા' નામની બાપીકી જાગીરમાં ગામડાની રખડપટ્ટીઓ કરી કુદરતી સૌંદર્યનું તત્ત્વ પિછાની લીધું હતું અને નવસર્જનનાં રજકણો ભેગાં કરી લીધાં હતાં. નાનપણમાં તેમણે વીરકાવ્યો, વીરકથાઓ, સાહિત્ય, ભૂતકથાઓ, શિકાર, કુદરત વગેરે વિષયો પર ખૂબ લખ્યું હતું. એ સાથે નજીકનાં ખંડેરોમાંથી પ્રાચીન કાળના કેટલાક અવશેષો શોધી કાઢ્યા હતા. વિદ્યાલયના

અભ્યાસની સાથે તેમણે કેટલાક અગ્રગણ્ય કલાકારોનો સમાગમ સાધી તે વિષયમાં અસાધારણ પ્રગતિ દાખવી હતી. અને ધારાશાસ્ત્રીની પરીક્ષા આપી તે સાથે જ કલાનાં ઉચ્ચ ધોરણ પસાર કરી તેમણે પોતાની પ્રતિભાની પ્રતીતિ આપી હતી. ઈ. સ. ૧૮૯૬માં 'સંદેશ-વાહક' નામનું તેમનું ચિત્ર પ્રસિદ્ધ થયું અને તે ચિત્ર ટ્રેસ્યાકોફના ચિત્રાલય માટે રાખી લેવામાં આવ્યું. યુવાન ચિત્રકાર માટે રશિયામાં આથી વધુ કોઈ સન્માન નહોતું. ઈ. સ. ૧૯૦૦માં તેમણે યુરોપનાં મહાન કલાધામોની યાત્રા કરી પોતાના કલાસર્જન માટે વિશેષ શ્રદ્ધા અને શક્તિ એકાગ્ર કરી. રશિયામાં તેમને શાહી કળાશાળાના નિયામકની જગ્યા મળી તે સાથે આખા દેશની કળાસમિતિના મંત્રી બન્યા. એ પ્રસંગે ઝાર નિકોલસ બીજાની સાથે તેમને કળા વિષે લાંબા વાર્તાલાપો કરવાના અનેક પ્રસંગો મળતા. તેમણે સ્થપતિ તરીકે, લેખક તરીકે, કેળવણીકાર તરીકે અને મહાન સર્જક તરીકે દેશમાં પ્રમુખ પદ મેળવ્યું હતું. લગભગ ત્રણ હજાર વિદ્યાર્થીઓ તેમની પાસે ચિત્રદીક્ષા લઈ રહ્યા હતા. ઈ. સ. ૧૯૧૭માં મેક્સીમ ગોર્કીએ વિશ્વકલા પરિષદ બોલાવી. તેના પ્રમુખ તરીકે તેમની પસંદગી થઈ હતી.

રશિયામાં રાજ્યક્રાન્તિ થયા બાદ ૧૯૨૦માં તેમને અમેરિકાએ આમંત્રણ મોકલ્યું. તેમની નવી કળાકૃતિઓનાં પ્રદર્શનો ભર્યાં અને તેમને અમેરિકન નાગરિકત્વ અર્પણ કર્યું. ન્યૂ યૉર્કમાં તેમના નામ પર રોરિક મ્યુઝિયમ નામનું પંદર મજલાનું મહાલય બંધાયું છે તેને અંગે તેમની ભાવના પ્રમાણે કળાની અનેક શાખાઓનો અભ્યાસ, શિક્ષણ અને પ્રચારનું કાર્ય ત્યાં થઈ રહ્યું છે.

કળા દ્વારા પોતે કયા આદર્શો ઝંખી રહ્યા છે તે તે વ્યાખ્યાનો દ્વારા સ્વમુખે સમજાવતા. તેમનાં ચિત્રો જોઈ હજારો માનવીઓ તેમના પ્રશંસક અને ભક્ત બન્યા છે. એમનાં ચિત્રો માત્ર બુદ્ધિ કે હસ્તકૌશલ્ય દાખવી અટકતાં નથી. તે ચિત્રોનાં દર્શનથી ભવ્યતા, પ્રકાશ અને રંગ કાવ્ય દ્વારા કોઈ દૈવી છાયા જોનારના મન અને

હૃદય પર છાપ પાડી શકે છે. અમેરિકામાં તેમનાં ચિત્રપ્રદર્શનો આગળ અશ્રુતપૂર્વ માનવમેદની જામી પડતી. દ્રવ્યપૂજક અમેરિકા તેની આગળ ભાવભીનું બની ગયું. એક વિદ્વાને કહ્યું કે, 'આ પુરુષ જગતની જૂની યજ્ઞવેદીઓ પ્રજ્વાળશે અને સૌંદર્ય જ સંસારનું ઉદ્ધારક બનશે.'

રોરિક મ્યુઝિયમ તરફથી અને રોરિક અમેરિકન સેન્ટ્રલ એશિયાટિક શોધકમંડળ અને બીજી કેટલીક સંસ્થાઓના સહકારથી ૧૯૨૨માં પ્રો. રોરિકે હિમાલયને કેન્દ્ર રાખી એશિયાનો માનવસંઘ યોજ્યો. તે સંઘમાં તેમના મોટા પુત્ર ડો. જ્યોર્જ રોરિક સંઘનેતા બન્યા હતા. તે ઇતિહાસના અઠંગ જ્ઞાતા છે. તિબેટની ઘણી ઉપ-ભાષાઓ બોલી જાણે છે અને તેમણે તિબેટની ભાષાનો એક કોષ રચ્યો છે.

૧૯૨૬માં રોરિકે હિંદ, શુદ્ધ તિબેટ અને કારાકોરમ પર્વતો ઓળંગી મોંગોલિયા અને અસલ તિબેટ વગેરે એશિયાનાં હૃદયસ્થાન સર કરી લીધાં. તેની ફળપ્રાપ્તિરૂપે અપૂર્વ કલાદર્શનો અને સંસ્કાર સામગ્રી એકઠી કરી લાવ્યા છે. એમણે એ અઢી વર્ષના પ્રવાસમાં અનેક વિઘ્નો અને વિકટ જોખમો ખેડ્યાં હતાં અને પાર કર્યાં હતાં. એમના આખા કાફલાને ચિનાઈ તુર્કસ્તાનના એક જાલિમ સૂબાએ પાંચ માસ સુધી કેદ રાખ્યા હતા. હથિયાર સુધ્ધાં ખેંચી લીધાં હતાં.

પંદર કે વીસ હજાર ફૂટની ઊંચાઈએ અસહ્ય ઠંડી અને શારીરિક યાતના સહન કરતાં તેમના કાફલાનો એક આદમી અને નેવું જેટલાં ભારવાહી જાનવર મરી ગયાં. એમ છતાં હિમાલયના એ દસ હજાર માઈલના પ્રવાસ દરમિયાન તેમણે ૫૦૦ જેટલાં ચિત્રો તૈયાર કર્યાં અને એશિયાની સંસ્કૃતિ, ચમત્કૃતિ અને દંતકથાઓ પ્રકટ કરતી અપૂર્વ ચિત્રમાળા જગતને આપી. એમ કહેવાય છે કે એમણે આ પ્રવાસ ખેડ્યો ન હોત તો બીજાં હજાર વર્ષ સુધી હિમાલય વિષે આટલું મર્મસ્પર્શી જ્ઞાન અને દર્શન કરાવનાર બીજો

પુરુષની જગતને રાહ જોવી પડત. એમના પ્રવાસથી હિમાલય અને ઉત્તર એશિયાની બીજી અનેક માહિતીઓ આજના જગતને મળી છે. કેટલાંક સ્થળો અને પ્રજાઓની ચોક્કસ હકીકત તેઓ મેળવી શક્યા છે. તેમણે મેળવેલી ૪૦૦૦ જેટલી વનસ્પતિઓ અને ઔષધિઓનાં નામો, ચિત્રો અને ગુણો ઉપર અન્વેષણ અને પૃથક્કરણ સાથે રોરિક મ્યુઝિયમે ગ્રંથો બહાર પાડવા માંડ્યા છે.

હિમાલયના પરિચય અને અભ્યાસથી પ્રો. રોરિકને એ પ્રદેશો ઉપર એટલી પ્રીતિ ઉપજી કે, તેમણે પ્રવાસ પૂરો થતાં પંજાબની પૂર્વે સીમલાની દક્ષિણે એક્સો માઈલ ઉપર કુલ્લુ પ્રાન્તમાં વ્યાસ નદીને કાંઠે પહાડ ઉપર આવેલા નગર ગામમાં પોતાનું ઉરુસ્વાતિક નામનું મથક બનાવી ત્યાં જ વાસ કર્યો છે. એમનાં પત્ની શ્રીમતી હેલિના રોરિક પણ પ્રતાપી બાઈ છે. હિમાલયના આખા પ્રવાસમાં તે તેમની સોબતમાં જ હતાં અને એશિયા અને હિંદની સંસ્કૃતિ તરફ બહુ જ મમતાથી જુએ છે. તેમના બીજા નાના પુત્ર સ્વેટોસ્લાવ રોરિક પણ બહુ જ નામીચા ઉત્તમ પંક્તિના ચિત્રકાર છે અને તેમણે પોતાના પિતાના આદર્શો પાર પાડવામાં જીવનનું ધ્યેય અને સફળતા માન્યાં છે. આ પરિવાર સત્તર વર્ષથી હિમાલયમાં હિંદને વતન બનાવી રહ્યો છે અને તેમના પરિચયમાં આવનાર અનેક હિંદવાસીઓ પોતાને ધન્ય માને છે.

પ્રો. રોરિકનાં ચિત્રો કળાની અનુપમ લીલા છે એટલું જ કહેવાથી તેના ગુણોની મર્યાદા બાંધી શકાય એમ નથી. તેમનાં મોટાં રંગ-સુરખી-ભર્યાં ચિત્રો પહેલી જ વાર જોનારને પણ એક પ્રકારનો ઉન્માદક આનંદ આપ્યા વિના રહેતાં નથી. આવો અનુભવ સર્વોચ્ચ શક્તિમત્તા અને સર્જક પ્રાણના સંસ્પર્શની પરીક્ષા છે.

એ ચિત્રોની ખૂબી તો એ છે કે તેમાં તેજ અને પ્રભાવ આગળ બીજું બધું ઝાંખું થઈ જાય છે અને સ્થળ તેમ જ કાળથી આપણને તે જુદા પાડી અનિર્વચનીય વાતાવરણમાં ખેંચી જાય છે. છાપેલાં નાનાં ચિત્રો અસલ ચિત્રોની હજારમા ભાગની છાપ

રજૂ કરી શકતાં નથી એટલે વર્ણનથી તેનો ખરો ખ્યાલ મળી શકે નહિ. કળા કે રંગોની તેમાં કરામત માત્ર નથી પણ જીવન અને તેજનાં તત્ત્વોવાળાં વિરલ દર્શનો છે. દિવ્ય અને ભવ્ય વેદઘોષ સમી કળા દ્વારા તેમણે જગતને ઉન્નત સૌંદર્યના થાળ પીરસ્યા છે. એકલે હાથે કરેલાં એવાં હજારો ચિત્રો દ્વારા જગતનાં કેટલાંય સ્થળોમાં તે શાંતિ અને સ્નેહનો ધ્વજ ફરકાવી રહ્યા છે. એમનાં ચિંતનો અને ઉદ્દગારોમાં ઋષિવાણી છે. આજના યુગના તે એક અદ્વિતીય પુરુષ છે. ભાવી જગતના દ્દષ્ટા અને વિધાયક છે.

સ્થાપત્યવિશારદ, પુરાણજ્ઞાતા, શિક્ષણવિધાયક, કવિ, ચિત્રકાર અને પયગંબર સર્વ કોઈ આ સૌંદર્યવિધાતા રોરિકમાં દ્દસ્યમાન થાય છે. તેમને સર્વ કળાઓ એકરૂપે દર્શન દે છે. કોઈ મહાન કવિની તન્મયતા અને આર્ષ દૃષ્ટિ તેમનાં ચિત્રો અને મહાલયપટો (ફ્રેસ્કો)માં તેમના નિત્યજીવનના સહજ પ્રસાદ જેવાં વ્યાપક છે. આવાં તો તેમનાં વચનો છે: 'કળા સર્વદેશી, સર્વવ્યાપી બનવી જોઈએ. ન કોઈ રાજસત્તા કે પ્રજામત, સંપ્રદાય કે પરિસ્થિતિ તેમાં અંતરાય બને. કળા પરમ પ્રકાશ આપનારી છે. પ્રત્યેક શાળામાં સર્જનપંથનાં દ્વાર ખોલો.'

બધાં દિવ્યદ્વારો સૌંદર્યનાં કિરણોથી ઊઘડશે. જેમનાં જીવન સૌંદર્યમય છે તે જ એ કિરણો પામશે.

પ્રેમ-સૌંદર્ય અને કર્તવ્ય—દરેક મનુષ્યનો ધ્યાનમંત્ર બનો. કવિઓ, પયગંબરો ને ઋષિઓ યુગોથી એમ કહેતા આવ્યા છે.

## સ્વાધ્યાય

૧. મહર્ષિ રોરિકના જીવનનો પરિચય આપો.

૨. કંચનજંઘા, બ્રહ્મપુત્રા અને કાસદ જોતાં તમારા મન પર શી છાપ પડી તે નોંધો.

૩. ત્રણ મોટા હિન્દી કલાકારોનો જીવનપરિચય આપી, તે દરેકની અકેક કલાકૃતિનો ઉલ્લેખ કરી તેના ઉપર ટૂંકી નોંધ લખો.

# બચુભાઈ રાવત

[આમાં ચાર કલાકૃતિઓનો પરિચય કરાવ્યો છે: એક મૂર્તિ, એક છાયાચિત્ર, એક ત્રિરંગી ચિત્ર — જે અહીં ત્રિરંગી તરીકે નથી આપી શકાયું, અને એક ફોટો. સાહિત્યપલ્લવના પહેલા અને બીજા ભાગમાં પણ આ રીતે કલાનાં જુદાં જુદાં અંગોનો પરિચય તમે સાધ્યો છે. હવે સ્વતંત્ર રીતે તમે આવી કૃતિઓને જ્યાં જ્યાં જુઓ ત્યાંથી મેળવી સમજવા પ્રયત્ન કરજો.]

## ૧. નટરાજ

આપણા દેશની પ્રાચીન ચિત્રકળા, શિલ્પ અને સ્થાપત્યની માફક ધાતુની મૂર્તિઓ ઢાળવાની કળા પણ આપણે ત્યાં અત્યંત ઉચ્ચ કોટિએ પહોંચી હતી, અને તેના જે સુંદર નમૂના મળી આવે છે તેમાં દક્ષિણ હિંદની નટરાજની આ કાંસાની મૂર્તિ ઉત્કૃષ્ટ ગણાય છે. બે દૃષ્ટિએ: મૂર્તિકલાનો તો એ ઉત્તમ નમૂનો છે જ; તે સાથે તેનો વિષય અને સંદેશ પણ એટલો જ હૃદયસ્પર્શી છે — જીવનસ્પર્શી છે.

નટરાજ એટલે શિવની આ ચાર ફૂટ ઊંચી અને કાંસા જેવી મિશ્ર પંચધાતુની બનાવેલી સુંદર મૂર્તિ મદ્રાસ મ્યુઝિયમના કલાસંગ્રહમાં છે. પણ આ મૂર્તિમાં ઉતારેલા શિવના તાંડવ નૃત્યનો પ્રસંગ અને એનો જીવનસંદેશ એટલો લોકવ્યાપી હતો કે દક્ષિણ હિંદમાં એવી અનેક મૂર્તિઓ પ્રાચીન કાળમાં બનેલી મળી આવી છે.

એ તાંડવ નૃત્ય વિષે કથા એવી છે કે, ઋષિઓ અને બ્રાહ્મણો જ્યારે ધર્મનું સાચું સ્વરૂપ ભૂલી જઈને યજ્ઞયાગના આડંબરોમાં અને ખંડનમંડનના વિદ્યાવિલાસમાં જ ડૂબી ગયા ત્યારે રુદ્ર – શિવથી ધર્મનો એ ઉપહાસ સહન ન થયો. એટલે એક વાર એક સ્થળે દસ હજાર ઋષિઓ એકઠા મળી યજ્ઞયાગ અને વાદવિવાદ કરતા હતા ત્યાં અઘોરી બાવાનો વેશ ધારણ કરી શિવ ગયા અને એમનો યજ્ઞ અભડાવ્યો. ઋષિઓએ આથી ક્રોધે ભરાઈ શિવનો નાશ કરવા મંત્ર-બળ વડે એક વિકરાળ વાઘ ઉત્પન્ન કર્યો. પણ શિવે તો મંદ મંદ

હસતાં પોતાની ટચલી આંગળીના નખ વડે તેનું ચામડું ઉતરડી નાખ્યું અને તેને ઉત્તરીયની પેઠે ઓઢી લીધું. આ નિષ્ફળતાથી ચિડાઈને ઋષિઓએ એક ભયંકર સર્પ ઉત્પન્ન કર્યો; પણ તેને તો શિવે બહુ જ આસાનીથી પકડીને શણગારની માફક ગળામાં પહેરી લીધો. હવે ખૂબ રોષે ભરાઈ ઋષિઓએ ત્રિપુર નામનો એક ઠીંગણો, કદરૂપો, ને ભીષણ રાક્ષસ ઉત્પન્ન કર્યો. શિવે તેને પગ તળે ચાંપી તેના બરડાની કરોડ ભાંગી નાખી અને તેનો નાશ કર્યો. અને પછી, પુણ્યપ્રકોપથી પ્રજ્વળી ઊઠી, એ અસુરના મૃત દેહ ઉપર પોતાનું અલૌકિક તાંડવ નૃત્ય આરંભ્યું. એક હાથમાંના ડમરુમાંથી ભીષણ નાદ ગાજી રહ્યો, બીજા હાથમાંથી અગ્નિજ્વાળાઓ લપકવા લાગી, અને પ્રચંડ વેગ તથા અદ્દ્ભુત તાલથી શરીર તાંડવ નૃત્યે ચગ્યું. એ નૃત્યના તાલે સમસ્ત કુદરતના, સૂર્યમંડળોના અને તારાઓના તાલ સાથે મેળ લીધો; બ્રહ્માંડ આખું જાણે એક નૃત્યે ડોલી રહ્યું. ઋષિઓ અને દેવો દિઙ્મૂઢ બની આ નૃત્ય જોઈ રહ્યા.

આ કથાનું રહસ્ય એ છે કે, સૃષ્ટિમાં જ્યારે અનિષ્ટ પેસે છે ત્યારે સૃષ્ટિની રંગભૂમિનો નિયંતા નટરાજ એ અનિષ્ટના નાશ માટે પ્રલયનું તાંડવ ખેલે છે. માણસની વાસનાઓરૂપી વાઘનું ચામડું ઉતરડી તે પિછોડી તરીકે ઓઢી લે છે; મત્સર-અસૂયા રૂપી સર્પને નરમ કરી નાંખી કંઠમાં માળા તરીકે ધારણ કરે છે; આસુરી વૃત્તિ રૂપી ત્રિપુરને પગ તળે સદા કચરી રાખે છે; અને પછી પ્રભુનું લીલામય નૃત્ય અખંડ ચાલે છે. એ નૃત્યનું સ્વરૂપ રુદ્ર છે, છતાં તેનો હેતુ શિવ-મંગલમય છે.

આ રહસ્ય સાથે હવે એ મૂર્તિ તરફ જુઓ. એ સંહારક નૃત્ય કરનાર શિવનું સાચું કલ્યાણસ્વરૂપ મૂર્તિકારે કેટલા કૌશલથી અહીં ઉતાર્યું છે! એમાં વેગ છે તે સાથે જ સ્વસ્થ છટા પણ છે; અંગાંગમાં ઉદ્રેક છે; છતાં ચહેરા પર પ્રસન્ન શાંતિ છે.

ઘડતરની દૃષ્ટિએ તો એ નયન મનોહર છે જ. નૃત્યની છટામાં પ્રસરેલા હાથ-પગની રચના કેવી સમતોલ છે. અંગની ભંગી કેવી

લાવણ્યભરી છે! સંયોજન એવું ખૂબીભર્યું છે કે મૂર્તિ સ્થિર હોવા છતાં લાગે છે કે જાણે એ નૃત્ય ચાલ્યા જ કરે છે.

અને ચેતનના વારસદારોને આ મૂર્તિનો એક બીજો પ્રકટ બોધ એ પણ છે કે, પ્રવૃત્તિના વેગમાં ઘૂમતા રહો છતાં અંતરની સ્વસ્થતા અને શાંતિ અખંડ રાખો.

## ૨. પાંડુ અને માછી

'પાંડુ અને માછી'નું આ સાથે આપેલું 'છાયાચિત્ર' એ ચિત્રકળાનો એક અનોખો જ પ્રકાર છે. આપણી છાયા કે પડછાયામાં જેમ આપણાં મોં, આંખ, નાકકાનની રેખાઓ, કપડાંની કરચલીઓ કે એવી કોઈ વિગતો નથી દેખાતી, પણ માત્ર સળંગ કાળું ધાબું જ દેખાય છે; તેમ આ ચિત્રપ્રકારમાં પાત્રો અને પદાર્થની એવી વિગતો ન આલેખતાં તેની આકૃતિઓના ગાળાને સળંગ રંગથી ભરી દેવામાં આવે છે. કોઈ કહેશે, 'ઓહો ! એમ સાદાં ધાબાં ભરી દેવાં એ તો બહુ સહેલું.' પણ આમ ઉપલક નજરે લાગે છે એટલી સહેલી એ ચિત્રણા નથી. એવાં ચિત્રોનું આયોજન બહુ જ વિચારપૂર્વક કરવું પડે છે. પાત્રો માત્ર કાળાં નિર્જીવ ધાબાં ન બની રહે પણ ચિત્રમાં જે વાત કહેવાની હોય તે અસરકારક રીતે અને જીવંતપણે કહી બતાવે એવી રીતે તેમની બેસણી, અભિનય તથા ક્રિયા ગોઠવવાની હોય છે. અને એમાં કુશળતા જોઈએ. કેમકે બીજાં ચિત્રોમાં ચહેરા અને અંગઉપાંગ ઉપર ભાવ બતાવવાની જે સરળતા છે તે આમાં નથી હોતી. વળી એની રચના કરતાં આખા ચિત્રમાં કાળાં ધાબાંનાં બેડોળ ચોસલાં ન વધી પડે, પરંતુ સફેદ અને કાળી જગ્યાઓની વહેંચણી બહુ જ પ્રમાણપૂર્વક તથા આંખ અને મનને રંજન પમાડે એવી રીતે થાય તેની પણ કાળજી રાખવી પડે. આમ, આ છાયાચિત્રોનો કસબ બહુ અઘરો હોય છે.

આવા એ મુશ્કેલ ચિત્રપ્રકારને કેવળ આપણા ગુજરાતમાં જ નહિ પણ હિંદભરમાં સૌ પહેલો અને અત્યંત સફળતાપૂર્વક ઉતારનાર કલાકાર કનુ દેસાઈની આ એક ઉત્તમ કૃતિ છે. એમાં એક નહિ

પણ એ છાયાચિત્રોનું સંયોજન છે. એક મુખ્ય ચિત્રનું અને બીજું તેને અનુમોદન આપતા પાછલા વાતાવરણના રંગનું. હવે એ સમજવા આપણે કથાપ્રસંગ જોઈએ.

હસ્તિનાપુરના રાજા પાંડુને મૃગયામાં એક મૃગબેલડીને મારતાં શાપ લાગેલો કે સ્ત્રીનો સ્પર્શ કરતાં જ તે મરણ પામશે. આથી રાજપાટ પોતાના ભાઈ ધૃતરાષ્ટ્રને સોંપી, શેષ જીવન તપસ્યામાં ગાળવાનો સંકલ્પ કરી તે હિમાલયમાં ચાલી નીકળ્યો. તેની સ્ત્રીઓ કુંતી તથા માદ્રી પણ તાપસ જીવનનો નિશ્ચય કરી તેની સેવામાં સાથે રહી. એક વખત શતશૃંગ પર્વતના સુંદર વનમાં સુદ્યુમ્ન સરોવરને તીરે વસંતઋતુ પૂરબહારમાં ખીલી હતી, તેના માદક વાતાવરણથી મત્ત થઈ પાંડુએ માદ્રીની વિનવણીઓને ન ગણકારતાં તેનો સ્પર્શ કર્યો અને તે મૃત્યુ પામ્યો.

તપસ્યાના સંકલ્પ ઉપર વસંતઋતુએ મેળવેલા વિજયના આ પ્રસંગ વિષે કવિ 'કાન્તે' 'વસંતવિજય' નામનું અદ્વિતીય ખંડકાવ્ય લખ્યું છે. તેમાં આલેખેલા વસંતના વાતાવરણને ચિત્રકારે અહીં ઉતારવા પ્રયત્ન કર્યો છે:

ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લિઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય;
બેસીને કોણ જાણે ક્યહીં પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
ગાળી નાખે હલાવી રસિક હૃદયને, વૃત્તિથી દાબ જાય.

કલાકારને વાતાવરણ વસંતની શોભાથી ખીલી ઊઠતું બતાવવું છે અને તેની વચ્ચે ઋષિ રાજા તથા તપસ્વિની રાણીની શાંતિ પણ બતાવવી છે; અધીન વિનવણીઓમાં પણ રહેલી રાણીની મોહકતા બતાવવી છે, અને તેની સામે સંશયગ્રસ્ત તથા અસ્વસ્થ રાજા બતાવવો છે. અને આ બધું માત્ર છાયાશૈલીના બંધનમાં રહીને. એ કપરું કામ ચિત્રકારે સફળતાથી પાર પાડયું છે. આમ આ પ્રસંગ ઉપર ગુજરાતને શ્રેષ્ઠ કાવ્ય અને શ્રેષ્ઠ ચિત્ર મળ્યાં છે.

અને ચિત્રનો મુખ્ય ભાવ પ્રણયભર્યા યુગલનો છે તેને વધુ વાચા આપવા ચિત્રકારે ઉપર વેલમાં પક્ષીની અને નીચે પાણીમાં પોયણીની બેલડીઓ આલેખી છે તે જોઈ?

જેમ બારીબારણાંનાં કમાડમાં પાટિયાં સળંગ હોવા કરતાં તે વચ્ચેની પટ્ટીઓ કે પેનલથી વધારે શોભે છે, તેમ આ ચિત્રના વિસ્તારને ઉપર નીચે બે ઝીણા કાપ વડે ભાંગી નાંખીને કલાકારે તેને વધુ નયનરંજક બનાવ્યું છે. અને આમ જુદી પડતી ઉપર નીચેની બે પટ્ટીઓ સળંગ ચિત્રનો જ ભાગ હોવા છતાં, તમે ચિત્રને દાબીને એ દરેકને એકલી નીરખશો તો તે દરેક પણ એક એક નાનું સ્વતંત્ર ડિઝાઈન જણાશે. વળી એ બે પટ્ટીઓ નાની મોટી રાખી છે તે પણ વિચારપૂર્વક. બંને સરખી હોત તો ચિત્રની ભંગી આટલી નયનમનોહર ન લાગત.

ચિત્રનું સંયોજન, કાળાં અને ધોળાં ધાબાંઓની વહેંચણી તથા ગૂંથણી, અને ઉપર કહી તે તેની સુંદર ભંગી, આ બધાંમાં કલાકારે પ્રમાણની જે કુશળતા દાખવી છે તેને કારણે આ ચિત્ર લાંબો વખત આંખ સામે રહેવા છતાં કંટાળો નહિ આપે. અને એ તેનો શ્રેષ્ઠ ગુણ છે.

## ૩. અંધ બાલા

જીવતા જીવત માનવી ઉપર જો કોઈ સૌથી કરુણ આપત્તિ આવી પડેલી ગણાય તો તે અંધત્વ. એ અપંગતા માનવીના ચહેરા ઉપર જે દર્દભરી રેખાઓ આંકી જાય છે તેને અત્યંત અસરકારક રીતે રજૂ કરતું આ ચિત્ર ઇંગ્લંડના એક સમર્થ ચિત્રકારની કૃતિ છે, અને ઓગણીસમી સદીના અંતભાગમાં આલેખાયેલાં ઇંગ્લંડનાં ચિત્રોમાં સૌથી હૃદયદ્રાવક હોવાની એની ગણના થાય છે.

એનો આલેખક જોન એવરેટ મિલે ઓગણીસમી સદીના ઇંગ્લંડનો નામી કલાકાર હતો; અને ઉદ્યોગ, કલા તથા સંપત્તિની મંજરી મહોરતા એ યુગમાં કલાના ક્ષેત્રમાં નવવિચારની ક્રાન્તિ આણનારી 'પ્રી-રફેલાઈટ બ્રધરહૂડ' નામની પ્રવૃત્તિનો એક જન્મદાતા

અને અગ્રણી હતો. પોતાની મબલખ કૃતિઓથી ઇંગ્લંડની કળામાં એણે પૂરેલો ફાળો જેટલો વિપુલ છે તેટલો જ તેજસ્વી છે, અને એનાં ચિત્રો ધરાવવાં એ જગતનો કોઈ પણ કલાસંગ્રહ બહુમાન સમજે છે. ઇંગ્લંડની સર્વોચ્ચ અને જગનામી કલાસંસ્થા રૉયલ એકેડેમીના પ્રમુખ ચૂંટાવાનું શ્રેષ્ઠ ગૌરવ તે પામેલો.

જોરદાર રેખાસામર્થ્ય અને અજબ રંગભભક ધરાવતું, હૃદયની લાગણીઓને હલાવી મૂકતું, આ ચિત્ર બીજાઓને મુકાબલે સંયોજનામાં જરા વિચિત્ર લાગે છે. પણ એમાં જ એનું બળ છે. આગલા ભાગમાં બેઠેલી બે બાળાઓ ચિત્રનો લગભગ અરધો ગાળો રોકી લેતી હોવા છતાં, બાકી રહેલી ઓછી જગ્યામાં ચિત્રકારે આકાશ અને ભૂમિભાગનો કેટલો વિશાળ વિસ્તાર દર્શાવ્યો છે! અને એ યોજનાપુરઃસર છે. બાલાના અંધત્વની દર્દભરી અસર પ્રેક્ષકના હૃદય પર તીવ્રપણે આંકવા એને બહોળી કુદરત વચ્ચે આકાશમાં મેઘધનુષ આલેખવું છે. એ બે સામસામાં તત્ત્વો જ ચિત્રને સામર્થ્ય આપે છે.

એ મેઘધનુષના મથાળાના છેડાથી શરૂ થઈ, મેદાનમાંના ઝાડમાંથી પસાર થઈ, બાળાના ચહેરાને, ઓઢણી પરના પતંગિયાને અને ખોળામાંના હાથવાજાને આવરી લઈને પગ આગળ સમાપ્ત થતી એક કલ્પનારેખા તમારા મનોચક્ષુ આગળ ખડી કરો. મેઘધનુષની માફક જ આખા ચિત્રમાં અર્ધચંદ્રાકારે પથરાઈ રહેતી એ રેખા આ ચિત્રની રહસ્યરેખા છે. એ રેખાના માર્ગમાં આવતી એકેએક વસ્તુ ચિત્રના ભાવને ચોટદાર બનાવે છે. અને તે પર ધનુષાકારે ફરતી તમારી નજર તેના કરુણ વસ્તુથી તમારા હૃદયને ભરી દે છે.

ઓહો! સૃષ્ટિમાં આટલી બધી સુંદરતા છે! હરિયાળાં ઘાસ ને લીલાં વૃક્ષઝુંડ, મનોરમ પંખીઓ ને ભભકરંગી પતંગિયાં, ભૂરું આકાશ ને તેમાં ખેંચાયેલું રંગની કવિતા સમું ઇન્દ્રધનુ; — પણ એ કશાનો આનંદ એ બાળાને કાજે નથી, અરે, એના અંગ પરના આ કિરમજી ચણિયા, કથ્થાઈ ઓઢણી ને સોનેરી વાળનો પણ નહિ!

ઈશ્વરની આ અદ્ભુત સૃષ્ટિમાં જે કાંઈ આનંદ લેવાનો તે આ વાજાના સૂરમાંથી, પંખીના ગાનમાંથી કે આ ઘાસ ને આ ફૂલના સ્પર્શમાંથી! એક પછી એક આ બધી વસ્તુઓ આ દર્દકથાને નમારા અંતરમાં ઉતારે છે.

પણ ના; આ કરુણતામાં ખરું દર્શન તો એ બાળાના ચહેરા પર રહેલી ધારણશક્તિમાં છે, પોતાના અંધત્વનું એને ભાન છે, પણ એના દુઃખથી જીવનને ખારું શા માટે કરવું? ઈશ્વરે આપેલાં બીજાં અંગ દ્વારા એની સૃષ્ટિના કાવ્યનું પાન કરવાની સ્વસ્થતા, સંતોષ ને સમાધાનવૃત્તિ એણે કેળવી લીધાં છે. અને નાની બહેન મેઘધનુષની સુંદરતાનું જે દિલચસ્પ વર્ણન કરે છે તેને શ્રવણ વડે અને તેથીયે વધુ એના હાથમાં આંકડા બીડેલા પોતાના હાથના સ્પર્શ દ્વારા તે પીએ છે.

કલાકારનો સંદેશ અહીં સફળ બન્યો છે. એ મુખભાવમાં અને એ જકડી બીડેલા હાથના આંકડામાં એના જીવનની ધારણ-શક્તિ છે.

## ૪. જલપરી

રાત વીતી જઈને પ્રભાતની આંખ ઊઘડી છે, અને એ ઉઘાડના પ્રતીક સમી કમલિની સૂર્યના કિરણસ્પર્શે ખીલી ઊઠી છે. અરે, જલપરીનું એ સખીમંડળ પ્રભાતના ઉલ્લાસમાં ત્યાં ગોળાકારે મળી રાસ રમે છે કે શું? સમગ્ર ચિત્રવિસ્તાર પર ગોળ ગોળ કમળપત્ર પથરાયાં છે અને એ બધાં પર મોતીના દાણા જેવાં ગોળ ગોળ જલબિન્દુ વેરાયાં છે. ગોળાકારનું આ કાવ્ય ઝડપીને કલાકારે તેને લંબચોરસ કોટામાં કેમ પૂર્યું હશે? ચિત્રની વિસ્તાર-રેખાઓ પણ બધી. વર્તુલમાં ત્રિજ્યાઓ ફૂટે તેમ, ચક્રલલી જ ફૂટે છે,—સૂર્યમાંથી કિરણો ફૂટતાં હોય તેમ. પણ એનું કેન્દ્રસ્થાન ચિત્રના વચગાળે ન રાખતાં મથાળે છેક ચોથા ભાગે રાખવામાં કલાકારે સંયોજનનું કૌશલ દાખવ્યું છે. નહિ તો જડ કૃત્રિમતા જ આવી જાત. કમલપત્ર પથરાઈ પથરાઈને નમારા ખોળામાં આવી

પડતાં હોવા છતાં એ તમારું ખાસ ધ્યાન નથી ખેંચતાં. તમારું લક્ષ તો પેલું જલપરીનું જૂથ જ ખેંચે છે.

જાળી ભાતનું આ ચિત્ર ભર્યું ભર્યું હોવા છતાં આંખને પજવતું નથી. અંદરની દાંડલીઓને પણ દેખાવા દેતું પારદર્શક પાણી, જલબિન્દુને રમવાની મુલાયમ સેજ ધારણ કરી રહેલાં કમલ-પત્રો. શ્વેત કોમલ કમલિની – ચિત્રનાં આ બધાં જ અંગ મૃદુતાવાળાં છે અને એની બધી જ નૈસર્ગિક રમ્યતા સાથે કલાકારે એ રજૂ કર્યાં છે.

### સ્વાધ્યાય

૧. તાંડવનું રહસ્ય સમજાવો.

૨. છાયાચિત્રની વિશિષ્ટતા શી હોય છે તે જણાવો.

૩. કાવ્ય, ચિત્ર અને શિલ્પ — એ દરેક કળા શેનું શેનું આલંબન લે છે તે કહી શકશો ?

૪. ફોટોગ્રાફી અને ચિત્રકળા વચ્ચે શો ફેર હશે તે જણાવી શકશો ?

## ઝીણાભાઈ દેસાઈ–'સ્નેહરશ્મિ'

[ ટૂંકી વાર્તા કોઈ એક મહત્ત્વની કે અસાધારણ ઘટનાની આસપાસ ગૂંથાય છે. એ ઘટના કે પ્રસંગ વાર્તાની ખીંટીરૂપ છે. ખીંટી ઉપર વસ્ત્રો આપણે ગમે તે ટીંગાડીએ પણ ખીંટી તો તેની તે રહે છે, તેમ ટૂંકી વાર્તામાં એવું બની શકે કે એક જ ઘટના ઉપર કથાનું આયોજન જુદી જુદી રીતે કરી શકાય. એટલે ટૂંકી વાર્તાની સફળતા બે મહત્ત્વનાં તત્ત્વો ઉપર આધાર રાખે છે: તે તત્ત્વો તે ખીંટીરૂપ મુખ્ય બનાવ અને ખીંટી ઉપર ટીંગાડેલાં વસ્ત્રોરૂપ કથા — વસ્તુ અને ભાષા — જો બેને માટે એક જ શબ્દ વાપરવો હોય તો, આયોજન. આ બન્ને દૃષ્ટિએ — બનાવ અને આયોજનની દૃષ્ટિએ — આ વાર્તા તપાસજો. ]

### સ્વર્ગ અને પૃથ્વી

ઇંદ્રનો તે માનીતો ગંધર્વ હતો. જ્યાં જ્યાં તે જતો ત્યાં સર્વત્ર લતાઓની જેમ અપ્સરાવૃન્દ તેને વીંટળાઈ જ વળ્યું હોય. સ્વર્ગમાં સહુ કોઈનો તે માનીતો હતો.

તેના સંગીતથી સ્વર્ગનો પ્રકાશ વધુ તેજસ્વી બનતો, નંદનવન નવપલ્લવિત બનતું, સ્વર્ગમાં શાશ્વત વસંત ખીલતી.

પણ એક દિવસ તેણે સ્વર્ગની પરંપરા તોડી. અપ્સરાઓ સાથે વ્યોમવિહાર કરતો કરતો એક વખત તે ધરતી તરફ આવી ચડ્યો. સ્વર્ગમાં કદી ન જોયેલું એવું તેણે ત્યાં જોયું. દિવસાન્તે લતા પર કરમાઈ ઢળી પડતા કોઈ એક નાજુક કુસુમના જેવી કોઈ યુવતીને એક એકાકી શિલા પર બેઠેલી તેણે જોઈ. તે યુવતીની આંખમાં આંસુ હતાં. સ્વર્ગનું સુંદરમાં સુંદર મોતી પણ તે અશ્રુબિન્દુની સ્પર્ધામાં પાણી વિનાનું લાગે એવી તેને પ્રતીતિ થઈ. જીવનમાં પહેલી જ વાર તેણે આંસુ જોયાં — સ્વર્ગમાં આંસુ હોતાં જ નથી.

ગંધર્વ એ દૃશ્ય જોતાં ચકિત થયો. એ આંસુ જોતાં અગાઉ કદી નહિ અનુભવેલી લાગણી તેના ઉરમાં જન્મી. સાથે સાથે તેણે તેના નિઃશ્વાસ પણ સાંભળ્યા. એ પણ તેને નવું જ હતું — સ્વર્ગમાં નિઃશ્વાસ હોતા જ નથી.

ગંધર્વે તે યુવતીને પૂછ્યું : 'હે કમલાક્ષિ, તારી આંખમાંથી આ મોતી શે ઝરે છે?'

તે યુવતી બોલી : 'ભાઈ, એ મોતી નથી. અહીં ધરતી પર અમે એને વિરહનાં આંસુ કહીએ છીએ.'

'પણ એ વિરહનાં આંસુ એટલે શું?'

'એ શબ્દો દ્વારા નહિ વર્ણવાય, એ તો અનુભવથી જ સમજી શકાય.'

ગંધર્વને એ બધું રહસ્યપૂર્ણ લાગ્યું. તે સુંદરીને અવલોકતો તે પોતાના પથમાં સ્થંભી રહ્યો. અપ્સરાઓ હસવા મંડી. તેમને તેમું એ કુતૂહળ અર્થ વિનાનું લાગ્યું. પણ ગંધર્વના હૃદયના તાર ઝણઝણી ઊઠ્યા હતા. તેણે અપ્સરાઓને કહ્યું :

'તમે જતાં થાઓ, હું ઘડીકમાં તમને પકડી પાડીશ.'

હસતી હસતી અપ્સરાઓ ચાલી ગઈ.

ગંધર્વ જ્યારે સ્વર્ગે પાછો સિધાવ્યો ત્યારે પોતાના ઉરમાં તે કોઈ નવું જ, તદ્દન અપૂર્વ સંગીત લઈ આવ્યો હતો. તે હતું આંસુનું સંગીત.

પોતાની પ્રાણપ્રિય વીણા ઉપર ગંધર્વે નવા જ સૂર જગાડ્યા. તેની મીંડમાંથી અનેક ડૂસકાંઓ જાગી જાગી સ્વર્ગની ઊંચી ઊંચી અટારીઓમાં પ્રતિધ્વનિત થવા માંડ્યાં. સ્વર્ગે કદી નહિ સાંભળેલું, નહિ અનુભવેલું એવું આંસુનું સંગીત તેણે જગાડ્યું.

આ તેનો અક્ષમ્ય ગુનો. સ્વર્ગમાં કોઈથી આંસુની વાત જ ન થઈ શકે. ત્યાં નિઃશ્વાસનું નામ જ ન લેવાય. જેમ દેવોની આંખ પલકે જ નહિ તેમ સ્વર્ગમાં આનંદ અને વિલાસ સિવાય અન્ય લહરો કદી ઊઠે જ નહિ. પણ આ ગંધર્વે સ્વર્ગની એ પરંપરા તોડી.

એ નિયમભંગને અંગે તેને સ્વર્ગમાંથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો. ગંધર્વ એ સાંભળતાં ધ્રૂજી ઊઠ્યો, ઇન્દ્રને તે પગે પડ્યો, વિનતિ વિનવણી કરી. અંતે તેને જણાવવામાં આવ્યું કે, ધરતી પર છ વરસ વસ્યા પછી તેને પાછો સ્વર્ગમાં તેડવામાં આવશે.

ગંધર્વ સ્વર્ગમાંથી ધરતી પર આવ્યો. કોઈ એક ગાઢ અરણ્યમાં તે આવી પડ્યો હતો. જ્યારે તેની મૂર્છા ઊતરી ત્યારે પોતે કોણ હતો તેના કંઈક ઝાંખા ઝાંખા સંસ્કાર તેના મનમાં રહ્યા હતા. કોઈ અસહ્ય વ્યથાથી તેનાં અંગો કળતાં હતાં. તેના હૃદયમાં ગમગીની હતી. ધરતી ઉપરનું બધું તેને નવું નવું લાગ્યું. તેને અસહ્ય એકાન્ત લાગવા માંડ્યું. પોતાનું સ્વર્ગ વારંવાર તેના મન સમક્ષ તરવા માંડ્યું. ક્યાં સ્વર્ગના તે હાસ્યના ફુવારા, આનંદની છોળો, સંગીતનો પ્રકાશ અને ક્યાં આ અરણ્યનું શુષ્ક એકાન્ત! એવામાં તેને કાને કોઈના રુદનનો ધ્વનિ પડ્યો. તેણે ચમકીને તે દિશામાં જોયું. કોઈ એક શબને કેટલાંક માણસો સ્મશાને લઈ જતાં હતાં. તેમાંનાં કેટલાંક રડી રહ્યાં હતાં. શબની નજીક કોઈ એક યુવતી ચાલી રહી હતી. તેના મુખ ઉપર કોઈ અલૌકિક તેજ હતું. તેના

લલાટ ઉપર કુંકુમની અર્ચા શોભી રહી હતી. કેટલાક લોક તેને કહેતા હતાઃ 'બહેન પાછી જા—પાછી જા.' તેમ તેમ તે શબની વધુ ને વધુ નિકટ જતી હતી. ગંધર્વને એ બધું તદ્દન નવું જ લાગ્યું. તેણે સ્વર્ગમાં સાંભળ્યું હતું કે ધરતી પર માણસોને એક દિવસ મરવું પડે છે. પણ તે વખતે તેને ખ્યાલ ન હતો કે ચેતન-હીન દેહ ઉપર પણ આવું અપાર હેત વર્ષાવાતું હશે. તેનું કુતૂહળ વધ્યું. તે તે શબની પાછળ પાછળ ગયો. સ્મશાનમાં ગયા પછી લોકોએ શબને ચિતામાં પધરાવ્યું. પેલી યુવતીના મુખ ઉપર અપૂર્વ તેજ ઝળક્યું. આનંદભર્યા વદને તે અગનફૂલોની શય્યા ઉપર ચડી. પોતાના મૃત પતિનું શિર તેણે પોતાના ખોળામાં લીધું. વિરહનું એક અસહ્ય, મૃદુતાભર્યું, વેદનાભર્યું ગીત તેણે ગાયું. ગંધર્વનો પ્રાણ વ્યાકુળ થઈ ઊઠ્યો. શું ધરતી ઉપર માણસો આવા પ્રેમથી ચાહી શકે છે —મૃત્યુથીયે પર!

એ અપૂર્વ દૃશ્યની સ્મૃતિ મનમાં વારંવાર જગાડતો તે અરણ્યમાં ચાલવા મંડ્યો. ચાલતાં ચાલતાં તેને થાક લાગ્યો. હવે તો ક્ષુધા પણ પાર વિનાની લાગી. થાકીને લોથપોથ થઈ તે એક ઝાડ હેઠળ પડ્યો. જ્યારે તે ઊંઘમાંથી જાગ્યો ત્યારે ઝાડ ઉપર પંખીઓ મધુર કૂજન કરી રહ્યાં હતાં. તાજાં ફૂલોની મૃદુ સોડમ વાતાવરણમાં પ્રસરી રહી હતી. તેણે જોયું તો પોતાની આસપાસ કુસુમો વેરાયેલાં હતાં. સામે એક કેળનાં પાંદડાંમાં થોડાંક ફળો અને એક પડિયામાં દૂધ હતું. તે ચકિત બન્યો. કોણે પોતાને માટે આ અહીં મૂક્યું હશે? સ્વર્ગના એ ગંધર્વને આ પ્રકાર તદ્દન નવો જ લાગ્યો. એવામાં તેણે સામે નજર કરી. જાણે કોઈ કળી હાલ જ ખીલી હોય એવી કોઈ પંદર સોળ વર્ષની કિશોરીને તેણે સામે બેઠેલી જોઈ. તેની આંખમાંથી અપાર સ્નેહ અને સહાનુભૂતિ વર્ષતાં હતાં. ગંધર્વે તેને પૂછ્યું: 'હે શુચિસ્મિતે, તું કોણ છે? તારું નામ શું?'

'મારું નામ છાયા, મારા પિતાનું ઘર અહીંથી થોડેક દૂર છે.' એમ કહી તે કિશોરી હરિણીની જેમ ત્યાંથી નાસી ગઈ.

ગંધર્વ આતુર નયને દૂર અદૃશ્ય થઈ જતી છાયાને જોઈ રહ્યો. તેને પોતાનું સ્વર્ગ યાદ આવ્યું. તે અપ્સરાઓ યાદ આવી. તેણે એક ઊંડો નિશ્વાસ નાંખ્યો.

ગંધર્વના દિવસો આમ એક પછી એક પસાર થવા લાગ્યા. રોજ ઊંચે આકાશ પ્રતિ દૃષ્ટિ નાખી તે નિઃશ્વાસ નાખે, અને સ્વર્ગનું ચિન્તન કરે. આકાશમાં કંઈક ફડફડાટ થાય તો તરત જ ચમકીને આશાભરી દૃષ્ટિ તે પ્રતિ માંડે ને પાછો નિરાશ બની જાય.

છાયા રોજ બે વખત તેની પાસે ખાવાનું મૂકી જતી. કેટકેટલી વાર તે સામે નીરવ બેસી રહી ગંધર્વને વિલોક્યા કરતી. ગંધર્વનાં વલ્કલોને તે રોજ સારી રીતે ગોઠવતી. તેનું રહેવાનું સ્થળ નિયમિત રીતે સાફ કરતી અને ગંધર્વ તેની સાથે કંઈ વાત કરવી શરૂ કરે કે તરત જ શરમથી પોતાની આંખ ઢાળી સોડિયું વાળી તે નાસી જતી.

ધીમે ધીમે તે ગંધર્વ સાથે વધુ ને વધુ હળતી ગઈ. એક વખત ગંધર્વને તેણે ગાતાં સાંભળ્યો. તેણે એક સારંગી બનાવી ગંધર્વને ચરણે ધરી. ગંધર્વનાં નેણ પોતાના એ પ્રિય વાદ્યને જોતાં ચમક્યાં. છાયાને પોતાની નિકટ બેસાડી, તેણે એ સારંગીને રડાવી, હસાવી, નચાવી. જાતજાતના તેણે તેમાંથી સૂર કાઢ્યા. એ સૂરોમાં બદલાતા ભાવોનું પ્રતિબિમ્બ છાયાના મુખ પર પડતું જોતાં તેને ખૂબ આનંદ થયો.

દિવસરાત છાયા હવે ગંધર્વની નિકટ જ રહેવા લાગી. તેની ઝૂંપડીની આસપાસ રોજ પ્રભાતે તે પુષ્પોનાં તોરણ ગૂંથે, ગંધર્વને માટે રોજ અનેક જાતનાં નવાં નવાં ભોજન બનાવે, અને ભાવભર્યાં નેત્રો તેના પ્રતિ માંડી મૂગી મૂગી તેનું સંગીત સાંભળ્યા કરે.

ગંધર્વને કેટલીક વખત આશ્ચર્ય થતું. છાયા દેખાવડી ન હતી એમ તો ન હતું, પણ તેની સ્વર્ગની અપ્સરા તો અપ્સરા જ ને! તે રૂપ, તે મોહકતા ક્યાંથી? પણ ગંધર્વને કંઈક ઝાંખુંઝાંખું લાગતું કે છાયામાં એવું કંઈક હતું જે તેની અપ્સરાઓમાં ન હતું. છાયાએ

કદી તેની પાસે કંઈ માગ્યું જ ન હતું. ગંધર્વ માટે આ અનુભવ તદ્દન નવો જ હતો.

ધીરે ધીરે ગંધર્વના ધરતીનિવાસના દિવસો પૂરા થવા આવ્યા. એક દિવસ છાયાને પોતાની નિકટ બેસાડી તેણે એ વાત કહી. છાયા સાંભળી રહી. તેણે કંઈ જવાબ ન આપ્યો. તેની આંખમાંથી બોર બોર જેવાં આંસુ ટપકવા લાગ્યાં. ગંધર્વ તે જોઈ રહ્યો. છાયા માટે તેના હૃદયમાં કરુણા જાગી.

પણ તેણે જોયું કે પોતાની અને છાયાની વચ્ચે એક મોટું અંતર હતું. પોતે સ્વર્ગનો રહેનારો હતો; છાયા ધરતીની કન્યા હતી. એ સ્થિતિભેદ દુર્નિવાર હતો.

એમ કરતાં છ વર્ષ પૂરાં થવા આવ્યાં. હવે તો એક જ દિવસ બાકી રહ્યો. બીજે દિવસે તો સ્વર્ગમાંથી પોતાને તેડવા વિમાન આવવાનું છે એમ ગંધર્વને ખાતરી થઈ. પહેલાં તો તેને થયું કે છાયાને એ વાત નહિ કહેવી એ ઠીક છે. પણ છ છ વર્ષ સુધી પોતાના અંગની છાયાની જેમ જ જે પોતાની સાથે રહી હતી તેને 'હું જાઉં છું, છાયા!' એટલું કહેવા જેટલો વિવેક પણ ન કરાય એ તેને જરા અજુગતું લાગ્યું. એથી સાંજે આથમતી સંધ્યા સામે બેસી તેણે છાયાને કહ્યું :

'છાયા, કાલે મને તેડવા વિમાન આવશે. એટલે હું હવે સ્વર્ગે પાછો જઈશ.'

છાયા નિરુત્તર રહી, માત્ર તેની આંખે જવાબ આપ્યો – આંસુથી.

ગંધર્વનું હૃદય દ્રવ્યું. પણ શા માટે એ નથી સમજતી કે પોતે આ લોકનો નથી? બેચાર દિવસ તેને જરા સાલશે, પણ પછી તે તેને ભૂલી જશે એમ તેણે તેનું મન વાળ્યું.

ગંધર્વને આખી રાત સ્વર્ગનાં ને સ્વર્ગનાં જ સ્વપ્નાં આવ્યાં. છ છ વર્ષ પછી પાછો તે શાશ્વત વિલાસની દુનિયામાં જનાર હતો. તે અપ્સરાઓ અને ત્યાંના તે અનંત રજનીવિહારો એ બધું વારંવાર તેના મનમાં ને મનમાં લહેરાવા લાગ્યું.

છાયા તે રાતે ઊંઘી નહિ. ત્રણ ચાર વખત તે ગંધર્વની નિકટ આવી ભાવભર્યાં નયને તેનાં બિડાયેલાં નેત્રો પ્રતિ નિઃશ્વાસ સહ જોઈ ગઈ. આખી રાત તેણે ગંધર્વ માટે નવાં વલ્કલ તૈયાર કર્યાં. તેના ઉપર ફૂલોના શણગાર ગૂંથ્યા. તે ઊઠે એ પહેલાં તો તેણે અનેક પક્વાન્ન પણ તૈયાર કરી દીધાં. ઝૂંપડીમાં ચારે બાજુએ તેણે મૃદુ સૌરભ ફેલાવી દીધી.

ગંધર્વનું હૃદય તો આનંદથી ભર્યું હતું. એ આનંદના ઘેનમાં ઝૂંપડીમાં થયેલો ફેરફાર પણ એના ધ્યાનમાં આવ્યો નહિ. પોતાનાં નવાં સુંદર વલ્કલોનો પણ તેને ખ્યાલ રહ્યો નહિ. ઉતાવળું ઉતાવળું ભોજન આટોપી તેણે છાયાને કહ્યું :

'છાયા, હું હવે જઈશ. મારાથી અહીં વધુ ન રહેવાય. શ્વેત-ગિરિ પર મને તેડવા આજ વિમાન આવશે.'

છાયાએ કંઈ જવાબ ન આપ્યો. તેના ચરણમાં તે નમી. તેની પદરજ શિરે લઈ, પોતાના નયનનીરથી તેના પગ ધોઈ તેના પર કુંકુમઅક્ષત ચડાવ્યાં. ગંધર્વ પાસેથી એક પણ શબ્દની અપેક્ષા વિના તે ઝૂંપડીમાં તરત જ અદૃશ્ય થઈ ગઈ.

ગંધર્વને સહેજ દુઃખ થયું. પણ શા માટે તેણે આવો મોહ રાખવો જોઈએ? શા માટે તે સમજતી નથી કે પોતે દેવલોકનો છે અને તે મૃત્યુલોકની છે? શ્વેતગિરિ પ્રતિ ગંધર્વે ડગ માંડ્યાં.

રસ્તામાં તેને કોઈ અપૂર્વ સુરભિનો ખ્યાલ આવ્યો. તેણે તે ક્યાંથી આવે છે તે જોવા નેણ ફેરવ્યાં તો પોતાનાં વલ્કલ પ્રતિ તેની નજર પડી. ત્યારે જ તેને ખ્યાલ આવ્યો કે આખી રાત જાગી છાયાએ તેના સ્વર્ગગમન માટે આ સુંદર કુસુમસજ્જ વલ્કલ તૈયાર કર્યાં હતાં. તેને આજનું એ અમૃતમીઠું ભોજન પણ યાદ આવ્યું. કેવો પ્રેમ! કેવો સ્વાર્થત્યાગ! છાયાને પોતે કૃતજ્ઞતાનો એક મીઠો શબ્દ પણ ન કહ્યો! સ્વર્ગમાંથી પોતે ધરતી પર જે દિવસે આવ્યો તે પ્રસંગ તેને યાદ આવ્યો. જે સ્વર્ગના લોકોને દિવસરાત તે પોતાના અદ્ભુત સંગીતથી ગાંડા કરતો હતો. તેમણે જ્યારે તે સ્વર્ગમાંથી

# કેશવરામ શાસ્ત્રી

[ 'પછી હરણની સીતા થઈ કે નહિ ?' એમ એક કથા સાંભળનારે 'સીતાહરણ'નો પ્રસંગ સાંભળ્યા પછી પ્રશ્ન કર્યો હતો ! પણ આ નાટકમાં તો ખરેખર સીતાનું હરણ થઈ જાય છે ને હરણની પાછી સીતા થાય છે. સંસ્કૃતમાં કવિ ભાસ્કરના 'ઉન્મત્તરાઘવ' નામે નાટકનો આ અનુવાદ છે.

પહેલું વેરી તે સ્વજન —કેમકે તેની બહુ ચિંતા રહ્યાં કરે છે. **૫. ન્યાસ**-મૂકવું તે. **ક્ષેપ**-પડવું તે. **૮. આર્યોક્તિમાં**—આર્ય-મોટાભાઈના વચનમાં. જેમ ઓછાં પાંદડાં હોય ને ઝાડ તળે તડકોછાંયડો છવાય તેમ. **૯. પદ્મિની**-કમળતલાવડી. **૧૦. કિસલય**-કુંપળ **૧૫. સ્તબક**-ગુચ્છ. **૧૭. મુખાબ્જ**-મુખરૂપી કમળ. **૨૦. કાનને**-કાનન-વનમાં. **પિતા-શાસને**-પિતાની આજ્ઞાને લીધે. **૨૨. અસહન**-સહન ન કરવું તે. **૨૩. પ્રકર્ષ**-ચડતી.]

## સીતાનું હરણ

[ ફૂલોનો ઢગલો કરતી સીતા અને સખી પ્રવેશ કરે છે. ]

સખી — સખી જાનકી ! આ સામે જ ફૂલો રહેલાં છે. કેમ બીજી બીજી બાજુ જોતાં ચાલ્યાં જાઓ છો ?

સીતા — સખી મધુકરિકા ! આ કરતાંય સામે રહેલી ફૂલવાડીમાં મનોહર ફૂલો દેખાય છે. તેથી તે લેવાની હોંસે જાઉં છું.

મધુ૦ — સખી ! હવે આ જે ભાગ છે, એ આપણાથી અજાણ્યો છે. એ તો તમને ખબર જ હશે કે—વનમાં શાપ તેમ જ કૃપા બતાવનારા ઋષિઓ રહેતા હોય છે. કદાચ આપણે કોઈના આશ્રમે ફૂલ લઈ લઈએ, અને કોઈ કોપી ઊઠે તો ? રામચન્દ્રજી પણ આપને રાજી રાખવા કનકમૃગને લઈ હમણાં જ પાછા વળતા હશે. માટે આટલાં ફૂલ ઘણાં. તેટલાં લઈ પાછાં ફરીએ.

સીતા — વનવેલીઓ, ફલો, પુષ્પો, મૂળિયાં તેમ જ નદીનાં જલ બધાં માટે સાધારણ હોય છે. તો પછી શું કારણ જોઈ કોઈ

કોપી ઊઠે ? (છાબડી જોઈ) આર્યપુત્રને દેવપૂજામાં જોઈએ તેટલાં ફૂલો આ તો છે. આ સામી રહેલી ફૂલવાડીમાંથી થોડાંક મનોહર ફૂલો લઈ પછી ઝૂંપડીએ પાછાં ફરીએ.

[બન્ને તે બાજુ જાય છે.]

સીતા — [બરોબર જોઈ] સખી! આ ભ્રમર શા માટે સમ્ભ્રમમાં પડી તે તે વેલીઓમાં, ફૂલોના ગુચ્છાઓમાં અટકતો ભમે છે?

મધુ૦ — [વિચાર કરી] સખી! મકરન્દના પાનથી નિશ્ચલ થઈ જતાં, ફણગામાં રહેલી સહચરી આ ભમરીને ન જોતાં, ન જોવાની વેદનાથી ખરે ઉન્મત્ત થયો લાગે છે.

સીતા — [જોઈ] સખી, તેં બરોબર જાણી લીધું, હાં?

મધુ૦ — જુઓ, તે આમ તેમ ખૂબ ભમે છે, છતાં સહચરીને જોતો નથી.

સીતા — સખી! એ બેને ભેળાં કર.

મધુ૦ — આ આંબાના લાકોટિયા વડે મંજરીને ઝાડી, મકરન્દ પીવામાં નિશ્ચલ થયેલી ભમરીને ઉડાડું. (તેમ કરી) અહો! મંજરીમાંથી ઊડેલી સહચરી સાથે આ ભ્રમર મલ્યો. જો, તે માધવીના મંડપ ઉપર ચડી મધુરસને પીતો નિરાંતે બેઠો છે. (બીજી ફૂલવાડીમાં જોઈ ઉતાવળે) અરે! જાનકીજી ક્યાં ગયાં? (ફરી નજર કરી) અરે! એ તો ક્યાંય નથી દેખાતાં. (બીજી ફૂલવાડીમાં પ્રવેશ કરી બધે શોધતાં) અહો! આ મનોહર આકૃતિવાળી એક હરણી સ્નેહાળ દૃષ્ટિ વડે મને જોઈ. આંખમાંથી નીકળતાં આંસુઓ વડે સખીનો સ્નેહ સૂચવે છે. મારું હૃદય પણ આમાં, જાણે લાંબા કાળની ઓળખાણ હોય તેમ સ્થિર થાય છે! રખે, અન્ય જન્મની આ કોઈ સખી હોય! (એમ બેબાકળી થઈ આમતેમ ભમતી, વિચાર સહિત) અહીં મહર્ષિઓના આશ્રમો હોવાથી, તેમના પ્રભાવે દુષ્ટ પશુઓનો સંચાર નથી, તો પછી મને અચમ્બો થાય છે કે જાનકીજી ક્યાં ગયાં હશે? (નિસાસો નાખી) ખરેખર, મારું નસીબ ફૂટી જ ગયું છે. મૃગયામાંથી પાછા ફરેલા રામચન્દ્રજીને હું શા મોઢે જવાબ આપીશ? રામચન્દ્રજી

પણ આ સાંભળી કેવી સ્થિતિમાં આવી પડશે ? એ વિચારી મારા મનમાં ફાળ પડે છે.

[ પડદા પાછળ કોલાહલ ]

મધુ૦ — આમતેમ ફરતા આ તાપસો દેખાય છે. આથી હું ધારું છું કે રામચન્દ્રજી આવી પૂગ્યા હશે.

[ પડદા પાછળ ]

[ સ્રગ્ધરા ]

કેડા ચોખ્ખા કરીને, નિજ નિજ કલશોમાં ભરી વારિ ઘાટે,
છાંટો તેને જમીને, સહુ ગમ ફરતાં ફૂલ વેરો ત્વરાએ;
સીતાની પ્રીતિ માટે, અનધિક મહિમા મેળવી આજ વાટે,
સામે શ્રીરામ આવે કનકમૃગ લઈ રાનથી આ દિશાએ. ૧

અને આ –

[ વંશસ્થ ]

પદે પદે લક્ષ્મણ બાજુ આવતાં,
જરા કરી નેણ વળેલ બોલતાં;
શ્રમે પસીને, લસતા મુખે થતા,
ખભે ધરી ચાપ, જુઓ, પધારતા. ૨

મધુ૦ — [ ઉતાવળી થઈ ] અરે! આ તો કનકમૃગને લઈ બાજુમાં રહેલા લક્ષ્મણ સાથે વાતચીત કરતા રામચન્દ્રજી પધાર્યા. ચાલ, હું તો એમનાથી છેટી ભાગી જાઉં.

[ તેમ કરે છે. ]

[ એવે ઉપર કહેલા મુજબના રામ લક્ષ્મણ સહિત પ્રવેશ કરે છે. ]

રામ — કેમ, ભાઈ! આ કનકમૃગને જોઈ જાનકી સંતોષ પામશે જ. નહિ વારુ ?

લક્ષ્મણ — વચનમાત્રથી દેવીના કુતૂહલને વારતા એવા આપની આ કૃપા જ કનકમૃગના લાભ કરતાંય મોટો સંતોષ આપશે.

રામ — [ કારણ બતાવી ] ભાઈ! મહામુનિ અગસ્ત્યના સામર્થ્યને લીધે આ તપોવનમાં કોઈ જાતનો ભય નથી, છતાં પણ મધુકરિકાની

સાથે જાનકીને એકલી મૂકી આવ્યો છું એથી, તેમ જ આ પ્રદેશ અપરિચિત હોવાથી મારું મન કાંઈક શંકાશીલ બને છે.

લક્ષ્મણ — 'પહેલું વેરી તે સ્વજન' એ કાંઈ ખોટું નથી. સ્નેહને લીધે સ્વજન કિંવા પ્રિયજન વિષે શંકા થાય જ.

મધુ૦ — [ નિસાસો નાખી ] કોઈ પણ રીતે બનેલી હકીકત કહેવી જ પડશે; માટે જાઉં. આ સમયે કહી જ દઉં.

[ પાસે જાય છે. ]

લક્ષ્મણ — [ મધુકરિકાને જોઈ સ્વગત ] આ બાપડી મધુકરિકા ઊતરેલ ચહેરે એકલી અટૂલી આવે છે. મને લાગે છે કે, સીતાજી સમ્બન્ધમાં કાંઈક વિશેષ થયું લાગે છે.

મધુ૦ —મહારાજનો વિજય થાઓ.

રામ — મધુકરિકા ! જાનકી ક્યાં ?

મધુ૦ — [ ગળગળી થઈ ] દેવ ! આપની દેવપૂજાને માટે ઝૂંપડીની નજીકમાં આવેલી વેલીઓમાં હું ફૂલ વીણું છું, એમ કહેતાં ગયાં.

લક્ષ્મણ — દેવપૂજા માટે ફૂલો વીણવાં જ જોઈએને ?

રામ — ( સ્વગત ) હવે આ પછી બીજું શું કહેશે ? મનમાં ઉત્સુકતા થાય છે. ( પ્રકટ ) હં, પછી ?

મધુ૦ — ફૂલો મનોહર દેખાય છે, એ કહેતાં જાનકી બીજી ફૂલવાડીમાં પેઠાં. હું ગોતી ગોતી વાજ આવી, છતાંય ન મળ્યાં.

રામ — અરે ! ભારે થઈ. દૈવનો ઘા અતિ દારુણ હોય છે.

[ વસન્તતિલકા ]

માબાપ, એ નિજ સહોદર રાજ્ય બાંડું,
દૈવે ત્યજ્યાં પ્રિયસગાં ઘરબાર છાંડ્યું;
છોડી બધુંય વસિયાં વનવાસ આંહી,
ત્યાંએ અસહ્ય અતિદુઃખ પડ્યું જ આવી. ૩

હા ! જાનકી ! !

લક્ષ્મણ — ( સ્વગત ] આ કનકમૃગને જો આર્ય જોશે, તો અતિ પીડાશે. માટે એને તો દૂર કરી દઉં. ( અલગ ) મધુકરિકા ! આને ઝૂંપડીએ લઈ જા. હું મોટા ભાઈ પાસે રહું છું.

મધુ૦ — [ કનકમૃગને લઈ ] છો ભલે. [ એમ જાય છે. ]

રામ —

[ આર્યા ]

અણધારી અણદીઠા કઠોર પથમાં સખી ચડી માનું;
ત્રિભુવનમાં રમણિક એ મુખ જોઉં ક્યાં પ્રિયતમાનું ? ૪

લક્ષ્મણ — આમ શું ખેદ પામો છો. આ ફૂલવાડીમાં ગોતશું એટલે તરત જ મળશે.

રામ — મારાં દુર્ભાગી નેત્રોને હવે જાનકીનાં દર્શન ક્યાંથી ? ઠીક છે, તોપણ ચાલ.

[ બન્ને પરિક્રમા કરી ફૂલવાડીમાં પેસે છે. ]

લક્ષ્મણ — આ રેતીવાળા ભાગમાં દેવીના પગનો સગડ લાગે છે.

રામ — [ જોઈ ] હા, આ જ પ્રિયાના પગનો સગડ છે. તેમ જ—

[ અનુષ્ટુપ ]

તે જ અંગુલિનો ન્યાસ, પદનો ક્રમ તે જ છે;
તે જ નાનાં પદો નક્કી, તે ખૂબી ક્ષેપની જ છે. ૫

[ નિસાસો નાંખી ]

[ પગનો સગડ લઈ ] [ જોઈ ]

[ ગીતિ ]

આંજણવાળાં ટીપાં આંસુ તણાં લૂછતી રહિત-રોષે
નમ્યા મુખને, ધારણ કરતી પ્રિયા અહીં દીસે. ૬

[ પાસે જઈ ] પ્રિયા ! પ્રસન્ન થા, પ્રસન્ન થા.

[ ઔપચ્છન્દસિક ]

ત્યજ રોષ, બનો મુખાબ્જ તારું
હસતું પૂરણ ચન્દ્ર જીતનારું;
નમતો તુજને પદાબ્જ કેરી,
શિરથી લાખ વધાવું હું રૂડેરી. ૭

[ એમ ત્યાં રહેલાં પગલાંની નિશાનીને નમે છે. ]

લક્ષ્મણ — ભારે થઈ. આ તો ભાઈને ઉન્માદદશા પ્રાપ્ત થઈ. આર્ય ! એ જાનકીજી નથી. [ એમ રામનું માથું ઊંચું કરે છે. ]

રામ — [ કેડી છોડ જોઈ ] અહો ! મહીતલ પર પડેલા મકરન્દના પાન માટે ફૂલોના અન્તર્ભાગથી આવી પડતી આ મધુકરોની માલાએ મધના ભારથી નમી પડેલા ફૂલવાળા આ લાલ છોડને જોવાથી મને મોહ કર્યો.

લક્ષ્મણ — અહો ! જ્ઞાન અને અજ્ઞાનનું આ તો સાંકર્ય. તેમ જ

[ વસન્તતિલકા ]

બોલે કદી વચન બન્ધુ અનર્થવાળાં;
ને ક્યાંક તો વચન સુન્દર અર્થવાળાં;
આર્યોક્તિમાં ! સહિત બોધ અબોધ છાયો,
થોડાં દલે દ્રુમતલે જ્યમ તાપ છાંયો. ૮

રામ — ઠીક છે, આને જ પૂછું.

[ વસન્તતિલકા ]

હે પદ્મિની ! તુજ કને પદપંક્તિ આવી,
પદ્માનના મુજ મને ઝટ આપ લાવી;
જો એમ ના, ઇતર ધામ મહીં ગયેલી,
દેખાડ તું ચરણપંક્તિ સખીની, એલી ! ૯

[ વિચાર કરી ] આ પણ પોતાનાં હસતાં કમલ વડે, પ્રિયા આ બાજુ ગઈ છે, એમ બતાવે છે.

લક્ષ્મણ — અહીંથી આંબાવાડી બાજુ સગડ લાગે છે.

[ બન્ને આંબાવાડીમાં જાય છે. ]

લક્ષ્મણ — [ સ્વગત ] ભાઈનું હૃદય બીજી બાજુ વાળું. [પ્રકટ]

[ માલિની ]

કિસલય ગજરાને મોખરે જે હલાવે,
ભ્રમરગણુ તણી આ પંક્તિને જેહ લાવે;
નવ મધુરસ આજે મંજરીનો ગ્રહે છે,
મલયગિરિ તણો તે વાયુ ધીમો વહે છે. ૧૦

રામ — અરે, વિરહી જનોના વનમાં આ પવન દાવાનલ છે.

[ અનુષ્ટુપ ]

'તું આખા વિશ્વનો પ્રાણ,' એ મિથ્યા સહુ ઉચરે;
કાં કે વિશ્વે રહ્યો હું 'છું,' છતાં તું બાકીનું હરે. ૧૧

[ વિચાર કરી ] ઠીક છે. દેવીના સંબંધમાં જ પૂછું.

જગના પ્રાણ! મારી એ પ્રાણકાન્તા વને જતી;
દેખી તેં ભમતાં તે શું, હંસની ચાલ ચાલતી? ૧૨

મારી સખીના સ્વાભાવિક સુરભિમુખમારુતે તારો પરાભવ કર્યો, એટલે તે વેરને યાદ રાખતો તું મૂગો ઊભો છે, નહિ વારુ?

[ તૂણક ]

આમ્રવૃન્દના પરાગ-પૂરમાં લપી જતી,
અબ્જની રજ ગ્રહી મધુવ્રતાલિ માલતી.
સદ્ય માનને હટાવવા મનસ્વિની તણા
આ હરે ફરે ઉચ્ચારતી સુમન્ત્ર કામના. ૧૩

પરંતુ કાયમ મધુરસના આસ્વાદથી મત્ત થયેલ આ ભ્રમરોનું વચન કોઈ પણ રીતે પ્રમાણ નથી જ. આથી એમને પ્રિયાની ગતિ ન પૂછવી.

[ એક પગલું આગળ ચાલી, કાન માંડી ] ભાઈ!

[ શિખરિણી ]

અહો! આંબાવાડી મહીં નવલ ફાલે જ લપતી,
સખી નક્કી મારી કમલનયના ક્યાંક ફરતી;

ન દેખાતી મીઠાં બહુ વચન અસ્પષ્ટ વદતી,
ખરે જો તો કેવું મુજ હૃદય ઘેલું જ કરતી? ૧૪

લક્ષ્મણ — કોયલનો ટહુકો સાંભળી મોટાભાઈ ભમાયા.

રામ — અહો! સખીનો આલાપ તો સંભળાય છે, કિન્તુ આકૃતિ નથી દેખાતી.

લક્ષ્મણ — મોટાભાઈ! આ તો કોયલનો ટહુકો સંભળાય છે. અહીં તો જાનકીજી લાગતાં નથી.

રામ — [ ફરી કાન માંડી ] અહો! આ જ કોયલનો ટહુકો અત્યારે કોમલ વીણાના સૂરને સાંભળ્યા પછી ઢોલના ધમાકા જેવો કઠોર લાગે છે.

[ લક્ષ્મણ બીજી બાજુ બતાવે છે. ]

લક્ષ્મણ — ચાલો અહીંથી પણ આ ફૂલવાડીઓમાં જોઈએ.

રામ — ઠીક. [ એમ એક પગલું આગળ ચાલી, જોઈ, હર્ષ સહિત ] ભાઈ! જાનકીને જોઈ.

લક્ષ્મણ — ભાઈ! ક્યાં છે જાનકીજી?

રામ — જોને, આ સામે જ રહી. [ એમ સામે રહેલી વેલની પાસે જઈ, જોઈ ] અરે! આ તો ભ્રમણા જ.

[ ઔપચ્છન્દસિક ]

કુસુમસ્તબકો થકી નમેલી, હલતાં સુન્દર કુંપળે ભરેલી;
અહીં સન્મુખ વેલ છે જ પેલી, ભ્રમરોના કલગુંજને રહેલી. ૧૫

[ ફરી જોઈ ] ભાઈ! હું ધારું છું કે આ જ વેલમાં જાનકી ફૂલો એકઠાં કરતી હતી. તેમ જ,

[ આર્યા ]

બધાંય ફૂલો વીણ્યાં, બાકી આ ડાંખળી કરી સઘળી;
વીણ્યે અહીં આ નીચે, દીસે કુંપળ પડેલ વળી. ૧૬

લક્ષ્મણ — એમ જ તો. પગલાંની હાર પણ અહીં સુધી અખંડ જ આવેલી છે.

રામ — જો જોઈએ, હવે અહીંથી કઈ બાજુ ગઈ હશે?

લક્ષ્મણ — જી ભલે. [એમ લતાઓમાં ભમતાં, મણિની બંગડી જોઈ, સ્વગત] આ જાનકીજીના હાથમાંથી પડી ગયેલ લાગે છે. મોકો મળશે એટલે ભાઈને રાજી કરવા આ બતાવીશ. [એમ લઈ લૂગડા આડી રાખી લે છે. પાસે જઈ પ્રકટ] અહીંથી હવે ક્યાંય પણ પગનો સગડ નથી. પરન્તુ ફૂલવાડીમાં ફરતા કોઈ એક હરણનાં અહીંથી પગલાં દેખાય છે.

રામ — હા જાનકી !

[ગીતિ]

વિશાલ નયનો, વાંકા કેશ અને બિમ્બ શા અધરવાળું,
હે સુન્દર વદનારી ! ક્યારે તુજ તે મુખાબ્જ હું ભાળું ? ૧૭

[ચારે બાજુ જોઈ] અરે ! વહાલીની એક પણ વસ્તુ દેખાતી નથી. શાથી હું મારા હૃદયને દિલાસો આપું ?

લક્ષ્મણ — ભાઈ ! આ જાનકીજીના કરમાંથી મણિની બંગડી પડી ગયેલ લાગે છે. લો આપ. [દે છે.]

રામ — [હાથમાં લઈ, હર્ષ સહિત]

[પુષ્પિતાગ્રા]

બહુ સમય પછી કંઈક મારું
હૃદય સુતપ્ત અહીં શમાવનારું,
મણિવલય જડયું મને પ્રિયાનું,
કર પરથી ક્યમ આ પડેલ માનું ? ૧૮

[છાતી સરસું ચાંપી, નિસાસો નાખી] ભાઈ ! હવે જાનકીને ક્યાં જોશું ? કઈ કઈ ફૂલવાડીઓ ગોતશું ? કઈ કુંજોમાં ફરી જોશું ? બસ, બધી આશાઓ પાણીમાં.

[અનુષ્ટુપ]

આગથી સળગી જાણે દિશાઓ દીસતી મને;
વિશ્વ પ્રિયા વિનાનું આ સૂનકાર જ છે મને. ૧૯

લક્ષ્મણ — અહો, ગજબ ! ભાઈની આ દશા ?

રામ — આપણે અહીં બેઠા રહીશું ?

[ શાર્દૂલવિક્રીડિત ]

ભાઈ! ચાલ જશું ગૃહે ?

લક્ષ્મણ — ... ... ... ઘર વળી શું ?

રામ — ... ... ... ... ... કેમ ?

લક્ષ્મણ — ... ... ... ... ... ... કાં કાનને રહેવાનું.

રામ — ... વનમાં જ કેમ વસવું ?

લક્ષ્મણ — ... ... ... ... ચાલી પિતા-શાસને

રામ — આવ્યાં છે અહીં કેટલાં ?

લક્ષ્મણ — ... ... ... ત્રણ જણાં,

રામ — ... ... ... ... ... છે કોણ, તે દે કહી.

લક્ષ્મણ — વૈદેહી, ત્યમ આપ હું,

રામ — ... ... ... ... પ્રિયતમા હા જાનકી ! ક્યાં રહી ?

[ પડદા પાછળ ]

બેટી ! બીજે મા.

લક્ષ્મણ — [ કાન માંડી, હર્ષસહિત વિચાર કરી ] મોટાભાઈ! મધુકરિકાની સાથે રહેલાં જાનકીજીને સાન્ત્વન કરતા મહર્ષિ અગસ્ત્ય આ જ દિશામાં પધારે છે.

[ તેવે ઉપર મુજબના અગસ્ત્ય પ્રવેશ કરે છે. ]

અગસ્ત્ય — બેટી ! બીજે મા. તને ગોતતા આ રહ્યા રામ અને લક્ષ્મણ.

સીતા — [ રામને જોઈ શરમાઈ, સ્વગત ] અહો ! મારાં મોટાં ભાગ્ય કે આ જ આંખે પ્રિયતમનાં દર્શન કર્યાં.

રામ — ભગવન્ ! નમન કરું છું.

અગસ્ત્ય — દીર્ઘાયુ થા.

લક્ષ્મણ — ભગવન્ ! નમન કરું છું.

અગસ્ત્ય — બેટા, ઘણું જીવ.

સીતા — ઘણી ખમ્મા આર્યપુત્રને.

મધુ૦—ઘણી ખમ્મા મહારાજને.

રામ—[સીતાને જોઈ] લક્ષ્મણ ! આ તો ઓચિન્તી આવી પડેલી અમૃતની વૃષ્ટિ જેવું સીતાને જોવું છે.

લક્ષ્મણ—ભાઈ! એમ જ તો. [અગસ્ત્ય પ્રતિ] ભગવન્! આ લતામંડપમાં આપ સહેજ વાર બિરાજો.

બધાં—ઠીક છે. [બેસે છે.]

લક્ષ્મણ—ભગવન્! સીતાજીની ભાળ કેમ લાગી ?

અગસ્ત્ય—સાંભળો.

રામ—જી. બરોબર ધ્યાન આપીએ છીએ.

અગસ્ત્ય—પહેલાં આ વનમાં દુર્વાસાએ કેટલાક દિવસ તપ કરેલું.

મધુ૦—ખરે, આ મહર્ષિને તો વાતવાતમાં ગુસ્સો ચડી જાય.

રામ—જી, પછી.

અગસ્ત્ય—તે સમયે તીવ્ર તપની શંકાવાળા મહેન્દ્રે છોડેલી તે તે આશ્રમોમાં ફરતી અપ્સરાઓ માંહેલી એક હરિણી નામની આ તપોવનમાં પેસી ફૂલો એકઠાં કરવા લાગી.

રામ—ખરેખર ભૂલ જ થઈ.

અગસ્ત્ય—સ્નાન બાદ અભિષેકને માટે પધારતા દુર્વાસામુનિએ તેને જોઈ શાપ આપ્યો કે, 'અલી હરિણી ! અમારે દેવતાની પૂજા માટે રાખેલાં ફૂલો તું ભેગાં કરે છે; માટે જા નામ જેવા આકારવાળી થઈ જા.' તે જ સમયે આ વનનો ત્યાગ કરી ચાલ્યા ગયા.

મધુ૦—અહો. તાપસો તો અતિ નિષ્ઠુર.

લક્ષ્મણ—પરન્તુ પછી તેને શાપની નિવૃત્તિ કેમ થઈ ?

અગસ્ત્ય—ત્યારે હરણી થયેલી હરિણીને લઈ અમારી પાસે આવેલી અતિ કરુણ આક્રન્દ કરતી અપ્સરાઓએ વિનતિ કરતાં મેં કૃપાને લીધે પ્રોક્ષણ મન્ત્રી ઢોળી નાખી. બસ, તે જ સમયે હરિણી પાછી અપ્સરા થઈ ગઈ.

રામ—એમાં શી નવાઈ !

[ગીતિ]

દવથી ખાખ થયેલી વનલક્ષ્મીનું સ્વરૂપ મૂળ કરે;
અખિલ જગતના હિતકર, ઘનિકતણો આ સ્વભાવ છે જ ખરે. ૨૧

અગસ્ત્ય—તે દિવસથી ચાલ્યો આવતો એ શાપ આ ફૂલ-વાડીમાં ફૂલો એકઠાં કરતી સીતાને લાગ્યો.

રામ—શું આટલો વખત એ હરણીના રૂપે રહી?

મધુ૦ [સ્વગત] ત્યાં રહેલી હરણી એ આ જ હોવી જોઈએ.

અગસ્ત્ય—અમારા આશ્રમમાં એકલી અટૂલી આમતેમ દોડતી કદી ન જોયેલી એવી આ હરણીને સમાધિથી 'જાનકી છે' એમ નિશ્ચય કરી, તે જ ક્ષણે શાપથી મુક્ત કરી તમારી પાસે લાવ્યો.

રામ—

[સોરઠો]

સજ્જનના ગુણ ચાર, અનુકમ્પા ચાતુર્ય, ને
બીજા પર ઉપકાર, અસહન પરના દુઃખનું. ૨૨

અગસ્ત્ય—આ જાનકી તેમ જ લક્ષ્મણ સહિત લાંબો કાળ રહો. તેમ જ

[તૂણક]

દોષરૂપ અન્ધકાર લોકને હટાવતી,
સર્વ વિશ્વને સદા અતિ પ્રમોદ આપતી;
શ્વેત ચન્દ્રિકા સમાન ઊજળી સદા થતી,
રાઘવેન્દ્ર! કીર્તિ હો તુજ પ્રકર્ષ પામતી. ૨૩

રામ—મહાન અનુગ્રહ.

અગસ્ત્ય—તમારું બીજું પ્રિય શું કરું?

રામ—આથી બીજું શું પ્રિય છે! તોપણ આ ભરત-વાક્ય થાઓ.

[હરિણી]

નિજ સમયમાં, ઇન્દ્રે પ્રેર્યો. કરી શુભ વૃષ્ટિને,
જલધર કરો ધાન્યે પૂરી નિરન્તર ભૂમિને;

ભવજલધિમાં ગોથાં ખાતાં બધાં જનને બને,
ત્વરિત તરવા, નૌકારૂપે સમાગમ સન્તનો. ૨૪

[બધાં જાય છે.]

**સ્વાધ્યાય**

૧. રામની ઉન્મત્તાવસ્થાનો ખ્યાલ આપો.

૨. 'હરણની પાછી સીતા થઈ કે નહિ ?' એ પ્રશ્ન પૂછનારને તમે હવે મૂર્ખ કહી શકશો ?

૩. કોઈ પણ એક શ્લોક લઈ સમજાવો.

# ઉમાશંકર જોષી

[ટૂંકી વાર્તા જેવો જ આ એક સાહિત્યપ્રકાર છે. એને એકાંકી નાટક કહે છે. આપણા સાહિત્યમાં છેલ્લા બેત્રણ દસકાથી એ પ્રકાર ખેડાવા માંડયો છે. ટૂંકી વાર્તાની જેમ એમાં પણ એક મુખ્ય પ્રસંગની આસપાસ આખું નાટક વણેલું હોય છે. એથી પ્રસંગની પસંદગી ઘણા વિવેકપૂર્વક કરવાની રહે છે. ટૂંકી વાર્તામાં જેમ પ્રસંગ અને આયોજન અગત્યનો ભાગ ભજવે છે તેમ આમાં પણ એ બન્ને તત્ત્વો મહત્ત્વનાં છે. આમાં આયોજનથી સંવાદની છટા અને તેની સચોટતા, અને તે દ્વારા જામતો રસ સૂચિત થાય છે. આ નાટકને એ દૃષ્ટિએ તપાસજો. એમાં વપરાયેલી ભાષા જોજો. જે ગદ્ય–લખાણ સામાન્ય રીતે આપણે વાંચીએ છીએ તેનાથી આ કઈ બાબતમાં જુદું પડે છે તે નોંધજો. આમાં વપરાયેલી બોલી ગુજરાતના કયા ભાગની હશે, અને તે પરથી લેખક સંબંધી કંઈ અનુમાન કરી શકાય કે કેમ તે તપાસજો. 'એ ને ઇયાંનો લોટો સાજો રહે ભા !' 'આ કળસ્યો તમારે ત્યાં વિયાશે ને આહીં રહેત તો દૂબળો પડી જાત ?' 'ઇને આંગણે રૂપિયાનું ઝાડ વાવેલું હશે,' વગેરે વાક્યો નોંધપાત્ર છે કે કેમ, અને હોય તો શાથી તે જોજો. **ટોયલી**—લોટી. **ફૂદાની પેઠમ**—પતંગિયાની માફક. **નુંવે**—(ન હુવે) ન હોય ત્યારે, ન છતાં. **ફલ્લંફલ્લા**—ફોક. **હાંકારો**—આવકાર. **પાતરપેટાં**—થોડું ખાનારાં. **લાતેરીને**—નિચોવાઈને. **ઝોડ**—લપ.]

## બારણે ટકોરા

### પાત્રો

નંદુ—વિધવા માતા ચંચળ—ઓળખીતી બાઈ
બટુ—નંદુનો નાનો દીકરો જયંતી—નંદુનો મોટો દીકરો
મુગટલાલ—જયંતીનો મિત્ર.

### સૂચિત પાત્ર

પરભુ ગોર—નંદુના સ્વર્ગસ્થ પતિ

[મોટા ઉનાળાની આથમતી સાંજ]

[પડખે સ્ટેશન હોવાને લીધે શહેર ગણાતા એક કસબાના ધોરી રસ્તા પરનું ઘર. એક જ પડાળના મોટા ઓરડાની સામી ભીંતે અભરાઈઓ ઉપર ડબા ગોઠવેલા છે. એ જ ભીંતમાં બારી જેવું એક બારણું છે. ડાબી તરફ વાંસની ખપાટિયાંની ભીંતથી છૂટું પાડેલું રસોડું છે. વળગણી ઉપર લૂગડાંના લબાચા લટકે છે. જમણી તરફ બે પગથિયાં ઊતરીએ એટલું નીચું આંગણું છે. તેને છેડે ખડકીનું બારણું સ્પષ્ટ દેખાય છે.

લાકડાની પાટ ઉપર પથારી પાથરેલી દેખાય છે, ને હમણાં જ એમાંથી કોઈ ઊઠ્યું હોય એમ ઓઢવાનો કામળો ઊંચો નીચો, અરધો નીચે લટકતો પડ્યો છે. પાટ નીચે આખી દુનિયા ખડકાયેલી છે. નીચે બાજુમાં નંદુ ગોરાણી અને ચંચળબહેન વાતો કરતાં બેઠાં છે.

નંદુ ગોરાણીએ કાળો સાડલો ઓઢેલો છે. મુંડાવેલું માથું અને આભૂષણ વિનાનો વેશ: તે સાચે જ માંદાં છે કે એવાં દેખાય છે એ સમજવું અઘરું બનાવી મૂકે છે. ચાળીસની અંદરનાં હોવા છતાં બહુ ઘરડાં લાગે છે. ચંચળબહેન ઘડાઈ ગયેલી વિધવા જણાય છે.]

નંદુ—[હાંફતાં હાંફતાં] તે...આ...તમે ન આવ્યાં હોત તો...તો...કોણ જાણે ક્યારે 'જાગત ? [નિસાસો મૂકી] મારે તો દિવસ ને રાત બધું એકાકાર થઈ ગયું છે!

[ઊંચાં થઈ પાટને ખૂણેથી તપખીરની દાબડી લેવા કરે છે.]

ચંચળ—રહો, રહો, હું લઈ લઉં છું! જરી હાંફ તો મટવા દો! બેસો હેઠે હૈયે લગીર! [દાબડી લે છે.]

નંદુ—(ધીરેથી) આ ઘરમાં રહીને હેઠે હૈયે બેસવા વારો આ જનમમાં તો આવવાનો દેખતી નથી. [બંને છીંકણીની ચપટી

સે છે.] આ જુઓ છો ને કે લગીર બારણા લગણ ગઈ એમાં તો આખો ડુંગરો ચઢી ગઈ જાણે. એવો હાંફ લાગ્યો છે! ને દા'ડામાં દોઢસો વાર ખડકી ઉઘાડવા જવું પડે છે. જરી પૂંઠ વાળી કે કોક ને કોક આવીને ઊભું'તો! [ ચંચળ જરી ઊંકારો કરી જાય છે.] જો, જો! બુન, તમારા પર નથી, પણ...

ચંચળ — ગોરાણી, હું તો...

નંદુ — એ શું બોલ્યાં? તમે અહીં ક્યાંથી? આપણે તો ઘડીક બેસીએ તો સુખદુઃખની વાતોય કરીએ.

ચંચળ —[ સાડલાના છેડાથી નાક લૂછતાં ] મારા મનમાં કે આજ ઘણા દનથી નંદુ ગોરાણીને મળી નથી તે મળતી આવું, ને... [અચકાતી] પેલા પૂનમભાઈનો લોટો તમારે ત્યાં રહી ગયો છે ને?–તે ઇયાંનો સંદેશો આવ્યો છે કે લઈ આવજો, તે મેંકું લેતી આવું.

નંદુ — કયા પૂનમભાઈ? [કાંઈ યાદ આવતાં] હા, હા, પેલા–અહીં દીકરાને દવા કરાવવા મહિનો માસ રહી ગ્યાતા એ! બુન, અહીં તો આખી દુનિયા આવે છે ને જાય છે. કેટલાંની સરત રહે? તે તમારે ને ઇયાંને શું ઓળખાણ?

ચંચળ — કાંઈ નહિ! પણ અમારા ગામના ખરા ને? આ પાંચમે મારા ભાણિયાના લગનમાં જવાની છું ત્યારે લેતી જઈશ. કાંઈ લેવાદેવાનુ મલેમલાવે નહિ, ને નકામી વેઠ!

નંદુ — આ પેલા પાટ હેઠળ મૂક્યા રાખ્યો હતો. એવો ને એવો અકબંધ! એ ને ઇયાંનો લોટો સાજા રહે ભા!......પણ, બુન, તમે ખોટું નો લગાડતાં — કહ્યા વિના રહેવાતું નથી–આ કળશ્યો તમારે ત્યાં વિયાશે ને અહીં રહેત તો દૂબળો પડી જાત! અહીં આવત ત્યારે પંડે લઈ નો જવાત?

ચંચળ — એ તો ગોરાણી, બધાંનાં મન મોટાં ઓછાં હોય છે? મૂંજી મારો પીટ્યો! નકર, મહિના લગણ તમારું ઘર આખું ખાઈ જાય. ને એક ટોયલી ખાતર મન બગાડે ડાહ્યો હોય તો?

નંદુ — ના, પણ, આ તો ઠીક છે, મારી બાઈ, પણ પેલા ભટ્ટજી–અમારે નાહવાનીય સગાઈ નહિ, ને 'મારા ગોરજીનું ઘર' કરતા આયા; આયા ત્યાં લગણ તો કહ્યું ઠીક છે, પણ સવારે અંધારે અંધારે ઘેર નીકળ્યા તે ઈયાંના હજાર થીગડાંવાળા કોટને બદલે મારા જ્યાંતીનો નવોનોક કોટ પહેરીને થયા હીંડતા, તે આવજે ઘર ઢૂંઢ્ડું! કોણ પગેરું કાઢવા નવરું બેઠું'તું?

ચંચળ — શા કળજગ વ્યાપ્યા છે!

નંદુ — ને પેલો જગન્નાથ, હરિને લઈને મુંબઈ જતો'તો, તે અહીં રાતવાસો રહેલો! સવારમાં મુંબઈ જવાના કોડમાં ને કોડમાં બાઈજી કપડાંની પોટલી ભૂલી ગ્યાં. પાછળથી તાર કર્યો કે પારસલથી પોટલી મોકલી આપજો. તે...બાઈ, ઈને તો આંગણે રૂપિયાનું ઝાડ વાવેલું હશે, પણ મારે આ મેમાનગીરી, ને ઉપરથી દખણા ક્યાંથી આલવી?

ચંચળ — તમારે તો બધી મેરથી દંડાવાનું.

નંદુ — કાંઈ કહેવાની વાત નથી! ઈયાંને છતે, લોક આવતું જતું તે જણાતું નહિ, પણ........

ચંચળ — જ્યાંતીભાઈને માથે આટલો બોજો–એ તો ગોરાણી, ગમે એવા મોટા લખેશરીની પણ કમ્મર વાંકી થઈ જાય! મને તો થાય છે કે પરભુ ગોર કેમ કરીને પૂરું કરતા'તા! એ તો તમારે જ પરતાપે બા!

નંદુ — આખો અવતાર મહેમાનોની ચાકરીમાં કાઢ્યો છે! દન ને રાત જોયા વિના ફૂદાની પેઠમ ફરતી ને એકલે હાથે બધા કામને પહોંચી વળતી!

ચંચળ — બાઈ, પરભુ ગોરની તો ઓળખાણ પણ કાંઈ નાની-સૂની? ગામગામના ઠાકોર, શેઠિયા, અમલદાર બધાં સાથે ઈયાંને બેસવાણિઠવાનું! સહુને ભાયગ કાંઈ એવી શાખઆબરૂ ઓછી હોય છે?........ને તમારે ત્યાં તો એક વાર કેટલાં ગામે દૂઝતાં?

નંદુ — પણ એ તો બધાં વરખાસન ઇમના સંગાથે ગ્યાં! રતરતનો ફળમેવો ખાધો ખૂટતો નહિ, એ હવે તો ક્યાંય જોયો જડતો નથી. બાઈ, એ તો બે આંખ્યોની શરમ છે! ઇમને તુ'વે હવે બધુંય ફલ્લંફલ્લા!

ચંચળ — (દુઃખ દર્શાવી) એવી વાત છે!

નંદુ — પણ, ચંચીબુન, ઇમની હયાતીમાં તો પેટ પર પાટા બાંધીનેય ચલાવતાં, પણ હવે હજીય 'મારા ગોરજીનું ઘર' કરતું, વાટે કુટાતું કોઈ પણ માનવી મારે ત્યાં આવીને ઊભું રહે છે, તે જાય ને ઇયાંની પાસે ત્યાં . . . ! [આંગળી આકાશ તરફ તાકે છે.]

ચંચળ — પરભુ ગોરને કોઇથી ન પહોંચાય!

નંદુ — હું તો ત્યારે પણ હિંમત હારી જતી, પણ મને રોજ કહે કે, 'સાથે શું લઈ જવાનું છે? રામનો આલ્યો બટકું રોટલો ખાવા કરતાં ખવરાવ્યો મીઠો લાગે!'

ચંચળ — દિલનો દરિયાવ આદમી!

નંદુ — મેં એક દન ભર શ્રાવણની મેઘલી રાતે એક વાટ-મારગુને બારણે હાંકારો નો દીધો ત્યારે એ મને વઢ્યા નહિ, પણ ત્યાં જઈને મોટેથી ઇને સાદ કર્યો. ઝમઝમ વરસાદમાં સાંભળ્યામાં ન આવ્યું કે શું, પણ વીલે મોઢે પાછા આયા ને મને કહે કે, 'તારે છતે મારી આ આંખ્યો મીંચાઈ જાય, ને હું કોક રાંકને પેટ પડું ને કોક દી બારણું ઠોકું, તો તું નો જ ઉઘાડે ને?' [રોઈ પડે છે.]

ચંચળ — ગઈ ગુજરી ભૂલી જાઓ. બાઈ, બધું સંભારી સંભારીને રોયે કાંઈ આરો આવવાનો છે?

નંદુ — ના, પણ, હું મારા જ્યાંતીની પચ્ચી રૂપરડીમાંથી મહેમાનોની આગતાસ્વાગતા કરું છું. પણ મોઈનો મારો શભાવ જ આકરો તે લગાર વારમાં તતડી ઊઠું છું. આજ દસ મહિનાથી શમણામાં એ આવે છે: એવીલું મોઢું, હળવો ઠપકો! ઇયાંનો જીવ મારે લીધે ઊંચો રહેતો લાગે છે!

ચંચળ — બાઈ, તમારી કરણીની વાત તો અમારે મન છે તો! પારકા માટે ઘસાઈને આ અરધાં તો થઈ ગ્યાં છો! ગોરાણી, શોક મૂકીને લગીર ઘરઆંગણું કરો, તો કાંઈક શરીર સુધરે! દેહીને ઘણી કષ્ટી આલી!

[ એટલામાં ખડકીનું બારણું કોઈ ખખડાવે છે. નંદુ ગોરાણી હાથ જમીન પર ટેકવીને ઊઠવા કરે છે, પણ ચંચળ જઈને બારણું ઉઘાડી આવે છે. એક જુવાન હાથમાં પોટકું લઈને પ્રવેશે છે. ]

જુવાન — પરભુ ગોરના ક્યાંતીલાલ અહીં રહે છે કે?

[ અંદર આવે છે. ]

નંદુ — હોવે, આવો!

જુવાન — અહીં છે?

નંદુ — ના!

જુવાન — [ રોકાઈને ] ક્યારે આવશે?

નંદુ — [ ટૂંકું પતાવતાં ] એનો કાંઈ ભરોંસો નહિ. આવે તો હમણાં આવે, ને રાતના બાર પણ વગાડે!

જુવાન — ત્યારે એમને કહેજો કે અમૃતલાલને ત્યાં મને મળે. મુગટલાલ કહેશો એટલે સમજી જશે — દેવગઢવાળા!

[ જાય છે. ]

નંદુ — જુઓ છો ને? ગાડી આવી કે આપણે ત્યાં એકાદ મનેખ આવ્યું જ સમજો! અહીંથી ચોથે બારણે ધર્મશાળા ક્યાં નથી? પણ કોણ જાણે બધાંને સાં જતાં કાંટા વાગે છે. હું કાંઈ આંગણે ફૂલ વેરી મૂકતી નથી!

ચંચળ — એ તો મૂળ આ રામજીમંદિરનો દવારો એટલે. ને પરભુ ગોરને લીધે સહુના પગ આ ગમ જ વળે!

નંદુ — [ નિસાસો નાખી ] હું શું કરવા જીવ બાળું? મારાં પગલાંય હવે પાછાં વળવા લાગ્યાં છે!

ચંચળ — વસેપાત નો કરતાં હોં. આ કાલ ઊઠીને પરભુ ગોરના પુનબળે ક્યાંતી ઊંચી પાયરી પર ચડ્યો તો પોબારા!!

નંદુ — [ ડૂસકાં ભરતી ] દેવ જેવા માણસ મારે પનારે ક્યાં પડ્યા? હું હીણા કરમની છયાંને વગોવવા વના બીજું શું કરી શકવાની છું?

ચંચળ — તમે તમારે છમનું ધ્યાન ધરો, ને રામજી રાખે તેમ રહો!

નંદુ — કહેનારે કહ્યું છે ને? — કે, સતી અસ્ત્રી દર્પણમાં દેખે તો અંદર છને પતિનું મોઢું દેખાય. દર્પણમાં તો મારે શું કરવા જોવું પડે, પણ કોઈ મેમાન આયો કે છમનું મોઢું મારા સામું હસતું મને દેખાય છે!

ચંચળ — દેવના ધામમાં છો, બાઈ! ને દેવ જેવા પરભુ ગોર!!

નંદુ — મારાથી આ જગા નહિ જીરવાય!

[ અધખૂલું બારણું ઉઘાડીને હાથમાં ભણવાની ચોપડીઓ લઈ બટુ પ્રવેશે છે. નંદુ ગોરાણી આંખો લૂછી દે છે.]

ચંચળ — કેમ બટુભાઈ? શેના ઓળખો?! મોટા મામલીદાર બનો, ત્યારે ઘેર ગુમાસ્તી રાખવી પડે વળી!

નંદુ — [ આનંદાતી ] આ મારા બટુને તો બાલેટણ બનાવવો છે. મારે જીવતે જીવત છને રાજનો દીવાન થયેલો દેખવો છે!

બટુ — હવે થઈ ગ્યા ક્યારનાય! દીવાન તો નહિ, પણ દીવાનો બનેલો તો જરૂર દેખીશ!

ચંચળ — [ આભી બનીને જોઈ રહે છે. ] બોલબોલમાં ફૂલ ઝરે છે, બા! ભાગ્યશાળીનાં પૂરવ જલમનાં પુન્ય, બીજું શું? [ અરધી મિનિટ શાંતિ. ઊઠવા કરતાં ] બેસો ત્યારે, નંદુ ગોરાણી, અંધારે પાછું દેખાશે નહિ. વેળા છતી ઘેર પહોંચી જાઉં!

નંદુ — બટુ! [ આંગળી બતાવતી ] પેલો કળશ્યો ચંચી માશીને આપ જો!

[ બટુ આપે છે.]

ચંચળ — બા! કશો વલોપાત કરજો મા! રામ-લક્ષ્મણ જેવા બે દીકરા છે તે, ધીરજ રાખશો તો, કાલ ઊઠીને સોનાનું વા'ણું વાશે!

[ જાય છે.]

બટુ — બા, ચંચળ માશી ઘણે દા'ડે આ બાજુ ભૂલાં પડ્યાં!

નંદુ — પેલા પૂનમલાલનો કળશ્યો અહીં રહી ગ્યો'તો તે લેવા આવ્યાં'તાં! મારા કરમ જેવો તો હતો — ફૂટેલો! પણ [શાંતિ. બટુને] જા, જો બેટા, ખડકી દઈ આવ જો! [બટુ દોડતો બારણું વાસી આવે છે.] કેમ બટુ, તું આજે નિશાળેથી આવ્યો એવો ચિડાઈ ગયો?

બટુ — એ તો, આ સાડાપાંચની ગાડીમાંથી કોઈ ઉતારુ હશે ને બા, તે મને પૂછે કે પ્રભુદાસ ગોરનું ઘર કયું? સવારે અમથાલાલને સ્ટેશન સુધી મૂકવા જતાં પહેલો પિરિયડ ચૂક્યો'તો એટલે એમની રીસ એના પર કાઢી: 'જાઓ, આખું ગામ છે, શોધી કાઢો! મને કાંઈ બધાંના ઘરની ઓછી ખબર છે!'

નંદુ — જુવાન હતો? કાળી ટોપી?

બટુ — ના, આ તો પાઘડીવાળા કોઈ મહેરબાન હતા. . . એ કોણ?

નંદુ — એ વળી એક ભાઈ આવ્યા'તા. પણ ભગવાન વહારે ધાયા ને ઈને સારી મત દીધી તે અમરતલાલને ત્યાં જઉં છું કહીને હીંડતો થ્યો!

બટુ — બા, આ તે ઘર છે કે ધર્મશાળા? અહીં રહીને હું પરીક્ષામાં શું ઉકાળવાનો? આપણે ઘર બદલી લઈએ!

નંદુ — પણ બેટા, ભાડું ક્યાંથી લાવીએ? આ તો તારા બાપના નામને લીધે ભર્યુંપૂર્યું ઘર આપણને મળ્યું છે એ કહે ને?

બટુ — ત્યારે શું કરશું? નાના હતા ત્યારે તો મહેમાનો આવતા એથી ઊલટી મઝા પડતી. નવા નવા માણસો, ખાવાનું મળે, ખેલવાનું મળે. પણ હવે તો ભારે પડે છે. એ તો તું જ આ બધું સહન કરી શકે બા!

નંદુ — એક તું મારી પીડા સમજે એવો છે! બાકી મોટો તો તારા બાપ જેવો દાનો નીવડ્યો છે! આમ ને આમ ચાલશે તો તારું ભણતર કથળી નો જાય ઈની મને ફિકર રહે છે!

બટુ — એ તો ઠીક છે. બધું થશે. આ પરીક્ષામાં નંબર આવે તો આવતા વરસ માટે પૂરતી સ્કોલરશિપ મળે. પણ કોઈ ઘડી જંપીને અભ્યાસ કરવા દે ત્યારેને?

નંદુ — હુંય ઓછી કંટાળી નથી! કોઈ ખડકી ખખડાવે છે ને મને તો હૈયામાં ફાળ પડે છે, કાળજું ફડફડ કાંપે છે. બારણા પર કોઈના ટકોરા સાંભળું છું તે જાણે છાતી પર હથોડા નો ટિપાતા હોય?

[ ખડકી ખખડે છે. નંદુ ગોરાણીને દિલે થથરાટી આવી જાય છે. બટુ કડક ચાલે ઉતાવળો જઈ બારણું ખોલે છે. જયંતીલાલ અંદર આવે છે. નંદુ ગોરાણી હોશમાં આવે છે. પણ જયંતી ઊભો રહે છે. પેલો જુવાન મુગટલાલ પ્રવેશે છે, એટલે એની સાથે જયંતી ઓરડામાં આવે છે. નંદુ ગોરાણીના હોશકોશ ઊડી જાય છે. ]

નંદુ — [ બહુ ધીમે ] કેમ જયંતી ઑફિસમાંથી મોડો છૂટ્યો'તો?

જયંતી — [ કપડાં કાઢતાં ] ના, બા! નવા બજારમાં ગોવિંદકાકા મળ્યા. ઘેર આવવા મેં ઘણું કરગર્યો, પણ ઉતાવળમાં હતા, એટલે એમને વીશીમાં જમાડવા રહ્યો'તો! સહેજ મોડું થઈ ગયું, ખરું બા?... પણ ભગવાન બધું સારા કાજે કરે છે. નહિ તો આ મુગટભાઈનો વાટમાં ભેટો થઈ ગયો એ ન થાત!

નંદુ — [ નિસાસો મૂકે છે. ] હાથપગ ધોઈ લો!

[ જયંતી, મુગટલાલ સામે બારણેથી પાછળ વંડામાં હાથપગ ધોવા જાય છે. ]

નંદુ — બટુ, સમજ્યોને? અક્કરમીનો પડિયો કાણો! [ પોતાને કહેતી હોય તેમ, નીચું મોઢું રાખીને ] સવારે તૈયાર ટપ્પાં રસપોળી ઉપર પેલો અમથો આવીને દેવાયો! નવાં દાળભાત કરી ખાધાં! ને મારા મનમાં કે અત્યારે તમે નિરાંતે ખાવા પામશો, પણ તમારું કપાળ જ કોડિયા જેટલું ને?

બટુ — હું તો કહું છું કે રૂપિયે પાંચ શેરની કેરી આપણે મોટા ક્યા શ્રીમંત તે લાવીને શોખ કરીએ? પણ મોટાભાઈની રીત જ......

નંદુ — [મૂંઝવણ ખસેડવા કરતી] કાંઈ નહિ, જે જેનું અંજળપાણી બેટા!

[જયંતી બારણામાં દેખાય છે.]

જયંતી — મુગટભાઈ ચા પીતા નથી. આપણે તો ચાલશે. રહેવા દે બટુ.

નંદુ — કેમ નથી પીતા?

જયંતી — ખાંડ બિલકુલ ખાતા નથી.

નંદુ — બટુ. બધું મેલીને તું તારે ભાણાં તૈયાર કર!

જયંતી — ખાવાનું તૈયાર છે?

નંદુ — સવારનું છે ને! તમે તૈયાર થઈને આવો.

[જયંતી અબોટિયાં લઈને જાય છે.]

બટુ — [અબોટિયું પહેરી બારણામાં બેસી થાળીઓ પીરસે છે.] બા! રસ તો પૂરતો છે. કાંઈ ફિકર નથી.

નંદુ — તમે આજકાલનાં છોકરાં પતરપેટાં બહુ તો? આ... તારા બાપ હોય તો એટલે તો ઇમને રેલાય નો પહોંચે.

બટુ — બા, સૂંઠનો ભૂકો કર્યો છે કે?

નંદુ — જો, અંદર અભરાઈ પર વાડકીમાં!

[જયંતી, મુગટ અબોટિયાં પહેરી અંદર આવે છે. સીધા રસોડામાં જાય છે.]

એ તો...અમારે બટુને ચા વગર ઘડીય નો ચાલે! આ હું જોઉં છું ને કે દસ દસ વરસનાં છોકરાંને ગળેથી ખોંખારો વછૂટતો નથી, તે એ ખાંડના જ પરતાપથી ભલા! ને ત્રીંબત્રીસ વરસમાં માણસ લાતરીને પૂણી જેવો થઈ જાય છે, એય ખાંડની જ બલા ને? ઘયડા કેવા ડાહ્યા હતા કે ગોળનું દડબું મન થાય ત્યારે ઉડાવી જતા!

બટુ — બા, તું પાછી ભાષણ આપવા મંડી પડીશ! [અંદર] અહીં, ભાઈ, તમે બેસો! ને મુગટભાઈ, આ તરફ!

નંદુ — અરે બટુ! રસમાં આપણે સવારમાં ખાંડ નાખી'તી કે નહિ? [ સંકોચાતી, હસતી ] આ તારા 'ભાષણ' પરથી સાંભરી આવ્યું!

બટુ — [ રસોડામાંથી બહાર મોઢું કાઢી ] જા, જા!

નંદુ — મામાના સમ! તેં જ નાખી'તી ને? હવે શું કરશું? —હવે આટલો મોડો શાનો રસ?

[ અંદરથી જયંતીલાલનો અવાજ આવે છે. ]

જયંતી — હવે એટલી ચપટી હશે તો કાંઈ વાંધો નથી! ચાલ બટુ, અપોશણ પીરસી દે એટલે 'હરહર મહાદેવ' કરીએ!

[ બધા જમવાનું શરૂ કરે છે. ]

બટુ — [ મોંમાં કોળિયો હોય ને બોલે છે. ] બા, તારે ખાવાની શી વાર છે?

[ અંદરથી સબડકાનો અવાજ સંભળાય છે. નંદુબાઈ આંગણા તરફ જવા કરે છે. બારણે ટકોરા સંભળાય છે. નંદુ ગોરાણીથી ભોંય પર બેસી જવાય છે. ગણગણે છે. ]

નંદુ — આ એકના તો રસમાં ખાંડ નાખી! તારામાં શું નાખીશ વળી? બિચારાં છોકરાંને કોઈ સખે ખાવાય દેતું નથી!

[ અવાજ આવે છે: ખોલો! ખોલો!! ]

ભાઈ, આ નહિ! ચોથે બારણે ધરમશાળા છે. ( સ્વગત ) અંધારુંય થઈ ગયું છે તો બળ્યું!

[ ફરી ટકોરા સંભળાય છે. નંદુ ગોરાણી બારણા પાસે જાય છે. ]

મુસાફર — ખોલો! ખોલો!!

નંદુ — કોણ છે એ સાનસમજ વનાનું? આ દવારો ન્હોય!

મુસાફર — ખોલો!...એક આટલી રાત પડી રહેવું છે!

[ ટકોરા થાય છે. ]

નંદુ — ધરમશાળામાં જાઓ ને! પગ ભાંગી ગયા છે?

[ વધુ ટકોરા સંભળાય છે. ]

આ ક્યાંથીય ઝોડ વળગ્યું પાછું!

[એકાદ મિનિટ શાંતિ પ્રસરે છે. ક્રુટકારાનો દમ ખેંચી, નંદુ ગોરાણી ખડકી ઉઘાડે છે. દૂર અંધારામાં કંઈ જોતી હોય એમ ભવાં પર હથેળી ટેકવી તાકી રહે છે ને એકદમ ચીસ પાડી ઊઠે છે.]

એ! આવો! આવો!! પાછા આવો!!! મારા સમ છે તમને!

બટુ — શું છે મા? ગાંડી!

[ખાતાં ખાતાં ઊઠીને બટુ દોડતો આવે છે.]

નંદુ — [બહાર તાકતી] પાછા વળો! તમારા પંડનું ઘર છે ને વળી પૂછવા રહ્યા?

[બારણાની બારસાખ પર કપાળ કૂટે છે.]

બટુ — આ કોના ઉપર આટલો પ્રેમ ઊભરાઈ આવ્યો વળી? કોણ હતું, મા?

નંદુ — [રોતી] હવે કોઈ નહિ આવે આપણે બારણે, બેટા! ને આવે તોય મારે શું...!

બટુ — એમાં રુએ છે શા સારુ પણ? કોણ હતું?

નંદુ — [જાણે ભાન વગર] એ જતા રહ્યા છેવટ, મારે પાપે!

બટુ — [મૂંઝાઈને] મા!

નંદુ — એ જ પાઘડી, પેલો લીલો ખેસ ને બટુ, વિશંભરદાસ-વાળી પેલી લાકડી પણ મેં હાથમાં દેખી તો!

બટુ — કોના હાથમાં? મારા બાપાના...?

[પડદો]

## સ્વાધ્યાય

૧. આ નાટકમાં આવતાં મુખ્ય પાત્રોનો પરિચય આપો.

૨. નંદુ ગોરાણીના પાત્રની તમારા મન પર શી છાપ પડી તે જણાવો.

૩. આ નાટક લખવામાં લેખકનો કંઈ હેતુ હશે ખરો કે વાત કહેવા ખાતર એ લખાયું છે તે કહી શકશો?

૪. આમાંનાં પાત્રોમાંથી સૌથી વધુ સહાનુભૂતિને યોગ્ય કયું પાત્ર છે?

૫. આ નાટકમાંથી, બોલાતી ગુજરાતી ભાષામાં કેવી શબ્દશક્તિ રહેલી છે તે બતાવવા, થોડાંક વાક્યો સૂચવો.

૬. 'બારણે ટકોરા' મથાળું કેટલે અંશે સાર્થ છે તે ચર્ચો.

# આપણા સાહિત્યનું વિહંગાવલોકન

## ૧

### પ્રાચીન કાળ

આપણી ભાષાનું આયુષ્ય હજી પૂરું હજાર વરસનું પણ થયું નથી છતાં તેનું ખેડાણ એટલા બધા — અને કેટલાક તો બહુ ઊંચી કોટિના એવા — લેખકોને હાથે થયું છે કે આઠ દસ પૃષ્ઠમાં તેની રૂપરેખા આંકવી મુશ્કેલ છે. છતાં ભાષા અને સાહિત્યના વિકાસનો કાંઈક ખ્યાલ આવે એ રીતે આપણે પાછલા કેટલાક સૈકાઓ પર ઊડતી નજર કરીએ.

હિંદમાં સંસ્કારી વર્ગ જ્યારે સંસ્કૃત બોલતો ત્યારે સામાન્ય જનસમાજ પ્રાકૃત ભાષામાં વ્યવહાર ચલાવતો. આમ સંસ્કૃત અને પ્રાકૃત બંને જોડાજોડ વપરાતી. જેમ સિક્કા વપરાશથી ઘસાય છે તેવું જ કાંઈક શબ્દોનું પણ લાગે છે. તેમાં ફેરફાર થયા જ કરે છે. લોકોની બોલચાલની ભાષા પ્રાકૃતમાં ફેરફાર[1] થતા ગયા અને કાળે કરીને તેમાંથી એવી એક ભાષા બની જેને વિદ્વાનોએ અપભ્રંશ (બગડેલી-અશુદ્ધ ભાષા) તરીકે ઓળખાવી. આ અપભ્રંશનો જે એક પ્રકાર આપણા પ્રદેશમાં વપરાશમાં હતો તે ગૌર્જર અપભ્રંશ. એમાંથી ધીમે ધીમે ગુજરાતી ભાષા બંધાવા પામી. આપણે અત્યારે બોલીએ છીએ તે રૂપ તો ગુજરાતીને હજી હમણાં ત્રણ ચાર સદીથી જ મળ્યું છે. નરસિંહમીરાંનાં ભજન આપણને બરોબર અત્યારની ભાષામાં મળે છે તે ઉપરથી એમ ન માનવું કે ઠેઠ તેમના સમયથી ભાષાનું રૂપ એવું હતું. તે ભજનો લોકોના કંઠમાં વસેલાં હોઈ

---

૧. સંસ્કૃતમાં ફેરફાર ન થયા કેમકે કાળજીપૂર્વક તેનું વ્યાકરણ રચીને તેને સંસ્કૃત (સુધરેલી, સંસ્કારવાળી) બનાવવામાં આવી હતી. તેમાંથી તે ચસકી શકે એમ ન હતું. જ્યારે અભણ લોકની બોલચાલમાં તો પરિવર્તન થયે જ ગયાં.

પેઢીએ પેઢીએ તેમાં ફેરફાર થતા ગયેલા. નરસિંહનાં કાવ્યો તેના સમયની જ ભાષામાં આપવામાં આવે તો આપણને સમજવું મુશ્કેલ પડે.

## પ્રેમ-શૌર્યનો પ્રવાહ

અત્યારનું રૂપ આપણી ભાષા પામી ત્યાં સુધીના વિકાસનો કડીબંધ ઇતિહાસ આપવાનું આ સ્થાન નથી. પણ અપભ્રંશના થોડાક દુહા વાનગીરૂપે અહીં ઉતારીએ છીએ જેથી આપણી ભાષાની જનનીનો અને તે ભાષા બોલનાર પૂર્વજોની ઊંચી ભાવનાઓનો કાંઈક પરિચય મળે :

પુત્તેં જાએં કવણુ ગુણુ અવગુણુ કવણુ મુએણ,
જા બપ્પીકી ભુંહડી ચંપિજ્જઈ અવરેણ ?
(દીકરા જન્મ્યે કોણ ગુણ, અવગુણ કોણ મર્યાથી,
જો બાપુની ભૂંઈ તે ચાંપી જાય બીજાથી ?)
ભલ્લા હુઆ જુ મારિયા, બહિણિ, મહારા કન્તુ;
લજ્જેજંતુ વયંસિઅહુ, જઈ ભગ્ગા ઘરુ એન્તુ.
(ભલું થયું હે બહેન, જે રણ મુજ કંથ મરાયો,
હું લાજત સખીમાં, ઘરે ભાગી હોત જો આવ્યો.)
અમ્હે થોવા, રિઉ બહુઅ, કાયર એમ્વ ભણન્તિ;
મુદ્ધિ નિહાલહિ ગયણયલુ કઈ જણ જોણ્હ કરન્તિ.
(થોડા અમે ને રિપુ ઘણા, કાયર એમ ભણે;
મુગ્ધે જો, કે ગગનતલ કોણ ઉજાસ કરે.)
જીવિઉ કાસુ ન વલ્લહઉં, ધણુ પુણુ કાસુ ન ઇટ્ઠુ ?
દોણ્ણિ વિ અવસરનિવડિઆઈં તિણ સમ ગણઈ વિસિટ્ઠુ.
(વહાલું ન કોને જીવવું, ધન કોને નહિ ઇષ્ટ ?
અવસર આવ્યે બેયને તૃણ સમ ગણે વિશિષ્ટ)
બાંહ વિછોડવિ જાહિ તુહું હઉં તેવંઈ કો દોસુ,
હિઅયટ્ઠિઉ જઈ નીસરહિ જાણઉં મુંજ સરોસુ.
(બાંહ વછોડી જાય તું એમાં તે શો દોષ ?
હૃદયામાંથી નીસરે તો જાણું, મુંજ, સરોષ.)
વાયસુ ઉડ્ડાવન્તિઅએ પિઉ દિટ્ઠઉ સહસત્તિ.

અદ્ધા વલયા મહિહિ ગય, અદ્ધા ફુટ્ટ તડત્તિ.
(ઉડાડતી હતી કાગ ત્યાં સહસા દીઠો નાથ,
અર્ધ બલૈયાં પડી ગયાં, તડડડ ફૂટ્યાં આધ.
વિરહથી કાયા એટલી બધી દુર્બળ હતી કે નમીને કાંકરો લેવા જતાં હાથનાં અર્ધાં બલૈયા નીચે સરી પડ્યાં, ત્યાં એકાએક પતિદર્શન થતાં તેના આનંદથી એટલી બધી પ્રફુલ્લતા અનુભવી કે રહી ગયેલાં અર્ધાં નાનાં પડવાથી તૂટી ગયાં.)

પ્રેમ અને શૌર્યથી ઊછળતી પ્રજાએ આપણને ગુજરાતી ભાષા આપી છે. એ હકીકત પ્રત્યેક ગુજરાતી બાળકે જીવનમાં વણી રાખવી જોઈએ.

ધીરે ધીરે ભાષા, શ્રી. મુનશીનો શબ્દ વાપરીએ તો, 'ગુજરાતીતા' પામતી ગઈ. આ ગુજરાતીના સેંકડો કવિઓ થયા છે. તેમાં જૈન કવિઓ[1] પાંચસો-સાતસો જેટલા છે અને દયારામ સુધીના જૈનેતર[2] (જૈન સિવાયના) કવિઓ અઢીસો લગભગ છે. આપણે કવિઓ કરતાં કવિતાના પ્રવાહોનો પરિચય કરીએ.

ઉપર અપભ્રંશના દુહા આપ્યા છે તેમાં તરવરતા પ્રેમ અને શૌર્યનાં કાવ્યોનો પ્રવાહ તે પ્રથમ ધ્યાન ખેંચે છે. અસાઇતે 'જિમ વનિ ભૂલી હરણાલી' એવી 'હંસાવલી'ની કથા ગાઈ છે, અને મોડાસાના મુસલમાન કવિ અબ્દુર રહેમાને 'સંદેશકરાસ'માં વિરહિણીનો સંદેશ ગૂંથ્યો છે. ઈડરનો શ્રીધર વ્યાસ શૌર્યઊછળતો 'રણમલ્લ છંદ' બુલંદ સ્વરે લલકારે છે. આ બધા કવિઓ તે આપણા 'આદિકવિ' ગણાતા નરસિંહની પહેલાંના છે એ લક્ષમાં રાખવાનું છે.

---

૧. જૈન કવિઓની હકીકત 'જૈન ગુર્જર કવિઓ'માં શ્રી. મોહનલાલ દલીચંદ શાહે વિગતે આપી છે. 'આનંદકાવ્યમહોદધિ'માં તે કવિઓની કૃતિઓ સંગ્રહાઈ છે.

૨. શ્રી કેશવરામ કા. શાસ્ત્રીએ 'કવિચરિત'ના ભાગોમાં જૈનેતર કવિઓનો પરિચય કરાવ્યો છે.

આ પ્રવાહ પાછળથી પણ ચાલુ રહ્યો છે. પદ્મનાભનું ઐતિહાસિક 'કાન્હડદે પ્રબંધ' આપણી ભાષાના ઇતિહાસની દૃષ્ટિએ પણ ઘણું કીમતી છે. પ્રેમ વિષયક કાવ્યોનો પ્રવાહ પણ પાછળની 'રૂપસુંદર કથા' જેવી કૃતિઓમાં ચાલુ દેખાય છે. પણ ધીમે ધીમે ભક્તિ અને આખ્યાનોના પ્રવાહ વધતા ગયા અને પ્રજા પરવશ થતી ગઈ તેમ એ લુપ્ત થઈ ગયા અને છેવટે ગઈ સદીમાં નર્મદે એને પુનર્જીવિત કર્યા.

## ભક્તિનો પ્રવાહ

ઈ. સ. ના દસમાથી તેરમા સૈકા સુધી આખા દેશમાં ભક્તિનું પ્રચંડ મોજું ફરી વળ્યું. છેલ્લા કેટલાક સૈકાઓમાં દેશ પર અનેક વિદેશી પ્રજાઓએ હુમલા કર્યા હતા. તેની સામે પોતાની સંસ્કૃતિ ટકાવી રાખવાનો ભક્તિ એ સૌથી મોટો ઇલાજ હતો. વૈષ્ણવ ધર્મે ભક્તિનો પ્રચાર દેશભરમાં કર્યો. લોકોએ પોતીકી સંસ્કૃતિનું ભાવભર્યાં સરળ સુંદર ભજનો વડે સંરક્ષણ કર્યું. આ ભક્તિસાહિત્ય સામાન્ય જનસમાજને પણ પોતાના રસમાં તાણી જાય એવું હતું, અને યોગ્ય રીતે તે "વૈષ્ણવ વેદ"ના નામથી ઓળખાયું. ગુજરાતમાં ભક્તિના ગાયકોમાં અગ્રણી નરસૈંયો દિવેટિયો હતો. એને એક વાર 'ભાભીએ મૂરખ કહી મેં'ણું દીધું.' નરસિંહને એ 'વચન વાગ્યું' અને 'એક અપૂજ શિવલિંગનું વન માંહે જઈ પૂજન કીધું.' શિવે પ્રસન્ન થઈ એને દિવ્યચક્ષુ આપીને કૃષ્ણની રાસલીલા દેખાડી. એ રાસલીલામાં મશાલ લઈને નરસૈંયો ઊભો રહ્યો અને દિવેટ બળી ગયા પછી પોતાનો હાથ બળવા માંડ્યો તેની પણ એણે પરવા કરી નહિ. આ દંતકથા નરસિંહની તલ્લીનતાનો સાચો ખ્યાલ આપે છે. એના જેવાં મસ્ત ભક્તિનાં અને તન્મયતાનાં ગીત ભાગ્યે જ કોઈએ ગાયાં હશે. પોતે રાધા બનીને કૃષ્ણનાં એણે ગોપીભાવે ગીત ગાયાં છે. વાણી અત્યંત સરળ, વેધક અને આરતવાળી છે. કવિતામાં ચિત્રો ઉઠાવવાની કળામાં નરસિંહ અજોડ છે. મીરાંબાઈ રાજપૂતાનાનાં હતાં, પણ દ્વારકાધીશને આશરે આવીને ગુજરાતમાં રહ્યાં હતાં.

એમનાં પદો હૃદયની સચ્ચાઈભરી અને મુલાયમ લાગણીના ફુવારા જેવાં છે. 'મીરાંકે પ્રભુ ગિરધર નાગર' એ શબ્દો સદીઓથી ગુજરાતમાં બહુ લાડીલા થઈ પડ્યા છે. આપણા સૌથી વધારે સમર્થ એવા કવિ નરસિંહ મહેતાથી આ પ્રવાહ પોષાયો હતો. વળી એની ભક્તિગંગામાં મીરાંની મસ્ત યમુના મળી પછી તો પૂછવું જ શું? આ પ્રવાહમાં આપણા અનેક કવિઓએ પોતપોતાનો યત્કિંચિત્ ફાળો આપ્યો છે. છેક દયારામ સુધી (ઈ. સ. ૧૮૫૨) આ પ્રવાહ ચાલ્યો. અને પછી પણ લુપ્ત થઈ ગયો એમ માનવાને કારણ નથી. માનવ હૃદય છે ત્યાં સુધી એ છેક લુપ્ત થઈ શકશે કે કેમ એ પણ શંકાસ્પદ છે. અર્વાચીન યુગના મહાન કવિ શ્રી. નાનાલાલે પોતાના ઉપનામ માટે 'પ્રેમ–ભક્તિ' શબ્દો પસંદ કર્યા હતા અને 'મારાં નયણાંની આળસ રે ન નીરખ્યા હરિને જરી' જેવાં આરજુભર્યાં ભજન પણ ગાયાં છે. શ્રી. મેઘાણી શ્રી. સુંદરજી બેટાઈ અને શ્રી. પ્રહ્લાદ પારેખ આ પ્રવાહના છેલ્લા અત્યારના પ્રતિનિધિ છે.

## પૌરાણિક પ્રવાહ

પુરાણોમાંથી વારતાઓ ઉપાડીને રસિક રીતે લોકો આગળ ને રજૂ કરવી અને તેમને આનંદ સાથે બોધ આપવો એ ઉચ્ચ આશયથી આપણા અનેક કવિઓએ આખ્યાનો રચ્યાં છે અને એ તે તે કવિના સમયમાં અત્યંત લોકપ્રિય થયાં હોવાનો પાકો સંભવ છે. ગુજરાતમાં માણભટ્ટો આવાં આખ્યાનો ગામોગામ અને શેરીએ શેરીએ લલકારતા. આ સંસ્થા હવે મૃતપ્રાય છે. મોટાં શહેરોમાં આજે ક્યાંક ખૂણેખાંચરે બદલાયેલા જમાનાને અનુકૂળ થવા મથનાર માણભટ્ટો હારમોનિયમની સાથે સૂર ખેંચતા નજરે પડે છે. પણ જ્યારે ઊંચા પ્રકારનાં કાવ્યોની આ જ માણભટ્ટો ગામેગામ પરબો બેસાડતા હશે તે સમયની કલ્પના કરવા જેવી છે. ભાલણ, નાકર, વિષ્ણુદાસ, ભાઉ, વૈકુંઠ, વિશ્વનાથ જાની, એમ આખ્યાનકારોની લંગાર ચાલી આવે છે. એકએકને ટપી જાય એવા એ કવિઓ છે. ત્યાં આખ્યાનકાર-શિરોમણિ આવે છે મહાકવિ પ્રેમાનંદ.

નરસિંહે સુદામાચરિતથી આ આખ્યાનપદ્ધતિની શરૂઆત કરી હતી. ભાલણે એ નળાખ્યાન લખ્યાં. નાકર, વિષ્ણુદાસ, ભાઉ અને વૈકુંઠે મહાભારતમાંથી પદ્યાનુવાદ આપ્યા. નાકરના નળાખ્યાનમાંથી ખુદ પ્રેમાનંદ જેવાએ પણ કેટલીક વસ્તુઓ અપનાવી, એવી એની સર્જકતા છે. વિશ્વનાથે નરસિંહ મહેતાનું ચરિત્ર ગાયું. પ્રેમાનંદે નળાખ્યાન, સુદામાચરિત અને કુંવરબાઈનું મામેરું એ ત્રણ આખ્યાન પહેલાંના કવિઓએ ગાયેલાં છતાં ફરી ગાયાં. પણ એના હાથમાં એ અમર કૃતિઓ બનવા પામી. એણે એ સિવાય ઘણું લખ્યું છે, જેમાં દશમ સ્કંધ એ પ્રૌઢાવસ્થાની કૃતિ હોઈ રસજમાવટની દૃષ્ટિએ ખાસ નોંધપાત્ર છે. પ્રેમાનંદની ભાષા સરળ, સંસ્કારી અને રસવાહી છે. પાત્રાલેખનની અને પ્રકૃતિવર્ણનની એની શક્તિ અત્યંત ઉચ્ચ કોટિની છે. ગમે તે રસની જમાવટ એ કુશળતાથી કરી શકે છે. એની રચનાઓમાં પૌરાણિક પાત્રો પૌરાણિકતા છોડીને ગુજરાતીતા ધારણ કરે છે. એનાં કાવ્યોમાં ગુજરાતનું જીવન ધબકતું દેખાય છે. એની જો કોઈ ખોડ હોય તો તે હાસ્યરસ જમાવતી વખતે કોઈ કોઈ વાર એ હલકી ભૂમિકાએ ઊતરી આવે છે એ છે. પણ કદાચ તે એને પોતાના શ્રોતૃવર્ગનું રંજન કરવા માટે કરવું પડ્યું હોય. એની પહેલાં કે પછી એટલી સફળતાથી કોઈએ આખ્યાન લખ્યાં નથી. મામેરું, સુદામાચરિત અને નળાખ્યાન આપણા સાહિત્યની ઉત્તમોત્તમ કૃતિઓમાંની છે અને કોઈ પણ ભાષારસિકે તેનો રસાસ્વાદ લીધા વગર રહેવું જોઈએ નહિ. આખ્યાનોનો પ્રવાહ પછીથી મંદ પડી ગયો. દયારામે અજામિલાખ્યાન લખ્યું પણ તેમાં બહુ કસ નથી. દલપતરામના વેનચરિત્રને નવી ઢબનું આખ્યાન ગણી શકાય.

## કથાઓનો પ્રવાહ

ધાર્મિકતાનો પ્રચાર કરવાનો જેનો મુખ્ય હેતુ ન હોય એવી રંજનપ્રધાન કથાઓ આપવાની પદ્ધતિ જૂના સમયથી પ્રચલિત હતી. આપણું જૂનું સાહિત્ય માત્ર ધાર્મિકતાનું છે એ માન્યતા હવે ક્યારની ખોટી કરી ચૂકી છે. ભાલણે બાણની [illegible] પદ્યાનુવ

આપ્યો હતો. અને તે આપણા સાહિત્યની એક ઉત્તમ સિદ્ધિ છે. સદયવત્સકથા અને બીજી સામાજિક વાર્તાઓ પણ કવિઓએ આપી હતી. પ્રેમાનંદ સુધીના સમયમાં પૌરાણિક આખ્યાનોની પદ્ધતિનો કસ એટલો બધો કાઢવામાં આવ્યો હતો કે પ્રતિભાવાળા કવિએ નવો માર્ગ જ લેવો રહે. આ કાર્ય શામળને માથે આવી પડયું. તેણે અનેક સામાજિક અને ચમત્કારિક વાર્તાઓ લઈ સરળ સંસ્કારી અને ધોધમાર પદ્યમાં એ રજૂ કરી. માતર તાલુકાના સિંહુજ ગામના રખીદાસ નામના પાટીદારે ગમાન બારોટને ખાસ મોકલી અમદાવાદ ગોમતીપુરથી એને પોતાને ત્યાં બોલાવી મંગાવ્યો અને તેની પદ્ય-કથાઓથી ખુશ થઈ પસાયતું કાઢી આપ્યું. આ રીતે પછાત વર્ગમાં શામળે કવિતાની સરિતા રેલાવી તેમને મનરંજન સાથે 'છપ્પા'ઓ દ્વારા સદ્બોધ આપ્યો. આ પ્રવાહ શામળ પછી લુપ્ત થઈ ગયો. દલપતનર્મદથી વળી પદ્યમાં કથા કહેવાનો ચાલ શરૂ થયો છે. નવા કવિઓ પણ ખંડકાવ્યો, કથાકાવ્યો વગેરે લખે છે.

## વૈરાગ્યનો પ્રવાહ

વૈરાગ્યની છાંટ નરસિંહમાં કાંઈક હતી, પણ ભક્તિના રંગ આગળ વૈરાગ્યનો ભગવો દેખાતો ન હતો. એ ભગવો તો અખામાં જોવા મળે છે. બનવા જોગ છે કે, ભક્તિપ્રવાહનો અતિરેક થયો હશે અને તેની સામે કંટાળીને અખાએ અકળાટથી કહ્યું હશે 'રખે અખા તું એવું લવે.' એણે જ્ઞાનને આગળ કર્યું અને ચોટદાર મર્મીળા છપ્પા લખી લોકોની અંધશ્રદ્ધા એણે ખંખેરી. એની વાણી કાંઈક અણઘડ પણ ભારે જોસ્સાવાળી અને કંઠે વસી જાય એવી છે. એનું ખડખડાટ હાસ્ય એ ગુજરાતી સાહિત્યનું મહામૂલું ધન છે. અને જોવાનું તો એ છે કે આ વસ્તુ પ્રેમાનંદના આવતાં પહેલાં આપણને મળી ચૂકી હતી. અખા પછી પ્રેમાનંદ શામળે પોતપોતાના મૌલિક માર્ગો (આખ્યાનો અને કથાઓના) લીધા પછી ગુજરાતી સાહિત્યમાં કંઈક સુકવણા જેવું દેખાય છે. ભોજા ભગતના 'ચાબખા' અને ધીરાની 'કાફીઓ'માં વૈરાગ્યના ઉદ્ગારો

છે. વચ્ચે ભક્તિનો પ્રવાહ કાળના રેતીથરો તળેથી ડોકિયું કરે છે, વલ્લભ મેવાડો ગુજરાતમાં ધમધોકાર ચાલવા માંડેલી માતા-ભક્તિ આવેશવાળી વાણીમાં ગાય છે. રાજે, મીઠો, રત્નો, રઘુનાથદાસ, શોભણ, પ્રીતમ વગેરે અનેક કવિઓ કૃષ્ણનાં ગીત ગાઈ ભક્તિના પ્રવાહને આગળ ધપાવે છે. એવે સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ પ્રેમાનંદ-સખી, દેવાનંદ, નિષ્કુળાનંદ વગેરે ભક્તિ અને વૈરાગ્ય એ બંને પ્રવાહોને પુષ્ટ કરે છે. છેલ્લે આવે છે દયારામ. તે ભક્તિપ્રવાહને ઘડીભર જીવંત કરી મૂકે છે અને આપણને રસનીગળતી 'ગરબી'ઓ આપે છે. મૃદુતા, સરળતા અને ઘરગથ્થુપણામાં એની ભાષા અજોડ છે. અહીં એક બે વાત તરફ ખાસ લક્ષ ખેંચવાની જરૂર જણાય છે. પ્રથમ તો એ કે, શામળથી દયારામ સુધીના અનેક નાના મોટા કવિઓ તે ઉવેખવા જેવા નથી. એક નરભાનો જ દાખલો લો. એનું 'નાણું આપે નરભો રે' એ કેવું લાક્ષણિક કાવ્ય છે! બીજું, પારસીઓ જે અહીં આઠમા સદીમાં આવીને વસ્યા તેમનામાંથી પણ કેટલાકે પોતાના ધર્મગ્રંથોના ગદ્ય અને પદ્ય અનુવાદ કર્યા છે એ ભૂલવું જોઈએ નહિ. જૈનોની વાતમાં તો વિગતે આપણે અહીં ઊતરી શક્યા જ નથી. પરંતુ તેમણે પણ ભક્તિનું, આખ્યાનનું અને કથાનું અઢળક સાહિત્ય પોતાના ધર્મને લોકપ્રિય બનાવવા માટે રચ્યું છે.

દયારામ પૂર્વે આપણી પાસે ધાર્મિકતાનું જ સાહિત્ય હતું, સંસ્કૃત છંદોમાં રચાયેલી કવિતા ન હતી, ગદ્યનું અસ્તિત્વ ન હતું, એવા જે ભ્રમો સાહિત્યમાં ચાલતા હતા તે હવે ખોટા કર્યા છે તે તરફ ધ્યાન ખેંચવું જરૂરી ગણીએ છીએ.

૨

### અર્વાચીન કાળ

આમ અનેક નાના મોટા પ્રવાહોથી પુષ્ટ થતી આપણી સાહિત્ય ગંગા જેમ જેમ આપણા યુગની નજીક આવતી જાય છે તેમ તેમ

એના પ્રવાહમાં બીજાં અનેક નાનાં મોટાં વહેણો ભળતાં નજરે પડે છે. એવા એક પ્રવાહમાં અતિ સમર્થ — બ્રહ્મપુત્રા જેવો — જે સહેજે આપણી નજરે પડે છે તે ઓગણીસમી સદીથી આપણા પ્રજાકીય અને સામાજિક જીવનમાં જે મોટા મોટા ફેરફારો થઈ રહ્યા છે તેને આભારી છે. એ ફેરફારોમાં અંગ્રેજી રાજ્યની સંસ્થાપના, યંત્રોનો વિસ્તાર, પરિણામે ભૌગોલિક મર્યાદાઓનો લોપ, નવી નવી અને વિશાળ ક્ષિતિજોના ઉઘાડ, વિદ્યાપીઠોની સ્થાપના, તેને પરિણામે અંગ્રેજી સાહિત્ય અને અંગ્રેજી સાહિત્ય દ્વારા વિશ્વસાહિત્યનો પરિચય, સંસ્કૃત અને ફારસીને અભ્યાસક્રમમાં બીજી ભાષા તરીકે સ્થાન મળતાં એ ભાષાઓની સાહિત્ય-સમૃદ્ધિની વધુ વિશાળ સમૂહમાં વ્યાપક બનેલી અસર — આ બધાંને પરિણામે જાણે બ્રહ્મપુત્રાના મિલન પછી વધુ વિશાળ બની ગંગા જેમ અનેક ધારે વિહરે છે તેમ આપણું સાહિત્ય પણ અનેક ધારે વહેવા મંડ્યું. એ ધારાઓની બે મુખ્ય શાખા અને અસંખ્ય ઉપશાખાઓ આપણે જોઈ શકીએ છીએ. મુખ્ય શાખાઓ તે ગદ્ય અને પદ્ય. ગદ્યની શાખાઓમાં નવલકથા (તેની વળી સામાજિક, રાજકીય, ધાર્મિક એવી એવી અનેક ઉપ-શાખા,) નવલિકા, નાટક, નાટિકા, નિબંધ (તેની પણ વિવેચનાત્મક, ચિન્તનાત્મક, વર્ણનાત્મક, હાસ્યપ્રધાન, સ્વૈરવિહારી — એવી એવી અનેક ઉપ-શાખા) — એવી અનેક શાખા ઉપ-શાખાનો સમાસ થાય છે; અને પદ્ય-પ્રવાહની ઉપ-શાખાઓમાં તેના બહિરંગ અને અંતરંગ પ્રમાણે પ્રવર્તતાં જુદાં જુદાં અનેક સ્વરૂપો આવે છે. જેમકે બહિરંગ પરત્વે ગેય અને પાઠ્ય એવા ભેદો. તેમાંય પાછા પેટા વિભાગો; જેવા કે ગેયમાં રાસ, ગરબા, ગરબી, ભજન, ગીત વગેરે. અને પાઠ્યમાં સોનેટ, ખંડકાવ્ય, કથાકાવ્ય વગેરે. અંતરંગ પરત્વે પણ પાછી અનેક ઉપ-શાખાઓ — જેમકે પ્રકૃતિ કાવ્ય, ભક્તિ કાવ્ય, રાષ્ટ્રપ્રેમનાં કાવ્ય, પ્રણય કાવ્ય, વિરહ કાવ્ય, સામાજિક કાવ્ય, મૃત્યુવિષયક કાવ્ય — આવા આવા અસંખ્ય પેટા વિભાગો પાડી શકાય. ગદ્ય અને પદ્યના આ જુદા જુદા અનેક પ્રવાહો અને તેમનાં

અસંખ્ય વહેણોના શક્ય તેટલા નમૂનાઓ 'સાહિત્યપલ્લવ'ના ત્રણે ભાગમાં મળીને આપ્યા છે. આ બધા પ્રવાહોએ હજુ પૂરો એક સૈકો જોયો નથી. અને એ દૃષ્ટિએ આપણને એ તદ્દન પરિચિત જેવા છે. એનો ઉદય કેવી રીતે થયો એનો ઇતિહાસ જાણવા જેવો છે.

ગદ્ય-પ્રવાહ

જૂના પ્રવાહના વિહંગાવલોકનમાં આપણે પદ્યના જ પ્રવાહો ચર્ચ્યા છે, એ જોતાં આજના આપણા એક નાનકડા વિદ્યાર્થીને પણ શંકા થવા સંભવ છે કે, 'શું જૂના વખતમાં પદ્ય જ હતું કે માત્ર પદ્યના પ્રવાહો જ વર્ણવ્યા છે?' એ શંકા નાખી દેવા જેવી તો નથી જ. અગાઉ ગદ્ય ન હતું એવું તો નહોતું જ તે તો આપણે ઉપર જોયું; પણ એક સાહિત્ય પ્રકાર તરીકે ગદ્યરૂપ વ્યાપક બની શક્યું ન હતું. છેલ્લા પોણોસો વર્ષમાં એ અતિ વ્યાપક બન્યું તે મુદ્રણકળાને આભારી છે. એ જોવા જેવું છે કે દુનિયાભરમાં સાહિત્યનાં એ બે અંગો— ગદ્ય અને પદ્યમાંથી સૌથી પહેલું પદ્ય ખેડાયેલું છે. ગદ્ય તો દરેક દેશમાં સાહિત્યના એક વાહન તરીકે બહુ મોડું આવ્યું. એનું મુખ્ય કારણ એ કે મુદ્રણકળાની શોધ પહેલાં સ્મરણશક્તિ ઉપર ઘણો આધાર રાખવો પડતો — અને એ દૃષ્ટિએ પદ્ય ઝટ મોઢે ચડે એવું હોય છે. વળી પદ્યમાં બહુ ટૂંકાણમાં પણ કહી શકાય છે. આ બધાં કારણોને લઈને ગદ્ય પહેલાં પદ્ય ખેડાયું. પણ આજે તો હવે બંને પ્રકારો સારી રીતે ખેડાય છે.

અર્વાચીન ગદ્ય નર્મદથી શરૂ થતું લેખાય છે — જોકે દલપતરામે પણ એ પ્રકાર ખેડેલા છે, પણ એ બન્ને સમકાલીન હોઈ, અને નર્મદે ગદ્યનો ધોધ વહાવ્યો હોઈ, અર્વાચીન ગુજરાતી ગદ્યના જનક તરીકે નર્મદ લેખાયો છે. એનો મુખ્ય ફાળો નિબંધોને લગતો છે. ગદ્યનાં ખાસ સર્જનાત્મક અંગો — જેવાં કે નવલકથા, નવલિકા વગેરે એક વાર ગદ્યનો સાહિત્યના એક વાહન તરીકે વ્યાપક ઉપયોગ થવા માંડ્યો કે તરત ખીલી ઊઠ્યાં. એમાં 'કરણઘેલો' મહત્ત્વની જગ્યા રોકે છે. એ આપણી પહેલી નવલકથા. એ પછી તો

નવલકથાઓનો પણ જાણે કે ધોધ ફાટયો છે—પણ જેમાં ગુજરાત હોય, ગુજરાતનું જીવન ધબકતું હોય, જેને જોઈને દુનિયાભરના લોકો પણ ગુજરાત શું છે તે સહેજે સમજી શકે એવી નવલકથા તો એક 'સરસ્વતીચંદ્ર' જ છે. ગુજરાત વિષે—ગુજરાતના જીવન વિષે આપણા અનેક લેખકોએ લખ્યું છે. મુનશીનાં મધ્યકાલીન ગુજરાતનાં ચિત્રો પ્રાણવાન છે—આમ છતાં વાસ્તવિક ગુજરાતના વ્યક્તિત્વનું કલાત્મક આલેખન તો ગોવર્ધનરામે જ કર્યું છે. 'સરસ્વતીચંદ્ર'ને આપણે વિશ્વસાહિત્યનો દરબાર ભરાયો હોય તો વિના સંકોચે આપણા પ્રતિનિધિ તરીકે મોકલી શકીએ. મુનશી, રમણલાલ દેસાઈ, મેઘાણી, ધૂમકેતુ આદિની કૃતિઓ પણ આપણી નવલકથાના ક્ષેત્રમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે. પણ હજુ એ ક્ષેત્રમાં ઘણું ખેડાણ બાકી છે. સૂક્ષ્મ મનોવિશ્લેષણ જે આ પ્રકારના સાહિત્યનું એક અતિ મહત્ત્વનું અંગ છે તેનાં હૃદયંગમ આલેખનો હજુ આપણી નવલકથાઓમાં નહિ જેવાં છે. એમ છતાં અત્યાર સુધીના આપણા પ્રયત્નોએ એવા સૂક્ષ્મમનોવિશ્લેષણને યોગ્ય વાહન મળી શકે એવી રીતે આપણી ભાષાને ખેડીને તૈયાર કરી છે. એ આજ સુધી લખાયેલી આપણી અનેક નવલકથાઓની જેવી તેવી સંસિદ્ધિ નથી.

નવલિકા આમ તો નવો પ્રકાર લેખાય છે—બાકી એ છે તો પ્રાચીનમાં પ્રાચીન. આજે એની જે નવીનતા લેખાય છે તે તેના કલાતત્ત્વને અંગે. વાર્તા કહેવાની એ કળા આપણા આ યુગની આગવી સંસિદ્ધિ છે. ઘટના અને આયોજનના સુંદર તાણાવાણા-વાળી એ કથાકારીગરી ધૂમકેતુ, દ્વિરેફ આદિથી માંડી પન્નાલાલ સુધીના આપણા અનેક લેખકોની કૃતિઓમાં જોઈ શકાશે. એ ક્ષેત્ર પણ હજુ તદ્દન નવું જ છે. હજુ તો એના પર હળ જ ફર્યું છે. વર્ષાનાં ઝાપટાં આવે અને એ ભર્યું ભર્યું બની રહે એવો યુગ તો હવે ચાલ્યો આવે છે—પણ એ યુગને આવવાની સુગમતા જેણે કરી આપી તેની સેવા જેવી તેવી નથી. આવું જ એકાંકી નાટકો માટે પણ છે. લાંબાં નાટકો આપણે ત્યાં પ્રમાણમાં ઓછાં લખાયાં

છે. આપણા નવા યુગની શરૂઆતના આપણા કેટલાક સાક્ષરોએ સંસ્કૃત નાટકોની ઢબનાં નાટકો લખ્યાં — જેમાં 'રાઈનો પર્વત' અને 'કાન્તા' માનભર્યું સ્થાન ભોગવે છે — પણ એ ક્ષેત્ર હજુ નહિ જેવું ખેડાયું છે. એનું એક કારણ એ છે કે, આપણા સાહિત્ય અને રંગભૂમિ વચ્ચે જોઈએ તેવો મેળ નથી રહી શક્યો. અને આજે તો રંગભૂમિ ઉપર જાણે કે પનોતી બેઠી હોય એવી એની સ્થિતિ છે. એટલે જ્યાં સુધી એ સ્થિતિ સુધરે નહિ ત્યાં સુધી ચંદ્રવદન જેવા આપણા ઉત્સાહી અને શક્તિશાળી નાટ્યકારના અથાગ પ્રયત્ન છતાં સાહિત્યપ્રકાર તરીકે નાટકનો વિકાસ થવો બહુ સંભવિત નથી દેખાતો.

નિબંધની બાબતમાં નાટક જેવું નથી. ત્યાં આનંદશંકર ધ્રુવ, ગાંધીજી, કાલેલકર આદિ આપણા અનેક પ્રતિભાસંપન્ન પુરુષો અને આપણાં અનેક દૈનિક, સાપ્તાહિક, માસિક, ત્રૈમાસિક આદિ સામયિકોએ જાણે મોટો જુવાળ આણ્યો છે. એના હળવા પ્રકારો પણ જ્યોતીન્દ્ર, ધનસુખલાલ, પાઠક આદિએ સારી રીતે ખેડ્યા છે. પણ એ દિશામાં હજુ અનેક શક્યતાઓ રહેલી છે. અને નિબંધ-માત્રનાં હજુ અનેક નવાં નવાં અંગો આપણું સાહિત્ય ખીલવી શકશે એવી સ્પષ્ટ નિશાનીઓ આજે આપણે જોઈ શકીએ છીએ.

**પદ્યપ્રવાહ**

પદ્યમાં પણ અનેક પ્રયોગો થયા છે. શરૂઆતના બધા પ્રયોગો અંગ્રેજી સાહિત્યની અસર હેઠળ થયા હતા, અને એ અસર વ્યાપક રીતે સૌથી વધુ પ્રમાણમાં નરસિંહરાવમાં જોઈ શકાય છે; એટલે સાહિત્યના ઇતિહાસમાં પ્રાચીનોમાં અન્તિમ દલપતરામ લેખાય છે, અને અર્વાચીનોમાં આદિ નર્મદ લેખાય છે, છતાં કેવળ કાવ્ય-ગુણની દૃષ્ટિએ નક્કી કરવાનું હોય તો અર્વાચીનોમાં આદિ નરસિંહરાવ લેખાવા જોઈએ. એમનાથી શરૂ થયેલો કાવ્યપ્રવાહ એક બાજુ અંગ્રેજી સાહિત્ય અને બીજી બાજુ સંસ્કૃત તથા ફારસી ને આપણા જૂના ગુજરાતી સાહિત્યમાંથી

પામી ધીમે ધીમે સમૃદ્ધ બનવા માંડ્યો. એ પ્રવાહમાં એક બાજુએ આપણે બાલાશંકર કંથારિયા, મણિલાલ દ્વિવેદી, કલાપી જેવા સૂફી અસરવાળા કવિઓની છાલકો જોઈએ છીએ; તો બીજી બાજુ કાન્ત જેવાને સંસ્કૃતના વાણીવૈભવ અને ભાવસૌકર્યની ઊર્મિઓ જગાડતા જોઈએ છીએ; તો ત્રીજી બાજુ નાનાલાલ જેવાને સંસ્કૃત, ફારસી, અંગ્રેજી, જૂની ગુજરાતી અને આપણાં લોકગીતોની ઉત્તમોત્તમ કાવ્યશ્રીના અમૃતઘૂંટ પી પી આપણી સાહિત્યગંગામાં શરદનાં નીતર્યાં નીરની છટા ઉતારતા આપણે જોઈએ છીએ. આ બધા પ્રવાહો આમ ખૂબ સુંદર છે, પણ તે બધાનું પ્રભવસ્થાન સ્થળ અને કાળની દૃષ્ટિએ આપણા પ્રજાજીવનથી ઘણું દૂર — સાહિત્યના જ જગતમાં છે. એ બધા પ્રવાહોથી કંઈક જુદો જ પ્રવાહ આપણે બળવંતરાયનામાં જોઈએ છીએ. એમણે કવિતાને વાસ્તવિક જગત ઉપર ઉતારવા પ્રયત્ન કર્યો; તેના ઊર્મિતત્ત્વમાં વિચારની માત્રાને વધારી દીધી — અને પરિણામે વિચારપ્રધાન કવિતાનો એક પ્રવાહ પણ આપણાં સાહિત્યવહેણમાં દેખાવા લાગ્યો. એ પ્રવાહ પૂરેપૂરો સ્પષ્ટ બન્યો ૧૯૧૭માં — જ્યારે 'ભણકાર ધારા પહેલી'ની પહેલી આવૃત્તિ બહાર પડી. ત્યાર બાદ ત્રણેક વર્ષમાં જ આપણું પ્રજાજીવન એક મોટા ઝંઝાવાતથી હાલી ઊઠ્યું. એ ઝંઝાવાત હતો ગાંધીજીની અનેકવિધ પ્રવૃત્તિઓનો, અસહકારનો. એનાથી આપણી સાહિત્ય-સૃષ્ટિનાં નીર ખૂબ ડહોળાયાં. એ સ્થિતિ દશેક વર્ષ રહી. એમાં લોકગીતો તરફ આપણી નજર નવા યુગે આપેલી સ્વદેશી ભાવનાના ઘેનમાં વધુ જોરથી ગઈ— અને આપણને મેઘાણીની અનેકવિધ પ્રવૃત્તિનો લાભ મળ્યો. ખબરદારે એ યુગની પ્રેરણાનાં રાષ્ટ્રગીતોનું ગુંજન આપ્યું. પણ નીર ડહોળાયેલાં જ રહ્યાં. વિચાર ઘૂંટાતા જ ગયા; અને આપણા કવિઓની નજર વધુ ને વધુ વેધક બનતી ગઈ. એમાં વળી સમાજવાદનાં વિચારવહેણો આવી ભળ્યાં. પરિણામે ૧૯૩૦ પછી એક નવો જ પ્રવાહ વહેવા માંડતો આપણે જોઈએ છીએ. સુન્દરમ્ આદિએ પુષ્ટ કરેલો એ પ્રવાહ બહિરંગ પરત્વે બળવન્તરાયે વહાવેલા પ્રવાહને અનુસરે

છે — તેમ જ નાનાલાલ, કાન્ત આદિમાંથી ચિરંતન તત્ત્વોનો પણ સ્વીકાર કરે છે — પણ એ બધાથી એ જુદો પડે છે એના પ્રભવ-સ્થાનની બાબતમાં — એના પ્રેરણાના કેન્દ્રની બાબતમાં. એ કેન્દ્ર છે આપણા દેશની સામાન્ય જનતા, તેમના રોજના વ્યવહારો, તેમની વેદના, તેમના ઉત્સવો ને તેમના કલહો, તેમની આશા અને તેમની નિરાશા. આ પ્રવાહ ક્યાં જશે, એ કેમ વહેશે વગેરે સંબંધી આજે કંઈ પણ આગાહી કરવી એ વધુ પડતું છે; પણ એટલું તો કહી શકાય કે એ પ્રવાહે ગુજરાતના જીવનને કેટલેક અંશે આર્દ્ર કર્યું છે. એ આર્દ્રતા શામાં પરિણમશે એ તો કેવળ ભવિષ્ય જ કહી શકે.

આમ જૂના પ્રેમ-શૌર્યના પ્રવાહને આપણે ફરીથી જુદી રંગ-લહેરે વહેતો જોઈએ છીએ. એ આખા પ્રવાહનું દર્શન મનોહારી છે. એ જોતાં આપણું હૃદય ભક્તિ અને ઉમળકાથી છલકાઈ રહે છે—અને નાનકડું એવું આપણું આ ગુજરાત એની સંસ્કારસમૃદ્ધિમાં હિન્દના બીજા ભાગો કરતાં કોઈ રીતેય પાછળ નથી એ વિચારે આનંદ થાય છે. એ આપણું ગુજરાત અને એ આપણી ગુર્જરગિરા વધુ ને વધુ સમૃદ્ધ બનો ને નર્મદની ઘોષણા સદાય આપણા ઉરે-ઉરમાં પડઘો પાડી રહો કે

જય જય ગરવી ગુજરાત !